# શ્રાદ્ધનહેવીનો પ્રવાસ

યાને

## ગૃહસ્થ ધર્મ નિરૂપણ.

ભાગ ૧ લો.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

શ્રીજૈનધર્મવિદ્યાપ્રસારક વર્ગ,

પાલીતાણા.

સંવત્ ૧૯૬૯. સને ૧૯૧૩.

આનંદ પ્રીન્ટીંગ પ્રેસ—ભાવનગર.

કીંમત રૂ. ૧-૦-૦

# અર્પણ પત્રિકા.

ધર્મનિષ્ઠ, સાધર્મિબંધુ, સ્વર્ગવાસી શેઠ

ડાહ્યાભાઇ કલ્યાણજી.

(કચ્છ-નલીયા નિવાસી.)

આપ પ્રૌઢ વયમાં પ્રવેશ કરતાંજ પરલોકવાસી થયા છો; તેથી આપના ઉપકારક સદ્ગુણોનો લાભ સ્નેહી-સંબધીઓને પૂર્ણ રીતે મલી શકયો નથી; તથાપિ આપે જેટલું જીવન પ્રસાર કર્યું છે, તેટલા જીવનમા આપના સદ્ગુણોની સુવાસ સર્વત્ર પ્રસરી રહી હતી. આપના પિતાએ ધાર્મિક કાર્યોમાં જે કીર્ત્તિ મેળવી હતી, તેને વિશેષ ઉજ્વળ બનાવવાને આપની પ્રવૃત્તિ થતી હતી, પરંતુ આયુષ્યની અપૂર્ણતાને લઇને એ પ્રસંગ મળી શક્યો નહીં, તેને માટે હૃદયમાં શોક થયા કરે છે. હવે એ શોક શમાવવાનો બીજો ઉપાય નથી, તેથી આપના સદ્ગુણોનું સદા સ્મરણ રહે તેવા હેતુથી આ ગૃહસ્થ ધર્મના નિરૂપણનો લેખ કે જેનું સ્વરૂપ આપના જીવનમાં દેખાયું હતું, તે આપને અર્પણ કરી, અમે અમારો સાધર્મિબંધુપણાનો સ્નેહ દર્શાવીએ છીએ.

અમો છીએ,

આપના સાધર્મિ બંધુઓ,

શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગના

વ્યવસ્થાપકો.





મરહુમ શેઠ ડાહ્યાભાઇ કલ્યાણજી.

# પ્રસ્તાવના.



નિર્વિવાદ સિદ્ધ થયું છે કે, સર્વ પ્રકારની સ્થિતિઓનો પોષક ગૃહાવાસ છે. ચાર આશ્રમના પ્રકારને માનનારાઓ પણ કહે છે કે, " ગૃહસ્થાશ્રમ એ સર્વ આશ્રમોનો આધાર છે. સર્વ પ્રકારની સ્થિતિઓ અને આશ્રમો ગૃહસ્થાવાસને આધારે ચાલે છે, જેમ પ્રાસવ્ય માત્ર સિદ્ધ કરવાને માટે શરીર, મન તથા આત્મા—એ ત્રણ સાધનની અપેક્ષા છે, તેમ ગૃહસ્થાવાસ સિદ્ધ કરવા માટે શરીર, વર્ત્તન અને કર્ત્તવ્ય એ ત્રણ સાધનોની અપેક્ષા છે. આ સાધનો જો અપૂર્ણ અંશમાં હોય છે તો તેનાવડે જે કંઇ સિદ્ધ કરવું છે. તે સંપૂર્ણ અંશે સિદ્ધ થતું નથી. કારણ કે, સાધનમાં જેટલા પ્રમાણમાં સામર્થ્ય હોય છે, તેટલા પ્રમાણમાં કાર્ય સિદ્ધ થાય છે. ગૃહાવાસ એ મુખ્યત્વે કરીને સંસારના તત્વોનું વિકાસ સ્થાન છે, એમ કહેવાય છે, પરંતુ તેની અંદર માનવ જીવનના બીજા સર્વ તત્વો પણ મળી શકે છે, તેથી તેને માનવજીવનના તત્વોનું વિકાસસ્થાન કહેવું, એ પણ અયોગ્ય નહિ ગણાય। માનવ જીવનના ચાર ભાગોને ચાર આશ્રમો કહે છે, તેમાં ગૃહસ્થાશ્રમ એ પ્રધાન પદે રહેલ છે; કારણ કે જીવનના આરંભમાં પુરૂષ કે સ્ત્રી જે કાંઇ મેળવે છે, તેના વિકાસનું સ્થાન ગૃહાવાસ છે. તેમ વળી સર્વ પ્રકારની કેળવણી સફળ કરવાનું સાધન પણ ગૃહાવાસ છે. ગૃહસ્થાવાસ દીપાવવાને માટેજ જીવનના આદ્ય ભાગમાં સર્વ પ્રકારની તૈયારી કરવી પડે છે. બાલ અને બાલાને સંસારનું સ્વરૂપ દીપાવવાને માટેજ શિશુ વયમાંથીજ ઉત્તમ શિક્ષણનો આરંભ કરવામાં આવે છે. આથી ગૃહસ્થાશ્રમની પ્રધાનતા સર્વોત્કૃષ્ટ ગણવામાં આવે છે.

એક ગ્રંથકાર લખે છે કે, " પુરૂષો અને સ્ત્રીઓમાં માનસ શક્તિઓ અને ગુણો વિકાસ પામે, ધર્મબળના અને નીતિબળના સંસ્કારો સ્થાપિત થાય, અને દેશ સેવા, જનસેવા, તથા સ્વજ્ઞાતિ સેવાની વીરત્વ ભરેલી વૃત્તિ પ્રકટ થાય, તો ગૃહસ્થાશ્રમ સ્વર્ગીય શોભાને ધારણ કરે. " તે ગ્રંથકારની આ વાણી અક્ષરશઃ સત્ય છે. ગૃહસ્થાવાસનું અદ્‌ભુત માહાત્મ્ય આ વાણીમાં સમાએલું છે. તે સિવાય ગૃહસ્થાવાસનું ગૌરવ કેટલું છે, તેને માટે સૈકડો ઉદાહરણો મળી આવે છે.

જ્યોતિષ વિદ્યાના ગૂઢ તત્વોને જાણનાર સુંજાહિત્ય નામના એક વિદ્વાને લખ્યું છે કે, " પ્રત્યેક માતા પિતાએ પોતાની પ્રજામાં સાંસારિક ભાવના સંસ્કાર સ્થાપવા પ્રયત્ન કરવો અગત્યનો છે. સંસારના ઉચ્ચભાવો હૃદયના ઉંડામાં ઊંડા ભાવ અને લાગણીઓ દર્શાવી શકે છે. સાંસારિક ભાવ પ્રેમ રૂપે પ્રવર્તે તો વિરક્ત હૃદયને

પણ ટાળાવી દે છે, અશક્તતા અને નાસ્તિકતાને ધોઇ નાંખે છે. અને વિકારીને નિર્વિકારી કરવા અને નિર્વિકારીને વિકારી કરવા સમર્થ થઇ શકે છે. સ્વરૂપમાં સદુપયોગ વડે આ વિશ્વમાં મનુષ્યને કલ્યાણ કરવાનું અપૂર્વ સાધન પણ સાંસારિક ભાવ છે."

વિદ્વાન મુંજહિત્યના આ વચનો ગૃહસ્થાવાસના ગૌરવને વધારનારા છે. એવા ગોરવથી ભરપુર એવો ગૃહસ્થાવાસ મનુષ્ય જીવનની શક્તિઓનો અને સામર્થ્યોનો ઉપયોગ કરાવે છે. ગૃહસ્થાવાસની કઇ કઇ સ્થિતિઓ લાભકારક, સુખસાધક તથા હિતાવહ છે, અને કઇ કઇ નથી, એ શોધી કહાડવાના આશયથી સંસારના અંતરંગ ભાવોનું નિરીક્ષણ અને નૈતિક તથા શુદ્ધ વ્યવહારિક ભાવોની પરીક્ષા કરવા કહેલું છે. ઇચ્છાઓ, મનોવાસનાઓ, વૃત્તિઓ, સ્વભાવો અને અભ્યાસો કે જેઓ સાંસારિક વર્તનમાં કેવા ઉપયોગી થાય છે તેને માટે નિર્ણય કરવાની જરૂરીયાત દર્શાવી છે. જે બધા ગૃહાવાસના ઊચ્ચ તત્વો છે, તે તત્વોની પરીક્ષામાં પાસ થયેલો ગૃહસ્થ અનુક્રમે ગૃહસ્થ ધર્મનો પૂર્ણ અધિકારી થઇ શકે છે. જ્યારે મનુષ્ય ગૃહસ્થ ધર્મનો પૂર્ણ અધિકારી થયો, એટલે તેનામાં સામાજિક કાર્ય કરવાની સિદ્ધિ પ્રાપ્ત થાય છે. તે સાથે માનસિક અને નૈતિક બળની વૃદ્ધિ થાય છે, એ વૃદ્ધિને લઇને તેનાથી વિચારની અને ક્રિયાની પ્રવૃત્તિ જાગ્રત કરવાના પ્રયત્નો રચાય છે. એ પ્રયત્નો ગૃહસ્થપણાના કર્તવ્યો બજાવવાને ઘણાં ઉપયોગી થઇ પડે છે.

ગૃહસ્થ ધર્મના આવા રહસ્યને દર્શાવનારો આ લેખ છે. આ લેખનું મનન કરવાથી ગૃહસ્થપણાના રહસ્યનો યથાર્થ બોધ થાય છે. ગૃહાવાસમાં પ્રવિષ્ટ થયેલા ગૃહસ્થના પ્રત્યેક વિચાર તથા ક્રિયા ઉત્તમ પ્રકારે કાર્યસિદ્ધિ કરવાને માટે જાગ્રત થાય, અને તે તરફ સંકલ્પ શક્તિની પ્રેરણા થાય; તેના આરંભક ઉપાયો આ લેખમાં યોજેલા છે. ગૃહસ્થ ધર્મની નીતિનું એ રહસ્ય છે કે, " ગૃહસ્થાવાસમાં આવેલા પુરૂષો ઉત્તમ પ્રકારે કાર્ય સિદ્ધ કરનારા થાય અને તેમની મનોવૃત્તિ, ઉત્તમ પ્રકારના કાર્ય સાધક પુરૂષ રૂપે થવાની અખંડ આગ્રહવાળી રહ્યા કરે." આ ગૃહસ્થ ધર્મની નીતિના રહસ્યને પ્રતિપાદન કરનારો આ લેખ છે. જૈન ગૃહસ્થો કેવા જોઇએ ? તેમના કર્તવ્ય ધર્મો કેવા હોવા જોઇએ ? તેમની આર્થિક અને માનસિક ઉન્નતિ સાધવાને કેવા સાધનો જોઇએ ? તેમના ઉન્નત વિચારના વિવિધ ક્ષેત્રો પ્રતિ લક્ષ દોરાવાને માટે શું શું કરવું જોઇએ ? ગૃહ અને સામાજિક કાર્યોને સિદ્ધ કરવાની કળા પ્રાપ્ત કરવા શું શું આચરવું જોઇએ ? માનવ શક્તિનો વિકાશ કરવા માટે શું શું ગ્રહણ કરવું જોઇએ; પ્રત્યેક વિચાર અને કલાને કેવી રીતે કેળવવા જોઇએ ? ધારેલા પરિણામો ઉત્પન્ન કરવામાં કેવા માર્ગો લેવા જોઇએ અને કેવા ગુણો સંપાદન

કરવા જોઇએ ? એવી એવી સર્વ બાબતો વિવિધ પ્રકારે આ લેખમાં પ્રરૂપિત કરવામાં આવી છે. ગૃહસ્થ ધર્મનો મનોજ્ઞ માર્ગ કેવા કેવા દોષ રૂપ કંટકોથી દૂષિત થાય છે? અને તેને લઇને તે માર્ગના પથિક બનેલા મનુષ્યોને ક્યાં ક્યાં સ્ખલના થાય છે ? તે દિશાઓ પણ આ લેખમાં દર્શાવવામાં આવી છે. તે દોષ રૂપ કંટકોને દૂર કરી ગૃહસ્થ ધર્મનો સુંદર માર્ગ કેવી રીતે નિષ્કંટક થાય છે ? એ વાતની ચર્ચા પણ અહિં વિસરી જવામાં આવી નથી. વર્ત્તમાન કાળે ગૃહસ્થ ધર્મની કેવી દશા થઈ ગઈ છે, અને ગૃહરાજ્યના નાયકો કેવી દશા ભોગવે છે, તે વિષયની ચર્ચા પણ કલ્પિત દૃષ્ટાંતોથી દર્શાવવામાં આવી છે.

આ ગ્રંથની યોજના મહાનુભાવ શ્રી હરિભદ્ર સૂરિના રચેલા ધર્મબિંદુ ગ્રંથને આધારે યોજેલી છે અને તેમના ગૃહ ધર્મના સૂત્રોના પ્રમાણો સાથે સિદ્ધ કરી બતાવી છે. ગૃહસ્થ ધર્મના જે જે ગુણ દોષ વર્ત્તમાનકાળની પ્રજા અનુભવે છે, તેના પ્રત્યક્ષ દ્રષ્ટાંતો દર્શાવવાને આ લેખમાં શાસનદેવીની મૂર્ત્ત પ્રતિમા કલ્પવામાં આવી છે, અને તેમના પ્રવાસ દ્વારા ગૃહધર્મનું નિરીક્ષણ કરાવી પ્રસ્તુત વિષયને સિદ્ધ કરવામાં આવ્યો છે.

પ્રથમ પ્રવાસમાં શાસન દેવી એક સુંદર શેહેરમાં આવી ચડે છે, ત્યાં કેટલા એક શેઠીઆઓનો એકઠો થયેલો સમાજ તેમના જોવામાં આવે છે. તે સમાજની અંદર સંઘની અવ્યવસ્થા અને કેટલાએક હાનિકારક રીવાજોની ચર્ચા થતાં મહાનુભાવા શાસન દેવી ન્યાયથી દ્રવ્ય ઉપાર્જન કરવાના વિષય ઉપર અસરકારક બોધ આપે છે. જેની અંદર સંઘ સુધારણાનો વિષય પણ આવી જાય છે.

બીજા પ્રવાસમાં કન્યા વિક્રય અને વર વિક્રયના હાનિકારક રીવાજ ઉપર અસરકારક ધ્યાન આપેલું છે. શ્રાવક સંસારની અધમતા દર્શાવવાને વિવિધ પાત્રોની યોજના કરી એ પ્રસંગ ચિત્તાકર્ષક બનાવ્યો છે. ત્યારબાદ શિષ્ટ પુરૂષોના આચરણની પ્રશંસાનું વિવેચન કરવામાં આવ્યું છે.

ત્રીજા પ્રવાસમાં વર્ત્તમાનકાળના સુધરેલા નહીં પણ બગડેલા વર્ત્તન ઉપર ટીકા કરવાનો સુબોધક પ્રસંગ આપવામાં આવ્યો છે. તેની અંદર ગૃહસ્થ વર્ત્તનના હેય અને ઉપાદેય અંશો બતાવી શુદ્ધ વ્યવહાર માર્ગની સૂચનાઓ આપવામાં આવી છે. જે ઉપરથી વાચકોને શ્રાવક સંસારના શુદ્ધ સ્વરૂપનું ભાન થઇ આવે છે.

ચોથા પ્રવાસમાં એક મુનિના વ્યાખ્યાનનો એક જમાનાને પ્રતિકૂલ પ્રસંગ લાવી, તે દ્વારા સુધારાના શુદ્ધ સ્વરૂપનું નિરૂપણ કરવામાં આવ્યું છે અને કેટલાએક સાધુઓના સ્વાર્થી ઉપદેશ તરફ અણગમો બતાવવામાં આવ્યો છે. આ પ્રસંગમાં દેશકાળને અનુસરી વર્ત્તવાની મહાશિક્ષાના ઉત્તમ બોધવચનો દર્શાવવામાં આવ્યા છે, અને ગૃહસ્થ ધર્મના બીજા શિક્ષા સૂત્રો સમજાવ્યા છે.

પાંચમા પ્રવાસમાં સિદ્ધક્ષેત્રના પવિત્ર સ્થળનો પ્રસંગ લાવી,આનંદ સમાજ જૈન બોર્ડીંગ વગેરે ઉપકારી સંસ્થાઓની પ્રશંસા પૂર્વક ઘટના કરવામાં આવી છે અને તે પ્રસંગે જૈન મુનિઓના શુભાશુભ વર્ત્તનનું વિવેચન કરી ગૃહસ્થધર્મના બીજા ઉપયોગી વિષયો દર્શાવ્યા છે.

છઠ્ઠા પ્રવાસમાં સંઘની ચર્ચાનો પ્રસંગ લાવી સંઘપતિઓનાં અશુદ્ધ અને શુદ્ધ વર્ત્તનનો ચિતાર આપવામાં આવ્યો છે. અને તે પ્રસંગે સમ્યક્ દર્શનનું સ્વરૂપ અને ગૃહસ્થ શ્રાવકોના કર્ત્તવ્યનો વિવિધ રીતે ઉપદેશ આપવામાં આવ્યો છે.

સાતમા પ્રવાસમાં ચારિત્ર લેવામાં યોગ્યાયોગ્યપણાના અવિચારનો પ્રસંગ લાવી ચારિત્ર ધર્મના અધિકારીનું શુદ્ધ સ્વરૂપ દર્શાવવામાં આવ્યું છે. અને તેને અંગે ચારિત્રનો મહિમા અને ગુરૂની મહત્તાનું વિવેચન કરવામાં આવ્યું છે. અહિં મહાનુભાવ શાસનદેવીના પ્રવાસનો એક ભાગ સમાપ્ત થાય છે.

આ પ્રમાણે ગૃહસ્થ ધર્મને નિરૂપણ કરનારો આ લેખ મનુષ્યને તેની ગૃહસ્થાઈની ઉન્નતિના સરલ માર્ગને દર્શાવનારો અને વાચકને પોતાની સાંસારિક ઉન્નતિમાં તે ઉપયોગી થઈ પડે તેવો છે. પ્રાચીન પ્રમાણ સૂત્રોથી અંકિત કરેલા આ ગ્રંથનું જો મનન પૂર્વક વાંચન કરવામાં આવે તો સાંસારિક ભાવની વિશુદ્ધતા પ્રાપ્ત થાય છે, શુભ આશયના આંદોલનો પ્રવર્તે છે, શંકામિશ્રિત અંતઃકરણ નિઃશંક થાય છે, અને સંસાર ભાવની ભવ્ય ભાવનાઓ સ્ફુરી આવે છે.

ગૃહસ્થ ધર્મની પૂર્ણ પદ્ધતી રચવામાં એવી અનેક બાબતો છે કે જેનો વિચાર પ્રત્યેક ગૃહસ્થે કરવો જોઈએ. પ્રત્યેક જુદી જુદી સાંસારિક બાબતોના ઉપયોગને માટે જે જે વર્ત્તનની રીતીઓ આપવામાં આવી છે, તેને જો ક્રિયા—આચારમાં મુકવામાં આવે તો સાંસારિક જીવનનો સંપૂર્ણ વિકાશ બને છે,અને તેથી જીવનનો જે ઉદ્દેશ છે, તે અખંડપણે સિદ્ધ થાય છે. વળી સાંસારિક જીવનની ન્યૂનતા શેમાં છે અને તેથી સામાજીક લાભ કેવી રીતે મેળવી શકાય છે, એ વિષેનું સંપૂર્ણ જ્ઞાન પણ આ લેખથી હૃદયારૂઢ થઇ જાય છે અને તે જ્ઞાનના બળથી ઉત્તમ ઉપાયો મેળવવાનું સામર્થ્ય વાચકોને અનાયાસે પ્રાપ્ત થાય છે.

આવા લેખોથી જૈન ગૃહસ્થ વર્ગ પોતાની ધાર્મિક અને સાંસારિક ઉન્નતિ મેળવી શકે છે અને તેવા લેખો જૈન સંતાનોની ભવિષ્યની સ્થિતિ સુધારવામાં સાધનરૂપ પણ બને છે. એટલુંજ નહીં પણ ગૃહસ્થાવાસમાં રહેનારા ગૃહસ્થોની શી ફરજો છે ? અને જે સ્થિતિમાં તેઓ મુકાયા છે તે સ્થિતિમાં જે જે ફરજો બજાવવાની છે, તેને માટે અનુપમ આત્મશક્તિ સંપાદન કરવાની તીવ્ર ઇચ્છાઓ પણ આવા

લેખોથી ઉત્પન્ન થાય છે. જેથી કરી આ વિકટ સંસારમાં પ્રાપ્તવ્ય વસ્તુરૂપ સનાતન શ્રેય સંપાદન કરવાનો પૂર્ણ અધિકાર મેળવી શકાય છે.

ધાર્મિક અને સુખી સંસારના સ્વરૂપને દર્શાવનારા અને વ્યવહારના વિશાળ પ્રદેશનું અવલોકન કરવામાં સહાયક થનારા આ ગ્રંથને પ્રસિદ્ધિમાં મૂકવા સ્વધર્મ નિષ્ઠ શેઠ ડાહ્યાભાઈ કલ્યાણજીના સંતાન અને તેમના ટ્રસ્ટીઓ તરફથી ઉત્તમ સહાય મળી છે.તેને માટે અમો તે ઉપકારશીલ ઉદાર ગૃહસ્થોનો આભાર માનીએ છીએ, અને ઇચ્છિએ છીએ કે, આ ગ્રંથનો ઉચ્ચ ઉદ્દેશ સમજી જૈન ગૃહસ્થો પોતાના ગૃહસ્થ ધર્મને ઉજ્વલ અને યશસ્વી બનાવવા તન, મન અને ધનથી પ્રયત્ન કરશે; જેથી યોજક અને સહાયક ઉભયનો શ્રમ સફળ થશે.

અશાડ શુક્લ પૂર્ણિમા
સં. ૧૯૬૯ ઇસ્વી ૧૯૧૩
પાલીતાણા.

શ્રી જૈનધર્મ વિદ્યા પ્રસારક વર્ગ.

## વિષયાનુક્રમણિકા.



---

### સૂચના.

પાંચમા પ્રવાસ પછી જ્યાં પ્રવાસ ૩ જો અને ચતુર્થ પ્રવાસ એમ છાપેલું છે, તે ઠેકાણે પ્રવાસ ૬ ઠો અને પ્રવાસ ૭ મો એમ સમજવું.



# શાસનદેવીનો પ્રવાસ

યાને

# ગૃહસ્થ ધર્મ નિરૂપણ.



## ભાગ ૧ લો.

### પ્રથમ પ્રવાસ.



નિર્મળ અને પવિત્ર જળના પ્રવાહને વહન કરતી વિશાળ સરિતાના તીર ઉપર એક સુંદર શેહેર આવી રહ્યું હતું. શેહેરની ઉંચી હવેલીઓના પ્રતિબિંબો તે સરિતામાં પડતાં, તેથી જાણે નીચેના નાગલોકની સમૃદ્ધિ દેખાતી હોય, તેમ લાગતું હતું. શેહેરનો વિસ્તાર ઘણો મોટો હતો. વિવિધ ધર્મને પાળનારી સમૃદ્ધિવાળી પ્રજાઓથી તે પરિપૂર્ણ હતું. તે ન્યાયી રાજ્યના આશ્રય નીચે હોવાથી ત્યાં રહેનારી સર્વ પ્રજા સુખી હતી. લોકો નિશ્ચિંત થઈ પોત પોતાના ધર્મને પાળતા હતા. કોઇ જાતનો ધર્મ વિરોધ થઇ શકતો નહતો. શેહેરના મધ્ય ભાગે જૈન પ્રજાનો નિવાસ હતો જૈન શ્રીમંતોની હવેલીઓ અને મનોહર ચૈત્યોથી શેહેરની કેટલીએક શેરીઓ સુશોભિત લાગતી હતી. કોઇ કોઈ ભાગમાં તો એ દેખાવ એટલો બધો સુંદર દેખાતો હતો કે, બાહેરથી તે સ્થળે આવી ચડેલા લોકોને " આ કેવળ જૈનપુરી જ છે " એમ લાગતું હતું.

આ શેહેર વિદેશી રાજ્યની રાજધાનીનું હતું. રાજ્યસત્તાની નિર્મળ નીતિથી વિવિધ ધર્મની પ્રજાઓ આવીને તેમાં વસેલી હતી. પ્રજામાં પોતાના રાજ્યની ઉજ્વળ કીર્ત્તિનો પ્રકાશ કરવાને રાજ્ય તરફથી પ્રજાને માટે અનેક જાતના સુખના સાધનો ઉભા કરવામા આવ્યાં હતાં. માનસિક અને શારીરિક કેળવણીની સંસ્થાઓ, વિવિધ જાતની કળાનું શિક્ષણ આપવાની શાળાઓ અને પ્રજાના જાનમાલનું રક્ષણ કરવાની યોજનાઓ ઉંચા પાયા ઉપર તૈયાર કરવામાં આવી હતી.

આવા સુંદર શેહેરમાં એક રમણીય ચૈત્યની પાસે આવેલી ધર્મશાળામાં કેટલાએક પુરૂષો એકઠા થયા હતા. તેઓમાં મોટો ભાગ આધેડ અને વૃદ્ધવય વાળા પુરૂષોનો હતો. તેઓમાં તરૂણ વયનો પુરૂષ કોઈકજ જોવામાં આવતો હતો. તે એકઠા થયેલા લોકોની સંખ્યા સુમારે સોની હતી. કેટલાએક પુરૂષો હજુ તેમાં સામેલ થતા હતા. તેમની વચ્ચે વિવિધ જાતની વાર્ત્તાઓ ચાલતી હતી. જુદી જુદી વાર્ત્તાઓમાં લાગેલા તે પુરૂષોનો અવ્યવસ્થિત ઘોઘાટ થઈ રહ્યો હતો. તેઓમાં કોઇ વૃદ્ધ પુરૂષ બીજાઓની સાથે ઉંચે સ્વરે બોલી ધમકાવતો હતો. કોઇ આખોના ડોળા કાઢી પોતાનો રોફ દર્શાવતો હતો. 'પોતે જાણે સર્વમાં ડાહ્યા છે, અને બીજાઓ ઓછી બુદ્ધિના છે,' એમ માની કોઇ પોતાના ડાહાપણની પ્રશંસા કરતો હતો. કોઇ પોતાનો ઉત્કર્ષ અને બીજાનો અપકર્ષ દર્શાવતો હતો. કોઇ ધર્મની, કોઈ વ્યવહારની, કોઇ જ્ઞાતિની, કોઇ સંઘની, કોઇ વેપારની, કોઇ સાધુની, કોઇ દેરાસરની, કોઇ ધાર્મિક સંસ્થાઓની, કોઇ દેવ દ્રવ્યની, કોઈ તીર્થ યાત્રાની અને કોઇ પોતાના ઘરના સુખ દુઃખની, એમ વિવિધ પ્રકારની વાર્ત્તાઓ કરતા હતા. ઘણીવાર સુધી એ પ્રમાણે થયા પછી એક વૃદ્ધ પુરૂષે ઉચે સ્વરે કહ્યું,– "શેઠીઆઓ, હવે કયાંસુધી આપણે રાહ જોવાની છે? હજુપણ શૂરચંદ્ર સંઘવી આવ્યા નહીં, તેમ માનચંદભાઇ પણ પધાર્યા નહીં. મોટા માણસોને માટે આ દુઃખ મોટું છે. તેઓ બીજાના વખતની કીંમત જાણતા નથી અને પોતાના પ્રમાદને ઓળખતા નથી." આ વખતે એક બીજો સત્યવાદી પુરૂષ બોલ્યો, "શેઠાઇને ધારણ કરનારા એવા લોકોને આપણે બતાવી આપવું જોઈએ કે, તેમના વિના પણ કાર્યો થઇ શકે છે. અને નિર્ણય કરી શકાય છે. જ્યાંસુધી આપણે તેમની રાહ જોઇ બેસી રહીશું, ત્યાંસુધી તેઓ પોતાના પ્રમાદને વધારતા જશે અને આપણી તરફ ઉપેક્ષા રાખતા જશે. તેમની તો આપણે ઉપેક્ષા જ કરવી જોઇએ." એક શાંત અને સહનશીલ વૃદ્ધ બોલ્યો, "ભાઇ, એમ બને નહીં. શૂરચંદ શેઠ આપણા સંઘમાં મોટા છે અને પરંપરાથી આનદાન કુટુંબના છે. તેમની ગેરહાજરીમાં કાંઈપણ જ્ઞાતિ કે સંઘના કાર્યો ન

થવા જોઇએ. જ્યારે તેમના સિવાય આવા જરૂરી કાર્યો કરવામાં આવે તો પછી તેમની શેઠાઇ શા કામની ? એટલુંજ નહીં પણ તેમના મનમાં ઘણુંજ ખોટું લાગે."

આ વખતે એક સાહિત્યનો બહુશ્રુત શ્રાવક બોલ્યો—"આજ કાલ શેઠીયાઓની શેઠાઇ શેમાં રહેલી છે ? તે તમે જાણો છો ? તેને માટે એક ગુર્જર કવિએ સુંદર કવિતા રચેલી છે, તે સાંભળવા જેવી છે."

"જગુભાઇ, એ કવિતા સંભળાવો તો સારૂં. આ બધાની પણ મરજી છે. તમારી કવિતા ઘણી રમુજી અને ભભકાદાર હશે." એક ઉત્સાહી પ્રૌઢ શેઠ બોલી ઉઠ્યો.

આ ઉપરથી જગુભાઇએ આજ કાલના શેઠીઆઓની શેઠાઇ વિષેની કવિતા નીચે પ્રમાણે ગાઇ સંભળાવીઃ—

## વસંતતિલકા.

નેં જે ભણેલ પણ બોલ ઘણું કરે છે, જે પ્રૌઢ આપ બનીને ન જરા ડરે છે;<br>
લુચ્ચાઇને પ્રગટ જે મનમાં ધરે છે, તે આજ કાલ અતિ શેઠ બની ફરે છે. ૧

હોયે નહીં ઘર વિષે ધન તોય લાગે, શ્રીમંત આપ ધન ખર્ચ થકીજ ભાગે;<br>
જે વાદમાં ચતુરતા અતિશે કરે છે, તે આજ કાલ અતિ શેઠ બની ફરે છે. ૨

કંકાસ ને કલહમાં શૂરવીર ભાસે, વિક્ષેપમાં કુશળ વીર બની વિલાસે;<br>
આડંબરે જનતણાં મન જે હરે છે, તે આજ કાલ અતિ શેઠ બની ફરે છે; ૩

ઉભી કરે ખટપટો ખલતા ધરીને, જે ચાલતા કપટને છલતા ભરીને;<br>
જે સાધુને સ્વબળ પક્ષ વિષે ધરે છે, તે આજ કાલ અતિ શેઠ બની ફરે છે. ૪

આ કવિતા સાંભળી બધાઓ ખુશી ખુશી થઇ ગયા.

આ વખતે શૂરચંદ શેઠ આવી પહોંચ્યા. તેમને જોઇ બધાએ યોગ્યતા પ્રમાણે માન આપી તેમને મંડળની વચ્ચે બેસાર્યા. તે પછી અનુક્રમે બીજા બે ત્રણ શેઠીઆઓ પણ આવી પહોંચ્યા. સંઘનો સમાજ બરાબર એકઠો થયો.

આ સમાજની બેઠક પુરાણી રીતિ પ્રમાણે થઇ હતી. તેમાં નવીન પદ્ધતિની કાંઇ પણ યોજના ન હતી. પ્રમુખ ઉપપ્રમુખ વગેરેની કાંઇ પણ વ્યવસ્થા ન હતી. ગમે તે મનમાં આવે તે બોલાતું અને ઇચ્છા પ્રમાણે શબ્દોનો ઉપયોગ કરવામાં આવતો હતો. વાક્ય રચનાઓ વિચિત્ર જાતની થતી હતી. ક્રોધ, મોહ અને હર્ષના આવેશો સભ્યતાનો ત્યાગ કરી પ્રગટ કરવામાં આવતા હતા.

ક્ષણવારે એક ગૃહસ્થ ઉંચે સ્વરે સર્વને શાંત કરી બોલ્યો.—"ભાઇઓ, આપણે આજે કેટલાએક જ્ઞાતિના અને સંઘના કામો કરવાને એકઠા થયા છીએ. તેમાં જે જે મુખ્ય કામ છે, તેનો નિવેડો લાવવાને માટે આપણ સર્વને બોલાવવામાં આવ્યા છે. આપણી જ્ઞાતિના એક માણસે સવેલી કન્યા આપી ત્રણ હજાર રૂપીઆની મોટી રકમ લીધેલી છે. એક આબરૂદાર માણસ પરદેશમાં જઇ ત્યાંથી ઘણું દ્રવ્ય લાવ્યો છે, તે છતાં તે પોતાના મરણ પામેલા પિતાનું ઉત્તર કાર્ય કરતો નથી. એક માણસે રૂસ્વત ખાઇને એક વટલાએલા માણસને જ્ઞાતિમાં દાખલ કરી દીધો છે. એક માણસ કન્યાનો પિતા કહ્યા કરે છે, તે છતાં પોતાના પુત્રને પરણાવતો નથી. આ બધા પુરૂષો જ્ઞાતિના ગુન્હેગાર થયેલા છે, તેમને આપણા સંઘ તરફથી યોગ્ય શિક્ષા થવી જોઇએ."

તે પુરૂષ આટલા શબ્દો કહી વિરામ પામ્યો; એટલે એક વૃદ્ધ પુરૂષે તે વાતને અનુમોદન આપી પોતાના વિચારો દર્શાવ્યા. તે વખતે કેટલાએક તેના અનુમોદનમાં અને કેટલાએક તેની વિરૂદ્ધમાં બોલવા લાગ્યા. તેમના કલહ ધ્વનિનો મોટો ઘોંઘાટ મચી રહ્યો. ક્ષણવારે તે ઘોંઘાટ સ્વતઃ શાંત થયો, એટલે જ્ઞાતિના પટેલોમાં પ્રથમ પદ ધારણ કરનાર અને સંઘની સત્તાને વહન કરનાર એક પ્રૌઢ વયનો શેઠ ઊંચે સ્વરે બોલ્યો. "આપણી જ્ઞાતિના જે માણસે સવેલી કન્યા આપી ત્રણ હજાર રૂપીઆની રકમ લીધેલી છે, તે માણસ કોણ છે? અને અહિં હાજર છે કે નહીં?" બીજાએ આંગળી દર્શાવીને જણાવ્યું; "શેઠજી, જુવો, તે આ માણસ છે. તેનું નામ વિકારચંદ છે. તેણે કન્યા વિક્રય કરેલો છે, તેથી લોકો તેને વિક્રયચંદ કહીને પણ બોલાવે છે. તેને ચાર દીકરીઓ છે, તે સર્વે તેણે ઇચ્છિત દ્રવ્ય લઇને વેચેલી છે. તે એક ઠેકાણે વેવિશાળ કરે છે, અને તેમાં અમુક રૂપીઆ આપવાની શરત કરે છે. પાછળથી જો કોઇ વધારે દ્રવ્ય આપનાર મળે તો તે પેહેલાના વેવિશાળને તોડી નાંખે છે. અને તેની સાથે પાતાની પુત્રીનો વાક્ સંબંધ જોડે છે, તેજ આ વિકારચંદ છે. તેને માટે જ્ઞાતિએ વિચાર કરવો જોઇએ. જો આવા લોકોને શિક્ષા નહીં થાય તો પછી બીજા ઘણાં લોકો તેવું કુકર્મ કરનારા થઇ પડશે, અને જ્ઞાતિની મર્યાદા તુટી જશે. કેવા લોકો જ્ઞાતિની મર્યાદા તોડે છે, તેને માટે એક કવિતા મારા સાંભળવામાં આવી છે, તે તમે સાંભળોઃ—

## શાર્દૂલ વિક્રીડિત.

જે ઊન્મત્ત બની ધરે હૃદયમાં મિથ્યા અહંકારને,
જે આપે નવ માનને વડિલને સેવે દુરાચારને;
જે જાણે નહીં દેશકાળ મનથી રાખે નહીં લાજને,
તે તોડે કુમતી કુબોધ ધરતા જ્ઞાતિતણી માજને. ૧

ભાઇઓ! માટે આપણે હૃદયથી વિચાર કરવાનો છે કે, જ્ઞાતિની મર્યાદા સચવાય, અને કોઇ જાતના અનાચારો પ્રવર્ત્તે નહીં, તેમ કરવું જોઇએ. જો આવા અનાચારો તરફ ઉપેક્ષા કરવામાં આવશે તો પછી આપણી જ્ઞાતિ શૂદ્રના જેવી થઇ જશે અને બીજી ઊંચી જ્ઞાતિઓ આપણી જ્ઞાતિને હલકી ગણી આપણો અનાદર કરશે. " આ પ્રમાણે તે પુરૂષ કહેતો હતો, તેવામાં પેલો વિકારચંદ ગુસ્સો લાવીને બોલી ઉઠયો. અરે! શું તમે બધા મારીપર જુલમ કરવાને ઊભા થયા છો? મારા જેવા કામ કરનારા બીજા હજારો છે, તેઓનો કોઇ ભાવ પૂછતું નથી. અને મને ગરીબ ધારીને સર્વે દબાવા આવો છો. મોટાઓ અનાચાર કરે તે ક્ષંતવ્ય થાય છે, અને ગરીબનો અનાચાર ચકડોળે ચડે છે, આવો જુલમ અસહ્ય છે. વળી કોઇ પિતા અનેક જાતની મજુરી કરી પોતાના કુટુંબનું ભરણપોષણ કરે છે. તેને પુત્રીની પ્રજા ઊત્પન્ન થતાં તે તેણીને પાળીપોષી મોટી કરે છે. તેણીને મોટી કરતાં ખોરાક તથા કપડાં વગેરેમાં ઘણો ખર્ચ થાય છે. જ્યારે તે પુત્રી લાયક ઊમરની થઇ તો પછી તેના તરફથી પિતાને કાંઇ પણ લાભ મળવો જોઇએ. એક પારકા અને અજાણ્યા માણસને પોતાની પ્રિય પુત્રી મફત આપી દેવી એ નીતિથીજ ઉલટું લાગે છે. તેણીના પૈસા લેવામાં શો બાધ છે? પોતાના ઘરનો માલ પોતે વેચે તેમાં શો દોષ છે? આવી ન્યાય ભરેલી વાત છતાં કેટલાએક અજ્ઞાની લોકો તેને દોષવાળી ગણે છે, એ મને મોટું આશ્ચર્ય લાગે છે. આપ સર્વ જ્ઞાતિના આગેવાનો શા આધારે મને દોષપાત્ર ઠરાવો છો?

કદિ તમે સવેલી કન્યા વિષેનો દોષ મારીપર આરોપિત કરો તો તે પણ ગેરવ્યાજબી છે. કારણ કે, જે વેવિશાળનો સંબંધ છે, તે વિવાહના જેવો દૃઢ સંબંધ નથી. જ્યાંસુધી વિવાહ થયો ન હોય, ત્યાં સુધી કદિ કોઇ જાતનો વાંધો આવે તો તે સંબંધ ખુશીથી તોડી શકાય છે. તેવો સંબંધ તોડવાને માટે કન્યા અને વરના માબાપો મુખત્યાર છે. તેમની વચમાં કોઇ બીજાથી પડી શકાયજ નહીં.

શેઠીઆઓ, આપ સર્વે સુજ્ઞ છો. હૃદયથી આપ વિચારશો તો આપ સર્વને ખાત્રી થશે કે, " આ વિકારચંદ તદ્દન નિર્દોષ છે. "

તેના આવા વચનો સાંભળી કેટલાએકને તો હસવું આવ્યું અને કેટલાએક તેની ઊપર નાખુશ થઇ ગયા. તે પછી એક આગેવાન શેઠે જરા નાખુશી બતાવીને આ પ્રમાણે કહ્યું, " અરે વિકારચંદ, તમે તમારા મનમાં શું સમજોછો? આવા જ્ઞાતિ અને સંઘના સમાજની આગળ તમારે વિચારીને બોલવું જોઇએ. તમે સવેલી

કન્યા આપીને જ્ઞાતિનો મોટો ગુન્હો કર્યો છે. જો તમે કેવળ કન્યાવિક્રય કર્યો હોત તો તમારી ઉપર દોષ આરોપિત ન થાત. પણ વિશેષ વિક્રય કરવાને માટે સવેલી કન્યા બીજાને આપી, એ મોટો ગુન્હો તમારી પર આરોપિત થયો છે; આથી તમે જ્ઞાતિની શિક્ષાને લાયક થયા છો. એ શિક્ષા તમારે સહન કરવી પડશે."

તે અગ્રેસર શેઠના આ વચનો સાંભળી, વિકારચંદ પ્રથમ તો જરા મંદ થઇ ગયો. પણ પાછળથી તેના હૃદયમાં ક્રોધનો આવેશ થઇ આવ્યો. આથી તે ઊંચે સ્વરે બોલ્યો—"શેઠજી, મારી તરફ અન્યાય ગુજારવાની તમારી લઘુવૃત્તિ જોઈ મને ખેદ ઊત્પન્ન થાય છે. ગરીબોને ગરદન મારવાની આ તમારી અનીતિ તમોને આડી આવશે. તમારા જેવા જ્ઞાતિના અગ્રેસરોએ આવી હલકી વૃત્તિ ન રાખવી જોઇએ. અમારા જેવા ગરીબોને પીડવાથી તમારૂં અકલ્યાણ થઇ જશે. જરા સમદ્રષ્ટિ અને પ્રમાણિકતા રાખો તો વધારે સારૂં."

આ વચનો સાંભળી તે શેઠના હૃદયમાં પણ ક્રોધના આવેશની પ્રેરણા થઇ આવી; તત્કાળ તે શેઠ ભયંકર સ્વરૂપ ધારણ કરી ગર્જના કરતાં બોલ્યાઃ—

"અરે વિકારચંદ, જરા વિચાર કરીને બોલો ? હું એકલો તમને કહેતો નથી પણ હું આ સમસ્ત જ્ઞાતિ તરફથી કહું છું. જ્ઞાતિના આગેવાનોની સંમતિથીજ આ પુછવામાં આવે છે, અને તમારા પર ગુનાનો આરોપ કરવામાં આવે છે. મને એકને ઉદ્દેશીને આવા વચનો કહેવા એ અઘટિત છે."

આ વખતે એક વૃદ્ધ પુરૂષ કે જે વિકારચંદ્રનો સંબંધી હતો અને કન્યાવિક્રય કરનારો હતો, તે વિકારચંદ્રનો પક્ષ કરીને બોલ્યો, "શેઠજી, આપ પ્રમાણિક અને નીતિવાળા સંઘના અગ્રેસર છો, પણ આ વખતે આપણે જોવાનું છે કે, આ વિકારચંદ્રના જેવા કેસો આપણી જ્ઞાતિમા બન્યા છે કે નહીં ? અને તેમને શિક્ષા કરી છે કે નહીં ? જો તેવું કામ કરનારા બીજાઓને શિક્ષા થઇ હોય તો આ વિકારચંદ્રને શિક્ષા કરવી, એ વાજબી છે. નહીંતો તે ગેરવાજબી છે."

એક અનુભવી પટેલ બોલી ઉઠયો. "અરે ભાઈ, એનો કાંઇ નિયમ નથી. મારો એક સગો તેવા કેસમાંથી બચી ગયો હતો. કારણ કે, જ્ઞાતિના કેટલાએક આગેવાનો તેના સંબંધમાં હતા. વળી પ્રેમચંદ નામનો એક મારો સ્નેહી પણ આવાજ કેસમાં આવી પડયો હતો, પણ તે ઘણો તોફાની હોવાથી જ્ઞાતિના ભીરૂ નાયકોએ તેને છોડી મુકયો હતો. આ ઉપરથી એમ સાબીત થાય છે કે, જેઓ લક્ષ્મીના, સ-

ગાઓ અને મિત્રોના બળવાળા હોય, તેઓ જ્ઞાતિના કલહયુધ્ધમાં વિજય મેળવી શકે છે, તે વિષે એક ગુર્જર કવિએ નીચેની કવિતા કહેલી છે.

## ઉપજાતિ.

જે વાણી કેરા બળને ધરે છે, ઉચ્ચારમાં જે સભામાં ડરે છે;
જે સર્વ માંહે ચડતો બને છે, તે જ્ઞાતિમાંહે વિજયી બને છે. ૧
જેને સગા મિત્ર ઘણાં મળે છે, જે સર્વ વાતે સહુમા ભળે છે;
ગંભીર ને ભિન્ન સદા મને છે, તે જ્ઞાતિમાંહે વિજયી બને છે. ૨
રમે પ્રપંચે વળી જે ઉમંગે, રહે સદા આપ કુભાંડિ સંગે;
સૌ સાધનો સાધક જે કને છે, તે જ્ઞાતિમાંહે વિજયી બને છે. ૩

શેઠજી, આ કવિતા સર્વદા મનન કરવા જેવી છે. જ્ઞાતિના અગ્રેસરો જો આ કવિતાને પોતાના હૃદયમાં રાખી સર્વદા તેનો પાઠ કર્યા કરે તો, તેઓ આવે પ્રસંગે ઘણો વિચાર કરીને પ્રવર્ત્તે ખરા. તમારે પણ આ કવિતા કંઠસ્થ કરવી જોઈએ."

આ વૃધ્ધના આવાં વચનો સાંભળી એક પ્રૌઢ વયનો પુરૂષ આક્ષેપ કરીને બોલ્યો—"શેઠ, તમારે આ પ્રસંગે એવા નબળા દાખલાઓ આપવા ન જોઈએ. જ્ઞાતિ એક ગંગાનો પ્રવાહ છે. તે જો ધારે તો ગમે તેવા પતિતને પણ પવિત્ર કરી શકે છે. અને ગમે તેવો અપરાધી હોય પણ જો તેના વિચારમાં આવે તો તેને છોડી મુકે છે. તે ઉપરથી કાંઇ એવો નિયમ થઈ શકતો નથી કે, દરેકને એકજ ન્યાય આપવો. કોઈ બે માણસોએ સમાન ગુના કરેલા હોય, પણ જો તે બંનેમાં એક માણસ વિનયી અને નમ્ર થઇ બેશી રહે અને જ્ઞાતિ તરફ ભક્તિભાવ રાખી શાંતિ પકડે, અને બીજો માણસ ઉધ્ધતાઇ રાખી વર્ત્તે અને જ્ઞાતિ અને અગ્રેસરોની નિંદા કર્યા કરે, તો તે બંનેમાં પ્રથમનો માણસ ક્ષંતવ્ય થાય છે અને બીજો માણસ શિક્ષણીય બને છે. ઉભયનો એકજ ગુન્હો છે, પણ તેમના વર્ત્તન પ્રમાણે તેનો વિચાર કરવામાં આવે છે; તેથી સમાન ગુન્હાને આધારે સમાન શિક્ષા થઇ શકતી નથી."

તે પ્રૌઢ પુરૂષના આ વચનો સાંભળી વિકારચંદ્ર શેઠ જરા શિથિલ થઇ ગયો. પરંતુ તેના હૃદયમાં જે કુભાવ પ્રગટ થયો હતો, તે જરા પણ શિથિલ થયો નહીં. આ વખતે તેના પક્ષ કરનારાઓએ કેટલીએક ગડબડ કરી મુકી, પરંતુ આખરે જ્ઞાતિના આગેવાનોનું અને અનુસરનારા બીજા લોકોનું ઐક્ય બલ વધવાથી વિકારચંદ શેઠ ગુનેગાર તરીકે સાબીત થયો અને તેને શિક્ષા કરવામાં સર્વની એક સંમતિ થઇ આવી.

હવે વિકારચંદને શી શિક્ષા કરવી ? તેને માટે નિશ્ચય કરવાને શિક્ષામાં પટુ એવા પટેલીઆઓ એક તરફ જઈ મસલત કરવા લાગ્યા અને થોડીવારમાં તો તેમણે દંડની રકમનું નામ પાડ્યું. તેઓમાંથી એક આગેવાને ઊંચે સ્વરે જણાવ્યું કે, આ જ્ઞાતિ ઠરાવ કરે છે કે, વિકારચંદે ત્રણ હજાર રૂપીયા લઈ સવેલી કન્યા આપી છે, તે જ્ઞાતિ વિરૂદ્ધ કામ કરેલું છે, તેથી જ્ઞાતિ તેને ગુનેગાર ઠરાવે છે, માટે તેણે એક હજાર રૂપીઆનો દંડ આપવો. જો તે તેટલો દંડ ન આપે તો તેને જ્ઞાતિની બાહેર મુકવામાં આવે છે—આપણી જ્ઞાતિના કોઈપણ માણસે તેની સાથે કોઈ જાતનો જ્ઞાતિ સંબંધી વ્યવહાર રાખવો નહીં. જે કોઈ તેની સાથે જ્ઞાતિ સંબંધી વ્યવહાર રાખશે, તો તે પણ જ્ઞાતિનો ગુનેગાર ગણાશે.”

આ શબ્દો સાંભળી વિકારચંદ ચમકી ગયો અને તે ચિંતાના મહા સમુદ્રમાં મગ્ન થઈ ગયો; તે વખતે તેણે નમ્રતા પકડી જ્ઞાતિની આગળ વિનંતી કરી. એટલે કેટલાએક દયાળુ શેઠીઆઓએ તેને સો રૂપીઆ ઓછો દંડ આપવા ભલામણ કરી એટલે એકદંર નવસો રૂપીઆનો દંડ લેવાનો નિશ્ચય થયો. આથી કાંઈ વિકારચંદના મનને સંતોષ થયો નહીં. પણ જ્ઞાતિનો તેવો આગ્રહ જોઈ વિકારચંદને એ દંડ કબુલ કરવો પડયો.

આ વખતે એ નવસો રૂપીઆનો શેમાં ઉપયોગ કરવો ? એ વાત ચર્ચાણી. તે વિષે શેઠીઆઓ પોતપોતાના વિચારો દર્શાવવા માંડયા. છેવટે એ નવસો રૂપીઆની રકમ એક ધાર્મિક સંસ્થામાં વાપરવાનો નિશ્ચય થયો હતો.

આ કેસનો ચુકાદો થઈ રહ્યા પછી જ્ઞાતિના આગેવાનોએ બીજો કેસ હાથમાં લીધો. જે આબરૂદાર પરદેશમાં જઈ ત્યાંથી ઘણું દ્રવ્ય લાવ્યો છે, તે છતાં જે પોતાના મરણ પામેલા પિતાનું ઊત્તર કાર્ય કરતો નથી, તે માણસને શેઠીઆઓએ રૂબરૂ બોલાવ્યો. તેનું નામ કર્મચંદ હતું. જ્યારે તેનું નામ પોકારવામાં આવ્યું, એટલે તે આવી જ્ઞાતિના પટેલોની સમક્ષ હાજર થયો. પ્રથમ તેને કેટલાએક પ્રશ્નો પુછવામાં આવ્યા હતા. તે વખતે જ્ઞાતિના એક અગ્રેસરે પ્રશ્ન કર્યો કે “કર્મચંદ શેઠ, તમે પરદેશમાં જઈ શી રીતે દ્રવ્ય કમાયા છો ? તે વિષે તમારો વૃત્તાંત જણાવો.” તેના આ પ્રશ્નનો કર્મચંદે આ પ્રમાણે ઉત્તર આપ્યો. “શેઠજી, હું ઘણોજ દુર્બળ સ્થિતિમાં આવી ગયો હતો, પછી તે સ્થિતિ સુધારવાને માટે હું વિદેશની લાંબી મુસાફરીએ નીકળી પડયો. કોઈ સારા ભાગ્યે મને વિદેશમાં સારો ધંધો હાથ લાગ્યો, તેથી હું સારી સ્થિતિમાં આવી ગયો છું. મારે ખુશીથી કહેવું જોઈએ કે, મારો ધંધો ઘણોજ મજાનો હતો. હું દલાલી કરતો, તે સાથે ગરીબ લો-

કોને ધીરધાર કરતો હતો. મને ઓછી દલાલી મળતી પણ, અંદર ઘાલમેલ કરવાથી હું ઘણાં નાણા ઉચાપત કરી જતો હતો. વળી જે ગરીબ લોકોને હું ધીરતો હતો, તે લોકો તદ્દન અભણ હતા, એટલે તેમને હીસાબનું જ્ઞાન બીલકુલ નહતું, આથી તે લોકો પાસેથી મને ચોગણા નાણાં મળતાં હતાં. ધીરધારના ધંધામાં બે પ્રકાર રાખેલા હતા. અંગ ઉધાર અને ગીરો. તેમાં અંગ ઉધાર આપવામાં મને ઘણો લાભ મળતો હતો. અને કોઇ વસ્તુ ગીરો રાખવામાં તેનાથી જરા ઓછો લાભ મળતો હતો. તે વહિવટના પ્રસંગમાં મારે બુદ્ધિબળનો ભારે ઉપયોગ કરવો પડતો હતો. કોઇને સાચુંખોટું સમજાવી મનની ધારણા પ્રમાણે હું મારૂં કાર્ય સાધી શકતો હતો. આવો ભારે પ્રયત્ન કરી મેં મારી શક્તિ પ્રમાણે દ્રવ્ય એકઠું કર્યું છે. હવે તેનો ઉપયોગ કરવો એ મારી મુનશફી ઉપર છે. તે ઉપર જ્ઞાતિ કે બીજા કોઈની સત્તા શામાટે હોવી જોઈએ? હું મારા પિતાનું ઉત્તર કાર્ય કરૂં અથવા ન કરૂં, તેમાં જ્ઞાતિને લેવાદેવા શું છે? આપ શેઠીઆઓ તે વિષેનો વિચાર કરશો તો આપને માલમ પડશે કે, આ કર્મચંદ કોઇરીતે જ્ઞાતિનો ગુનેગાર થઇ શકતો નથી."

આ વખતે એક કટુભાષી શેઠ બોલી ઉઠયો. "ભાઇ કર્મચંદ, એ વાત ઉડાવી દેવાની નથી. આપણી જ્ઞાતિના ઘણા માણસોએ પોતાના વડિલોના ઉત્તરકાર્ય કરેલાં છે. તેમાં જેઓ શ્રીમંત છે, તેમણે તો મોટા આડંબરથી પોતાના વડિલોને ઉજવ્યા છે. તે વિષે આપણામાં એક કવિતા કહેવાય છે.

## ચોપાઈ.

જો ઘેર સારો દાડો હોય, તો દહાડો નવ ચુકે કોય;
ફરિ ફરિ આવે અવસર કોય, માતપિતાનો દાહાડો ન હોય.
જે પુત્ર ઉત્તર કારજ કરે, તે માત તાત તણે ઉર ઠરે;
નવ ઉજવે દહાડા ને જેહ, પુત્ર કુપુત્રને જાણો તેહ.

કર્મચંદ! આ કવિતાના અર્થનો વિચાર કરશો, તો તમારા મનમાં ખાત્રી થશે કે, આપણે વડિલોની ઉત્તરક્રિયા મોટી ધામધૂમથી કરવી જોઇએ. ઘણાં બીચારા ગરીબો પોતાની જંગમ મીલકત વેચીને પણ માબાપનું ઉત્તર કાર્ય કરે છે, તો પછી તારા જેવા શ્રીમાન્ કરે તેમાં શું આશ્ચર્ય? જે પુત્રો પોતાના માત પિતાને ઉત્તરકાર્ય કરી ઉજવે છે, તેઓને પરિપૂર્ણ ધન્યવાદ ઘટે છે. ઉપાર્જન કરેલી લક્ષ્મીનો સદુપયોગ માત પિતાના ઉત્તર કાર્યથી થાયછે, મોટા આડંબરથી ઉત્તરકાર્ય કરનારો પુત્ર પોતાની ફરજ ને અદા કરનારો ગણાય છે તેને માટે એક વિદ્વાને નીચેનો શ્લોક કહેલો છે.

" जीवतो वाक्य करणात् मृताहे भूरिभोजनात् ।
सततं सेवनाच्चैव त्रिभिः पुत्रस्य पुत्रता " ॥ १ ॥

" માતા પિતા જીવતાં તેમનું વચન માને, મૃત્યુ પામ્યા પછી તેમની પાછળ મોટો દાહાડો કરે અને સર્વદા તેમની સેવા કરે. એ ત્રણ પ્રકારે પુત્રની પુત્રતા છે." ૧

આ વખતે એક કેળવાએલો પુરૂષ નમ્રતાથી બોલ્યો. " આપ સર્વ શ્રીમંતોને વિનંતિ કરવાની કે, આજકાલ ઉત્તર કાર્ય કરવા તે નિરૂપયોગી ગણવામાં આવેછે, લોકો એકઠા થઈ એક બે દિવસમાં હજારો રૂપીઆ ખાઇ જાય, એ પસંદ કરવા યોગ્ય નથી. સુધારાવાળાઓ, તેને કુરીવાજ અથવા નઠારી રૂઢિ માને છે; તેથી જો ઉપાર્જન કરેલા પૈસાનો સદુપયોગ કરવો હોય તો તેને જાહેરખાતાઓમાં વાપરવા. પાઠશાળા, બોર્ડીંગ, અનાથાશ્રમ, ઉદ્યોગાલય અને પુસ્તક પ્રસિદ્ધિ વગેરે ખાતાઓમાં લક્ષ્મીની ભેટ કરવાથી તેનો ખરેખરો સદુપયોગ થાય છે. એક સ્વર્ગવાસી વિદ્વાન્ શ્રીમાન્ પોતાના દાયાદપત્ર ( વિલ ) માં નીચે પ્રમાણે એક સુભાષિત લખી ગયેલા છે.

" मद्धनं दीनदानेषु, परोपकृतिकर्मसु ।
देशोध्धारादिकृत्येषु व्ययितव्यं ममात्मजैः " ॥ १ ॥

" મારા પુત્રોએ મારૂં દ્રવ્ય ગરીબોને દાન આપવામાં, પરોપકારી કાર્યોમાં, અને દેશના ઉદ્ધાર વગેરેમાં વાપરવું. " ૧

ગૃહસ્થો ! આ ઉપરથી આપને વિચાર કરવો જોઇએ કે, લક્ષ્મીનો ખરો સદુપયોગ જાહેરખાતાઓમાં થાય છે, તેથી આ કર્મચંદ પાસેથી તેના પિતાના દાહાના જેટલા રૂપીઆ થાય, તેટલા લઇ કોઇ જાહેરખાતામાં અર્પણ કરવા, કે જેથી હજારો જૈન બાળકોનું કલ્યાણ થઇ શકશે. "

તે શેઠના આ વચનો સાંભળી બીજા કેટલાએક શેઠીઆઓ તેની સામે પડવા અને કેટલાએક તેને થોડુંઘણું અનુમોદન આપવા લાગ્યા. આ વખતે જ્ઞાતિના સમાજમાં મોટો ઘોંઘાટ થઈ રહ્યો. ક્ષણવારે પાછો તે કલહધ્વનિ ઉપરામ પામી ગયો.

સર્વ સમાજ શાંત થયા પછી જ્ઞાતિના મુખ્ય શેઠે બીજાઓની સાથે મસલત કરી જાહેર કર્યું કે " કર્મચંદે પોતાના પિતાની ઉત્તરક્રિયા કરવી. તે ઉત્તરક્રિયા માં ઓછામાં ઓછો બે હજાર રૂપીઆનો ખર્ચ કરવો. જો તે ખર્ચ કરતાં બે હજારમાંથી કાંઇ પણ રકમ વધે તો તે કોઇ જાહેર ખાતામાં અર્પણ કરવી."

આ ઠરાવ સર્વાનુમતે પ્રસાર થયો હતો. જ્ઞાતિના આગેવાનોની પૂરેપૂરી સંમતિ જાણી કર્મચંદે તે વાત અંગીકાર કરી હતી.

આ કેશનો ચુકાદો આપ્યા પછી મુખ્ય શેઠે ત્રીજો કેશ રજુ કરવાને કહ્યું એટલે એક શેઠે ઊંચે સ્વરે જણાવ્યું, " જ્ઞાતિભાઇઓને વિદિત કરવાનું કે, આ પટુચંદ આપણા જ્ઞાતિના આગેવાન ગણાય છે, તેમણે રૂશ્વત ખાઇને એક વટલેલા માણસને આપણી જ્ઞાતિમાં દાખલ કરી દીધો છે. એ દાખલ થનાર માણસનું નામ કાલચંદ છે. તે પરદેશમાં જઇ કોઇ હલકી જાતિમાંથી કન્યા લાવ્યો છે. તે કન્યા નો પિતા અહીં આવતાં, તેની હલકી જાત જાણવામાં આવી છે, અને તેની કબુલાત પણ કરવામાં આવી છે, આથી શેઠ પટુચંદને જ્ઞાતિથી શિક્ષા થવી જોઇએ."

તે પુરૂષના આ વચનો સાંભળતાંજ ત્યાં રહેલો પટુચંદ જરા ગ્લાનિ પામી ગયો, તોપણ તે પોતાનો બચાવ કરવાને માટે રોષાવિષ્ટ થઇ બોલ્યો. " અરે અવિચારી માણસ, તું બરાબર તપાસ કર્યા વિના શું બોલે છે ? કાળચંદ જે કન્યા લાવ્યો છે, તે કન્યા હલકી કોમની નથી; તે વાત હું સારીરીતે જાણું છું. જેઓ એવી નઠારી અને ખોટી વાતો કરતા હોય. તેઓ કાળચંદના દુશ્મનો છે. તેમ વળી આ વાત કોઇ વાર જ્ઞાતિ સમક્ષ આવી નથી, તેમ કોઇ જાણતું નથી. જો એ વાત જ્ઞાતિ સમક્ષ આવી હોય અને જ્ઞાતિએ તેને ગુન્હેગાર ઠરાવ્યો હોય, તેમ છતાં જો મેં તેને જ્ઞાતિમાં દાખલ કર્યો હોત તો હું જ્ઞાતિનો ગુન્હેગાર ગણાઉં. પરંતુ આ કેસમાં એવું કાંઇ બન્યું નથી; માત્ર સાંભળેલી વાત ઉપરથી આ ગૃહસ્થ મને લાંચ લેનાર ગણી દોષિત ઠરાવવા કહે છે, તે કેવું અઘટિત ગણાય ? હું આ વખતે વિશેષ કહેવા માગતો નથી, પણ જો હું મારી આબરૂનો જવાબ માગવા તૈયાર થાઉં તો આ ગૃહસ્થની પૂરેપૂરી ફજેતી થાય, એ ચોક્કસ સમજવું. મારા જેવા એક જ્ઞાતિના પ્રતિષ્ઠિત ગૃહસ્થને આ જ્ઞાતિના સમુદાયમાં હલકો પાડવા આ ગૃહસ્થે પ્રયત્ન કર્યો છે, તેથી હું તેને જ્ઞાતિનો એક ગુન્હેગાર માનું છું. આવા હલકા માણસને જ્ઞાતિની શિક્ષા અવશ્ય થવી જોઇએ. "

પટુચંદ શેઠના આ વચનો સાંભળી જ્ઞાતિના આગેવાનોમાંથી એક બે પટેલો બોલી ઉઠયા. " પટુચંદ, વધારે ફીશીયારી કરો નહીં. આ વાત અમોએ પણ સાંભળી છે, અને તેની ખાત્રી પણ કરી છે. તમોએ કાળચંદ પાસેથી બસો રૂપીઆ લાંચના લીધા છે, તે રૂપીઆ જે દુકાનેથી અપાવવામાં આવ્યા છે, તે દુકાનના ધણીએજ અમોને આ વાત કહી છે. તમને શિક્ષા કરાવવાને માટે ઘણાં લોકો ઉત્સુક હતા, પણ માત્ર તમારી જ્ઞાતિના આગેવાન તરીકેની પ્રતિષ્ઠા જાળવવાને માટે અમોએ તે તરફ ઉપેક્ષા કરી હતી. "

તે શેઠીઆઓના આ વચનો સાંભળી સમાજના ઘણાં લોકો આશ્ચર્ય પામી ગયા. અને પરસ્પર ઝીણી ઝીણી વાતો કરવા લાગ્યા. આ વખતે વિકારચંદ અને કર્મચંદ બંને ગુન્હેગારો ઉભા થઈને બોલ્યા. "શેઠીઆઓ, જ્યારે આ પટુચંદ શેઠ ગુન્હેગાર છતાં તેને નિર્દોષ ઠરાવી છોડી મુકો, તો પછી અમોને પણ છોડી મુકવા જોઇએ. ગરીબોને શિક્ષા થાય અને તવંગરો છુટી જાય તો પછી આપ સર્વનો મોટો અન્યાય ગણાય. વટલેલા માણસને રૂશ્વત લઇ જ્ઞાતિમાં સામેલ કર્યો. અને પોતે જાણતા છતાં આખી જ્ઞાતિને વટલાવી, એ કેવો જુલમ કહેવાય?-આવા ગુન્હેગારને તો કદિ પણ છોડી મુકવો ન જોઇએ. જો જ્ઞાતિના આગેવાનો એવો પક્ષપાત કરશે, તો પછી જ્ઞાતિના આગેવાનોનું માન રહેશે નહીં."

તેમના આ વચનોને કેટલાએક શેઠીઆઓ અને લોકોએ અનુમોદન આપ્યું. આથી પટુચંદ શેઠ તદ્દન નિસ્તેજ થઇ ગયા. તે ચતુરશેઠે વખતનો વિચાર કરીને કહ્યું. "શેઠીઆઓ, જોકે હું તદ્દન નિર્દોષ છું, છતાં જો જ્ઞાતિની ઇચ્છા હોય-તો હું કાંઇપણ દંડ આપવા તૈયાર છું. મારે આ પ્રસંગે ખુલ્લેખુલ્લું કહેવું જોઇએ કે, આપણી જ્ઞાતિના કેટલાએક શેઠીઆઓ, કે જેઓ પરંપરાની શેઠાઇને લઇને જ્ઞાતિમાં અગ્રેસર ભાગ લેછે, પરંતુ તેઓ ઘરની સ્થિતિમાં મારા જેવા સાધારણ છે, તેઓ પણ કેટલાએક કેશમાં લાંચથી અથવા કોઇ પક્ષપાત કે વગથી આવા કામ કરે છે, તેમને પણ મારી જેમ દૂષિત ઠરાવી શિક્ષા કરવી જોઇએ."

આ વખતે એક આગેવાને ઉંચે સ્વરે કહ્યું કે, "જે કેશ સાબીત થયો છે, તેને માટે પ્રથમ શિક્ષાનો વિચાર કરવો જોઇએ. તેવી બીજી વાતો આ વખતે લાવવાની કાંઇ જરૂર નથી."

આ વાક્યોને બીજાઓએ અનુમોદન આપ્યું. પછી સર્વાનુમતે પટુચંદ શેઠને ગુન્હેગાર ઠરાવવામાં આવ્યા હતા. અને તેમને બસો રૂપીઆનો દંડ આપવા ફરમાવવામાં આવ્યું હતું. શેઠ પટુચંદે પણ એ વાત દબાણથી સ્વીકારી લીધી હતી.

આ કેશનો ન્યાય આપ્યા પછી જે માણસ કન્યાનો પિતા કહેતા છતાં પણ પોતાના પુત્રને પરણાવતો ન હતો, તેને જ્ઞાતિના સમાજ વચ્ચે બોલાવવામાં આવ્યો હતો. તે માણસનું નામ માનચંદ હતું. તેણે પુરાણી અને નવીન એમ ઉભય કેળવણીનો પ્રસાદ પ્રાપ્ત કર્યો હતો.

જ્ઞાતિના આગેવાનોએ જ્યારે તેને પૂછ્યું, ત્યારે તે નમ્રતાથી બોલ્યો. "મુરબ્બી જ્ઞાતિ બંધુઓ, હું જ્ઞાતિનો એક સામાન્ય સેવક છું. જ્ઞાતીની આજ્ઞા માન્ય કરવી અને

તેને સદા આધીન રહેવું, એ મારૂં મુખ્ય કર્તવ્ય છે. જ્ઞાતી બંધુઓના કલ્યાણમાં-તેમના ઉદયમાં મારૂં કલ્યાણ અને મારો ઉદય છે, એમ હું ખાત્રીથી માનું છું. જેણે પોતાનું જીવન જ્ઞાતિના હિતને માટે અર્પેલું છે. તેવા પુરૂષનું જીવિત સફળ છે. આપ સર્વ વડિલોને વિનંતિ કરવાની છે કે, આપ પ્રથમ મારી સર્વ હકીકત સાંભળી પછી મને યોગ્ય શિક્ષા કરશો."

આ વખતે કોઇ બીજા શેઠે કહ્યું, " ભાઇ માનચંદ! તારે જે કહેવાનું હોય તે ખુશીથી કહે, પણ એટલું યાદ રાખજે કે, જે તું કહે તે સત્ય હોવું જોઇએ." તે શેઠના આ વચન સાંભળી માનચંદ બોલ્યો " માન્યવર વડિલો! હું આપની આગળ મારૂં વૃત્તાંત સાચેસાચું કહું છું, તે આપ સર્વ કૃપા કરી ધ્યાન આપીને સાંભળશો. હું એક સાધારણ સ્થિતિનો માણસ છું. આપ સર્વ જ્ઞાતિ બંધુઓની કૃપાથી મારા પૂર્વજોની પ્રતિષ્ટાને હું સાચવી રહ્યો છું. મારે એક પુત્ર છે અને એક પુત્રી છે. મારા પુત્રનું નામ ગુણચંદ છે. અત્યારે તેની વય પંનર વર્ષની છે. તે નવીન કેળણીનો અભ્યાસ કરે છે. જ્યારે ગુણચંદ ત્રણ વર્ષનો હતો, ત્યારે મારા પિતાએ તેનું વેવીશાળ કર્યું હતું. મારા પિતા જુની રીતિને માન આપનારા હોવાથી કન્યા આપનાર ગ્રહસ્થને નાપાડી શક્યા નહીં, તેમજ પિતાની આજ્ઞાને માન આપી વર્ત્તનાર હું પણ તે પિતાની મરજીને રોકી શક્યો નહીં. આથી મારા પુત્રનું વેવિશાળ થઇ ગયું. જે ગૃહસ્થે મારા પુત્રને કન્યા આપી છે, તે ગૃહસ્થ તદન કુરૂઢિને માન આપનાર છે, અને દુરાગ્રહી છે. તે કન્યાની વય મારા પુત્રથી બે વર્ષે મોટી છે. હાલ તે કન્યાને સત્તરમું વર્ષ ચાલેછે, તે તદ્દન યુવતિ બની ગઈ છે. અને મારો પુત્ર શરીરે કૃશ હોવાથી ઘણોંજ નાનો લાગે છે, આવું ભયંકર કજોડું ન થવું જોઈએ, એવું ધારીને હું તે કન્યાના પિતાને મારા પુત્ર સાથે વિવાહ કરવાની ના કહું છું. જ્યારથી એ સંબંધ જોડાયો ત્યારથી હું તેની વિરૂદ્ધ હતો. મારા પિતાને હાથે એ કામ થયું છે, તેમ જાણી મેં પ્રથમતો ઉપેક્ષા કરી હતી, પરંતુ જ્યારે મારા પુત્રનુ વય અને તે કન્યાનું વય જોતાં મને લાગી આવ્યું કે, આ વિવાહ સંબંધ તદન અયોગ્ય છે. આવો અયોગ્ય વિવાહ આ વર કન્યાને કજોડાના કષ્ટને આપનારો થઇ પડશે. તે ઉપરથી મેં કન્યાના બાપને બોલાવીને કહ્યું કે, " તમે તમારી કન્યા કોઇ લાયક વરને આપો. હું તેમ કરવાથી ખુશી છું', પણ તે દુરાગ્રહી શેઠે મારૂં વચન માન્ય કર્યું નહીં. હવે તે વિવાહ કરવાની ઉતાવળ કરે છે, પણ તેમ કરવામાં મારી મરજી નથી; આપ વડિલ શેઠીઆઓ, આ વિષે વિચાર કરી મને ન્યાય આપશો, એવી હું આશા રાખું છું." માનચંદના આવા વચન સાંભળી શેઠીઆઓ ક્ષણવાર વિ-

ચારમાં પડી ગયા. તેવામાં તો કન્યાનો પિતા સમાજમાંથી ઉભો થઇ ત્યાં આવ્યો અને તે ઉચ્ચસ્વરે બોલ્યો. " શ્રીમંતો, આપ માનચંદશાને ન્યાય આપો, તે પેહેલાં મારી વિનંતિ ધ્યાનમાં લેશો. હું એક ગરીબ શ્રાવક છું. હું સ્થિતિમાં ગરીબ છું, પરંતુ પ્રતિષ્ઠામાં મોટો છું, મારા વડિલો સંઘના અગ્રેસર હતા, એ વાત આપ સર્વના જાણવામાં છે. અમો હમેશાં એક વચની છીએ, એક વાર બોલ્યા, તે અમારે યાવજ્જીવિત પાળવાનું હોય છે. અમારા કુટુંબની કોઇ પણ કન્યા જીવતે પતિએ પાછી વળી નથી. જેનું વાગ્દાન કરવામાં આવ્યું, તેનો વિવાહ થઇ ચુકયો એમ અમે સમજીએ છીએ. વાગ્દાન કર્યા પછી કજોડા વગેરે ગમે તેવી અડચણો આવે તો પણ અમારૂં આપેલું વાગ્દાન કદિ પણ ફરતું નથી. વળી આપ સર્વ શેઠીઆઓને વિદિત છે કે, આપણી જ્ઞાતિમાં કદિ પણ વેવિશાળ તોડી શકાતું નથી. જે વર કન્યા વાગ્દાનમાં જોડાયાં હોય છે, તે વર કન્યા અવશ્ય વિવાહમાં જોડાય છે. આ મારી વિનંતિ ધ્યાનમાં લઇ આપ માનચંદશેઠ સાથે મને પણ ન્યાય આપશો. વળી હાલ મારી પુત્રી પુખ્ત વયની થઇ ગઇ છે. આજે બે વર્ષ થયાં હું માનચંદને ઘેર વિવાહ કરવાની વિનંતિ કરૂં છું; તે છતાં તે મારી વિનંતિ ધ્યાનમાં લેતા નથી. મારી યુવાન પુત્રી રજસ્વળા ધર્મ માં આવીછે, આથી અમારૂં કુટુંબ ઘણું મુંઝવણમાં આવી પડયું છે. કન્યા પિતાને ઘેર રજસ્વળા થાય, એ કેવો જુલમ કહેવાય ? એ વાત ધર્મ અને નીતિથી વિરૂદ્ધ છે, માટે આપ સર્વ કૃપા કરી મારી આ વિનંતિ ધ્યાનમાં લેશો અને મને કન્યાના કષ્ટમાંથી મુક્ત કરશો. "

આ પ્રમાણે વર અને કન્યાના પિતાઓની વિનંતિ સાંભળી શેઠીઆઓએ ક્ષણવાર મશલત કરી. પછી તેઓમાંથી એક જણે મોટેથી જણાવ્યું કે, " આપણી જ્ઞાતિના નિયમ પ્રમાણે કરેલું વેવિશાળ તુટી શકશે નહીં. તેથી માનચંદે પોતાના પુત્રનો જલદી વિવાહ કરવો અને કન્યાના પિતાને દુઃખમાંથી મુક્ત કરવો. "

આ ઠરાવ સાંભળી માનચંદ ખેદાતુર બની ગયો. તેના હૃદયમાં ચિંતાની મહાજ્વાળા પ્રગટી ઉઠી. ખેદના આવેશથી તેણે સર્વને કહ્યું, " જ્ઞાતિવડિલો ! આપ સર્વેએ આપેલો ન્યાય ધર્મ અને નીતિશાસ્ત્રની વિરૂદ્ધ છે. આપે આવો ન્યાય આપી, મારા પુત્રની જીંદગીને દુઃખમય કરી દીધી છે. આવો જુલમ થવાથી મારો બાળપુત્ર વિદ્યાથી વિમુખ રહેશે, સદા ચિંતામાં મગ્ન રહેશે અને શારીરિક સંપત્તિને ગુમાવી બેસશે. જ્યારે સત્તર વર્ષની યુવતિ મારા ઘરમાં પ્રવેશ કરશે અને મારો પુત્ર તેણીને જોશે, ત્યારે જાણે અગ્નિની મોટી જ્વાળા હોય તેવી તેને દેખાશે; અને તેણીને જોઇ જોઇ તેનું કુમળું હૃદય નિરંતર દગ્ધ થયા કરશે. તેની સમાન વયના

છોકરાઓ તેની મશ્કરી કર્યા કરશે અને કોમળ હૃદયને બાળ્યા કરશે. જ્ઞાતિબંધુઓ! આપ સર્વે આ વિષે હજુ દીર્ઘદ્રષ્ટિથી વિચાર કરો અને મારા બાળપુત્ર તરફ દયા લાવો. ગૃહસ્થો! વળી જેમ મારા પુત્રના કષ્ટ તરફ તમારે જેટલું જોવાનું છે, તેટલું યુવાન કન્યા તરફ પણ જોવાનું છે. વયમાં આવેલી યુવતિ એક બાળક પતિને પ્રાપ્ત કરી કેટલું કષ્ટ ભોગવે? તેનો પણ તમે વિચાર કરો. કજોડામાં જોડાએલી યુવતિ ઉપર અનેક જાતના કલંકો આવી પડે છે. તે સાથે તેણી પોતાના ઉભય કુટુંબમાં નિંદાનું અને હાસ્યનું ભાજન બને છે. તે યુવાન રમણી પણ બાળપતિને જોઈ સદા હૃદયમાં દગ્ધ થયા કરશે અને નિશ્વાસ નાખી તેવો સંબંધ કરનારને અને અનુમતિ આપનારને શ્રાપ દેશે. બંધુઓ, તમારે આ વિચાર પણ દયા લાવીને કરવાનો છે."

માનચંદના આ વચનોએ સંઘના અગ્રેસર શેઠીઆઓના હૃદય ઉપર અસર કરી નહીં. તેમના હૃદયની અજ્ઞાનતાનો એક અંશ પણ ઓછો થયો નહીં. સર્વાનુમતે માનચંદને તેજ કન્યા સાથે પુત્રને પરણાવવાની ફરજ પાડી; અને તેમાં જણાવ્યું કે, જો માનચંદ જ્ઞાતિની આ આજ્ઞાનું ઉલ્લંઘન કરશે તો તે જ્ઞાતિનો ગુન્હેગાર ઠરશે. અને પછી જ્ઞાતિ તરફથી જે શિક્ષા કરવામાં આવે, તેને તેણે સહન કરવી પડશે."

માનચંદ એ જ્ઞાતિનો ઠરાવ સાંભળી ક્ષણવાર સ્તબ્ધ થઇ ગયો. અને તેના હૃદયમાં શોકની જ્વાળા પ્રગટ થઇ આવી. તત્કાળ તે પોતાના મનમાં નીચેનો શ્લોક બોલ્યો.

" यत्र मूढा जनाः सभ्या यत्र मूढः सभापतिः ।
न्यायाशा नैव तत्रैव केवलं कष्टसंभवः " ॥ १ ॥

"જ્યાં મૂઢ લોકો સભ્ય હોય અને જ્યાં સભાપતિ પણ મૂઢ હોય, તે સ્થળે ન્યાય મેળવવાની આશા હોતી નથી. ત્યાં તો કેવળ કષ્ટ થવાનોજ સંભવ છે." ૧

આક્રોશ સમાપ્ત થયા પછી મિથ્યાત્વીના ભજનોને સંગીતમાં ઊતારી ગાનાર એક શ્રાવકને બોલાવવામાં આવ્યો. તે શ્રાવકનું નામ કલ્યાણચંદ હતું. તે સંગીતનો વેત્તા હતો અને સંગીત દ્વારા વીર પ્રભુની મહાન્ ભક્તિ કરતો હતો. તેથી લોકો તેને 'કલ્યાણભક્ત' ના નામથી ઓળખતા હતા. તેને સમીપ બોલાવી જ્ઞાતિના આગેવાનોએ પ્રશ્ન કર્યો કે. "તમે મિથ્યાત્વીના ભજનો ગાવો છો અને માર્ગી સાધુની જેમ વીર પ્રભુની ભજન વડે ભક્તિ કરો છો; એથી તમે સંઘ તથા જ્ઞાતિના ગુન્હેગાર થયા છો. તમને એક બે વખત કહેવરાવામાં આવ્યુ છે, તે છતાં તમે તમારી પ્રકૃત્તિમાં સુધારો કરતા નથી, એ તમોને મોટી હાનિકર્તા થઇ પડશે.

જો તમે આવખતે જ્ઞાતિની માફી માગી તમામી ચાલ સુધારવાની પ્રતિજ્ઞા કરશો તો તમોને છોડી મુકવામાં આવશે, નહીંતો જ્ઞાતિની મોટી શિક્ષાના પાત્ર થશો."

જ્ઞાતિના અગ્રેસરના આ વચનો સાંભળી કલ્યાણચંદ ક્ષણવાર વિચારમાં પડયો પણ ક્ષણવાર પછી તે વીર પ્રભુના ભક્તના હૃદયમાં આવેશ થઇ આવ્યો. કલ્યાણચંદ સ્વભાવિક રીતે શાંત પ્રકૃતિનો હતો પણ જ્યારે પોતાની નિર્દોષ-ઇષ્ટ ધારણામાં કોઇ અંતરાય કરે ત્યારે તે રોષથી ઉશ્કેરાઇ જતો હતો. તે હીંમત લાવીને બોલ્યો. "જ્ઞાતિબંધુઓ ! તમે કેવળ અન્યાય કરોછો. હુ નિર્દોષ પણે પ્રભુની ભક્તિ કરૂં છું. અને તેમાં કોઇને હાનિ કરતો નથી, તે છતાં તમે મને ગુન્હેગાર ઠરાવી જ્ઞાતિનો તિરસ્કાર કરાવાની ધમકી આપો, એ કેવો જુલમ કહેવાય ? શેઠીઆઓ ! તમે મારી મનોવૃત્તિને જાણતા નથી, તેમ પ્રભુની ભક્તિનો મહિમા ઓળખતા નથી, તેથી તમે મને આવો ભય બતાવા તત્પર બન્યા છો, પણ હું એક સર્વથી વિલક્ષણ છું. શ્રીવીર પ્રભુની ભક્તિ કરવામાં જો અંતરાય ઉભા થાય તો પછી હું કોઇની દરકાર કરતો નથી. જ્ઞાતિ, સંઘ, માતપિતા, પુત્ર, સ્ત્રી, સગા, સ્નેહી અને મિત્રો એ બધાંની મારે દરકાર નથી. પ્રભુ ભક્તિ રૂપી પવિત્ર ગંગામાં સ્નાન કરી નિર્મળ થતો મારો આત્મા આ સંસારની ઉપાધિવાળી મલિન છાયામાંથી દૂર રહેવા ઇચ્છે છે. જ્ઞાતિ વગેરે સર્વ હું ઉપાધિરૂપ ગણું છું. જો તમે મને જ્ઞાતિ કે સંઘનો તિરસ્કાર કરી દૂર કરાવશો, તો હું આ સંસારની તે ઉપાધિમાંથી મુક્ત થઇશ. તમે મારૂં અનિષ્ટ કરવા ઇચ્છો છો, પણ તેથી મારૂં ઇષ્ટજ થવાનું. શ્રીમંતો ! આપ હૃદયથી માનજો કે, પ્રભુ ભક્તિનો પ્રભાવ જુદોજ છે. જે ભવ્ય આત્મા શ્રી વીરની ભક્તિમય ઉપાસના કરવામાં તલ્લીન બનેલો છે, તે કદિ પણ તમારી શ્રીમંતાઇથી કે સંઘના તિરસ્કારથી ડરશે નહીં. તમે તો એક દ્રવ્યના અહંભાવથી મત્ત થયેલા પામર છો, પણ કદિ આ ભારત વર્ષનો સાર્વભૌમ રાજા હોય તે વીરના ભક્તને વિપત્તિમાં પાડવાની યોજના કરવા તૈયાર થાય, તોપણ એ વીર પ્રભુનો વીર ભક્ત તેની શિક્ષાથી ભય પામતો નથી. એક મનુષ્ય રાજા તો તેના હિસાબમાં ન હોય પણ કદિ દેવતાઓનો મહારાજા ઇંદ્ર આવે તોપણ તે વીરભક્ત પોતાની દૃઢતાથી ચલાયમાન થતો નથી. શ્રીમંતો ! તેથી હું આપને વિનય સાથે જણાવું છું કે, આપ સર્વે એ મારી ભક્તિમાં ભંગ કરવાના ઉપાયો યોજવા નહીં. આપ કદિ મારી તરફ ઉપેક્ષા રાખશો અને મારો અનાદર કરશો; પરંતુ હું તેમ કરવાની ઇચ્છા રાખતો નથી; તમે બધા તીર્થરૂપ ચતુર્વિધ સંઘના અંગભૂત છો, મારા જ્ઞાતિ બંધુઓ છો, અને વીર પ્રભુના સંતાનો છો; એમ જાણી હું તમારો અનાદર કરીશ નહીં; કારણ

કે, હું જાણું છું કે, તમારી આ પ્રવૃત્તિ તમારાથી થઇ નથી, પણ ઉદય આવેલા તમારા પૂર્વ કર્મોથી થઇ છે. ઉદય આવેલા કર્મો શું શું કરે છે, તેને માટે એક મહાનુભાવ ભક્તરાજનું ભજન છે, તે તમે એક ચિત્તથી સાંભળો."

આ પ્રમાણે કહી કલ્યાણભક્તે ઉંચે સ્વરે તે ભજન ગાવા માંડ્યું.

## ભજન.

જન સહુ જુવોરે, ઉદયજ કર્મનો રે જી;
તેમાં ઘણું જામેરે, રંગ ઊંડા મર્મનો રે જી.

## સાખી.

નિર્ધન થઇને ભીખતો, જન દેખાતો જેહ;
અતિ શ્રીમંત સોહામણો, દેખાશે વળી તેહ. જન. ૧

મ્હાલે જે અતિ મદભર્યો, વીર ઘણો વિખ્યાત;
સદ્ય પરાભવ પામીને, પડશે તે સાક્ષાત. જન. ૨

જે ભવ માર્ગે ભટક્તો, બની વિષયનો કીટ;
તે યોગી થઇ ચાલશે, દેતો ભવને ફીટ. જન. ૩

સુંદર રૂપે અતિ ભર્યો, મદન મનોહર જેહ;
સદ્ય કુરૂપી તે બને, થઇ દુર્ગંધી દેહ. જન. ૪

ખમા ખમા જન બોલતા, ભળતા વિધવિધ ભોગ;
તે સુવે થઇ એકલો, પામી દુઃખનો યોગ. જન. ૫

કર્મ ઉદયથી જગતમાં, બનતા વિધવિધ રંગ;
તે માટે અતિવીર થઇ, ત્યજો કર્મનો સંગ. જન. ૬

ભક્તરાજે ગાયેલું આ ભજન સાંભળી કેટલાએક શ્રોતાઓના હૃદયમાં સારી અસર થઇ આવી, તેમાં કેટલાએક તો તેની ભક્તિરસની તલ્લીનતા જોઇ તેની ઊપર આફ્રીન થઇ ગયા હતા. તે સાથે જે કેટલાએક દુરાગ્રહી હતા, તેઓ ઇર્ષ્યાથી બળતા હતા. તથાપિ એટલું તો થયું કે, તે કલ્યાણ ભક્તની વિરૂદ્ધ જે મોટો ભાગ હતો, તેઓમાંથી ઘણાંઓ તેના પક્ષમાં આવી ગયા. તે વખતે એક પ્રમાણિક અને ન્યાય દૃષ્ટિ પુરૂષે ઊભા થઇને આ પ્રમાણે કહ્યું:—"જ્ઞાતિના આગેવાનોને હું વિનંતિ પૂર્વક કહું છું કે, આવા ઊત્તમ ભક્તરાજને દૂષિત કરવામાં જે કોશીશ કરવામાં

આવી છે, તેમ ન થવું જોઇએ. આ કલ્યાણચંદ ખરેખર મહાત્મા છે. તેમની મનોવૃત્તિ નિર્મળ અને શ્રીવીરપ્રભુની ભક્તિથી વિભૂષિત છે. આવા નિર્દોષ ભક્તરાજને સંઘ તરફથી કોઇ પણ જાતનો અંતરાય થવો ન જોઇએ. આવો અંતરાય ઉત્પન્ન કરવાથી જરૂર કર્મના બંધ થાયછે. ધર્મ, નીતિ, ભક્તિ અને સત્કાર્ય કરનાર પુરૂષને અંતરાય કરવાથી મહા પાપ લાગેછે, તેને માટે એક મહાન્ મુનિવરે મને શ્લોક કહ્યો છે, તે આપ સર્વને સાંભળવા જેવો અને મનન કરવા જેવો છે. તે શ્લોક આ પ્રમાણે છે.

> भक्तानां योगनिष्ठानां परोपकृति कारिणाम् ।
> अध्यात्मज्ञानयुक्तानां सततं निर्मलात्मनाम् ॥ १ ॥
>
> सत्सेवानिरतानां च ज्ञानाभ्यासविधायिनाम् ।
> अंतराया न कर्त्तव्याः कर्त्तारः पापभागिनः ॥ २ ॥

" ભક્ત, યોગી, પરોપકાર કરનારા, અધ્યાત્મ જ્ઞાની, સદા નિર્મળ હૃદયવાળા, સંત પુરૂષોની સેવા કરનારા, અને વિદ્યાભ્યાસ કરનારાઓને અંતરાયો કરવા નહીં. તેવાઓને અંતરાય કરનારા પાપભાગી થાય છે, ૧-૨ "

" આ ઉપરથી આપ સર્વ શ્રીમંતોએ જાણવાનું છે કે, આવા ઉત્તમ પુરૂષને તેના સત્કાર્યમાં કોઇ જાતનો અંતરાય કરવો નહીં જોઇએ. જ્ઞાતિ બંધુઓ ! તેમછતાં મારે કહેવું જોઇએ કે, જો આપ દુરાગ્રહને વશ થઇ આ મારી વિનંતિ ધ્યાનમાં નહીં લ્યો તો, તેનું પરિણામ સારૂં આવશે નહીં. હું તો એટલે સુધી કહું છું કે, તમે નહીં માનો તો, આ સંઘરૂપ ગંગાનો પવિત્ર પ્રવાહ હમણાંજ તુટી જશે. અને તેમ થવાથી સંઘના વિચ્છેદનું મહાપાપ તમારે શિર લાગશે; કારણકે, આ પવિત્ર ભક્ત મહાત્માની ભક્તિએ ઘણાં લોકોના મન આકર્ષ્યાં છે અને તેમના ઉચ્ચ હૃદયની છાયા પડવાથી ઉત્તમ જીવોના મન તેમના પક્ષપાતી થઈ ગયા છે. "

તે પુરૂષના આ વચનો ઘણાંઓને રૂચિકર થયા. પણ કેટલાએક અગ્રેસરોને રૂચિકર થયા નહીં. પરંતુ સંઘનું તે વખતનું સ્વરૂપ જોઇ તે આગ્રહી અગ્રેસરોએ વિચાર કર્યો કે, આ વખતે કલ્યાણભક્ત વિષે કોઇ જાતનો આગ્રહ કરવો યોગ્ય નથી. આવું વિચારી તેમનામાંના એક શેઠીઆએ જણાવ્યું કે, "આ વખતે કલ્યાણચંદ શેઠને માટે કાંઇ પણ ઠરાવ કરવામાં આવતો નથી, બીજે કોઇ પ્રસંગે તે વાતનો નિર્ણય કરવામાં આવશે." આ સમયે એક તીવ્ર પ્રકૃતિવાળો અગ્રેસર શેઠ બોલી ઉ-

કહ્યો કે," ભાઇઓ, શામાટે ડરો છો ? જ્ઞાતિના કાર્યમાં કોઇ જાતનો ભય રાખવો ન જોઇએ. જો એવી રીતે ડરશો તો પછી જ્ઞાતિની સુધારણા થશે નહીં; માટે આજ વખતે કલ્યાણ ભકતને શિક્ષા થવી જોઇએ. જો આવા માણુસ તરફ ઉપેક્ષા રાખશો તો, તે શિરપર ચડી બેસશે અને આપણા સંઘની ખરાબી કરશે. ઘણાં લોકો કલ્યાણ ભકતના આડંબરથી ભોળવાઇ ગયા છે અને તેના ભજનો સાંભળવામાં ભાગ લેવા લાગ્યા છે. જો તેના ભજનમંડળનો જમાવ થતો જશે તો, આપણામાં પછી જૈનપણું રહેશે નહીં. બધાઓ મિથ્યાત્વી થઇ જશે. અને એક માર્ગીના જેવો આપણો ધર્મ થઇ પડશે; તેથી આજ વખતે એ કલ્યાણભકતને શિક્ષા થવી જોઇએ." તેના આ વચનોને એક બે શેઠીઆઓએ અનુમોદન આપ્યું. તત્કાળ જ્ઞાતિ–સમાજમાં ઘોંઘાટ થઇ રહ્યો અને લોકો પરસ્પર વિવિધ જાતની વાર્ત્તાઓ કરવા લાગ્યા.

આ અરસામાં એક દિવ્ય મૂર્ત્તિ તે નગરમાં આવિર્ભૂત થયા હતા. તેમનું વય તારૂણ્યથી અલંકૃત હતું. તેમના પ્રસરતા તેજથી દશે દિશાઓ વ્યાપ્ત થઇ ગઈ હતી. તેમના દરેક અવયવો સૌંદર્યથી ભરપુર હતા. તેમનો મુખચંદ્ર એવો મનોહર અને શાંતિમય હતો કે, જેના દર્શનથી જોનારને અતિ આલ્હાદ પ્રાપ્ત થયા વિના રહે નહીં. તે મુખચંદ્રની આસપાસ ભામંડળની જેમ વર્ત્તુલાકાર તેજનો પુંજ આવી રહેલો હતો. તેની અંદર તેમનું મૃદુ અને મધુર હાસ્ય વિકાસિત થઈ રહ્યું હતું. તેમના પદ્મના જેવા વિશાળ નેત્રો ચારે તરફ પ્રસરતા હતા અને તેમાંથી દયાના તેજસ્વી અને શાંત કિરણો નીકળતા હતા. શરીરના પ્રત્યેક અંગે, દિવ્ય અલંકારો પ્રકાશી રહ્યા હતા અને ભભકાદાર વસ્ત્રાભુષણો ભાસી રહ્યા હતા.

આ મહાદેવી તે નગરની બાહેર આવેલા એક મનોહર ઉદ્યાનમાં ઉતરી અદ્રશ્ય રૂપે નગરમાં ફરી, આ સ્થળે અંતરીક્ષમાં આવી ઉભા હતા. જે સ્થાન ઉપર જૈન-જ્ઞાતિનો સમાજ એકત્ર થયો હતો, તે સ્થાનને એ દિવ્યમૂર્ત્તિએ અદ્રશ્ય રહી અલંકૃત કર્યું હતું. ઉપર પ્રમાણે જ્ઞાતિના સમાજને વિષે જે ચર્ચા થઇ હતી, તે બધી એ મહેશ્વરીએ અદ્રશ્ય રહી સાંભળી હતી. જ્ઞાતિના અજ્ઞાત શેઠીઆએ જે કઢંગુ કામ કાજ કર્યું હતું, તે પ્રત્યક્ષ જોઇ અને સાંભળી એ મહાદેવી અતિશય ખેદાતુર થઇ ગયા હતા.

જ્યારે પેલા એક અજ્ઞાની શેઠીઆએ કલ્યાણ ભકતને માટે વિપરીત વચનો ઉચ્ચાર્યાં, તે સાભળી મહાદેવી ઘણાજ રોષાવિષ્ટ થઇ ગયા હતા.

જ્યારે એ અજ્ઞાની અગ્રેસર કલ્યાણચંદ જેવા પવિત્ર ભક્તને માટે અયોગ્ય વચનો બોલ્યો, તે વખતે મહાદેવી ઊશ્કેરાઇ ગયા અને તત્કાળ તેઓ અદ્રશ્ય રહી, નીચે પ્રમાણે એક સુભાષિત બોલ્યા :—

"कीदृग् जवति मूढानां वृंदे जक्तविडंबनम् ।
काकपक्षी समाजे हि राजहंस विडंबनम् ॥ १ ॥

" મૂઢ લોકોના ટોળામાં ભક્તની વિડંબના કેવી થાય છે? કાગડાઓની સમાજમાં રાજહંસની વિડંબના થાય જ. " ૧

આ સુભાષિતના ધ્વનિથી સભાસ્થાન ગાજી ઉઠયું અને ચારે તરફ તે ધ્વનિનું માધુર્ય પ્રસરી ગયું. તે સાંભળી સર્વ સમાજ ચકિત થઇ ગયો, અને અખિલ સામાજિકો પોતાના નેત્રોથી દશે દિશાઓમાં જોવા લાગ્યા. ક્ષણવાર પછી પુનઃ પાછો તેજ ધ્વનિ પ્રગટ થઇ આવ્યો. તે બીજા ધ્વનિએ સર્વ શ્રોતાઓને વિશેષ ચકિત કરી દીધા. તેઓ વિશેષ આદરથી જોવા લાગ્યા, પણ કોઇ વ્યક્તિ તેમના જોવામાં આવી નહીં. ક્ષણવાર પછી નીચે પ્રમાણે એક સુભાષિત પ્રગટ થયું.

"पंचमे विषमे काले का स्थिति वीरशासने ।
संघ शोजा भृशं नष्टा जैनाजास प्रवर्त्तनम् ॥ १ ॥

આ સુભાષિતનો અર્થ કોઇ પણ સમજી શકયું નહીં. એટલે તેના ભાષાંતરનો પાછો ધ્વનિ પ્રગટ થઇ આવ્યો.

" આ વિષમ એવા પંચમ કાળમા વીરશાસનની કેવી સ્થિતિ થઇ છે? સંઘની શોભા અત્યંત નાશ પામી ગઇ છે અને જૈનાભાસોનું પ્રવર્ત્તન ચાલે છે. " ૧

આ ભાષાંતરના ધ્વનિથી સર્વ સભ્યો વિચારમાં પડી ગયા. તેઓમાં કેટલાએક વિવિધ પ્રકારની શંકાઓ કરવા લાગ્યા, અને કોઇ દિવ્ય આત્મા પોતાને શિક્ષા કરવા આવેલ છે, એમ માનવા લાગ્યા.

ક્ષણવાર પછી તે મહાદેવી ગર્જના કરીને બોલ્યાં—અરે અજ્ઞાની શ્રાવકો! તમે આ શું કરવા બેઠા છો? તમારી જ્ઞાતિનો આ સમુદાય કેવો કહેવાય? તમારૂં આ વર્ત્તન શૂદ્રના જેવું છે, કે વણિકના જેવું છે? તેનો વિચાર કરો. તમે તમારી જ્ઞાતિની મહત્તા તદન ગુમાવી દીધી છે. ભારતવર્ષ ઉપર ઉચ્ચ પંક્તિમાં ગણાતી આ

તમારી કોમ અધમ સ્થિતિમાં આવતી જાય છે. તમે તમારી જાતેજ તમારો અધઃપાત કરો છો. તમારી અજ્ઞાનતાના વિલાસો જોઇ હું ઘણીજ દિલગીર થઇ છું.

ગૃહસ્થો ! તમે મારા સ્વરૂપને જોવા ચારે તરફ દૃષ્ટિ પ્રસારો છો, પણ તમારી મલિન દૃષ્ટિમાં મારૂં શુદ્ધ સ્વરૂપ જોવામાં આવશે નહીં. તમારી મલિન છાયાથી દૂર રહેવાની મારી ઇચ્છા છે. ગૃહસ્થો! ' હું કોણ છું ' એ સાંભળો. હું જૈનધર્મની **શાસનદેવી** છું. આ આર્યાવર્ત્ત ઉપર પ્રવર્ત્તતા મહાન્ શ્રી વીરપ્રભુના શાસનની અધિષ્ઠાત્રી છું. સાંપ્રત કાળે જૈન સંઘની કેવી સ્થિતિ છે? તે જાણવાને અને પ્રત્યક્ષ જોવાને માટે હું પ્રવાસ કરવા નીકળી છું. દેવ લોકમાંથી મારા સાંભળવામાં આવ્યું કે, વર્ત્તમાન કાળે જૈન સંઘોની સ્થિતિ અધમ થતી જાય છે. સંઘ અથવા જ્ઞાતિના નેતાઓ કુરૂઢિના કુમાર્ગે પ્રવર્ત્તે છે. દ્વેષ, કુસંપ, ઇર્ષ્યા, પક્ષપાત અને અન્યાયનું મહાન્ બળ ચાલે છે. ઘણાં સંઘપતિઓ અને અગ્રેસરો પોતાના આશ્રિતોને ઉન્માર્ગે દોરે છે અને પક્ષાપક્ષીથી ન્યાય ચુકવે છે. અનેક જાતના હાનિકારક રીવાજોમાં જૈન પ્રજા રીબાય છે અને ઘણીજ દુઃખી થાય છે. કુરૂઢીઓએ જૈન એ પવિત્ર નામને કલંકિત કરી દીધું છે. જૈનોના પ્રત્યેક ગૃહમાં કુલદેવીની જેમ કુરૂઢિદેવી પૂજાય છે અને જૈનાચારનો નાશ થઈ ગયો છે. હાનિકારક રીવાજોની મોટી સેનાએ ધસારો કરી જૈનોનો મહાન્ પરાભવ કરી દીધો છે, અને જૈનોના સમ્યક્ત્વ ભરેલા સદાચારને કેદ કરી કારાગૃહમાં પૂરી દીધો છે. સમ્યક્ત્વ અને મિથ્યાત્વનું દ્વંદ્વ યુદ્ધ ચાલે છે, અને તેમાં હાનિકારક રીવાજોની મોટી સેનાનો આશ્રય લઇ મિથ્યાત્વે સમકત્વને દબાવી દીધું છે. પોતાના ચતુર્વિધ વ્યૂહના બળથી વિરાજિત એવા સંઘરૂપી સમર્થ યોદ્ધાએ પોતાના હથીઆર નમાવી દીધાં છે અને તે ખિન્ન તેમજ નિર્બળ થઈ ઊભો ઊભો પોતાના પક્ષનો પરાભવ જુવે છે.

ગૃહસ્થો ! વર્ત્તમાન સમયે વિદેશી ન્યાયી રાજ્યમાં અનેક જાતના ઊન્નતિના સાધનો ઉપલબ્ધ થયાંછે. વિદ્યા અને કળાની મહાન્ વૃદ્ધિ પ્રવર્ત્તે છે. અને લોકો સુખ સમાધિથી પોતાના ધર્મ અને કર્ત્તવ્ય બજાવી શકેછે. તેવા ઉત્તમ સમયમાં જૈન પ્રજા સાધન સંપન્ન થતી નથી. સર્વત્ર તે ઉપેક્ષા કરી બેશી રહીછે. નવીન કેળવણીના મોટા લાભ તરફ તે ઊપેક્ષા રાખે છે, વિશેષ દિલગીરી એ છે કે, જેઓ ચાલતા જમાનાને અનુસરી પોતાની કોમની ધાર્મિક અને સાંસારિક ઊન્નતિ કરવાને મથેછે, તેવા પુરૂષોને તમારા જેવા અજ્ઞાનીઓ સહાય કરતા નથી. આથી તે બીચારા નિરાશ અને નિરૂત્સાહ થઇ મંદાદર થઇ જાયછે. તેમની અભિલાષા પૂરી ન થવાથી તેઓ ચિંતાના મહાસાગરમાં મગ્ન થઇ જાયછે, તથાપિ તેઓમાં કેટલા-

એક એવા હીંમતવાળા અને આત્માર્પણ કરનારાઓ છે કે, જેઓને અનેક અંતરાયો ઉભા થાયછે, તે છતાં તેમની સામે બાથ ભીડી પોતાની ધારણા પાર પાડવાનો પ્રયત્ન તેઓ છોડતા નથી. હું તેવા વીર પુરૂષોને ધન્યવાદ આપું છું અને તેમના પરોપકારી પ્રયત્નો સફળ થાય, એવી ઇચ્છા રાખુંછું. " આવા વચનો કહી તે મહેશ્વરી ક્ષણવાર શાંત રહ્યા, એટલે સભ્ય શ્રોતાઓ અતિ આશ્ચર્ય સાથે પોત પોતાના હૃદયમાં વિચાર કરવા લાગ્યા. કેટલાએક અગ્રેસરો પોતે કરેલા અન્યાયને માટે પશ્ચાત્તાપ કરતાં મનમાં ભીતિ ધરવા લાગ્યા અને કેટલાએક મુખ પર ગ્લાનિને ધારણ કરી નીચું મુખ કરી બેશી રહ્યા.

ક્ષણવાર પછી તે મહાદેવી પુનઃ ગર્જના કરીને બોલ્યાં. " અરે અજ્ઞાની શ્રીમંતો ! શો વિચાર કરોછો ? હું શાસનદેવી તમોને શિક્ષા દેવા આવી છું. આ લોક ઉપર મારૂં શાસન અપ્રતિહત છે. તમે લક્ષ્મીના પ્રમાદમાં પડી ગયા છો. તમારા કર્ત્તવ્યને તમે ભુલી ગયા છો. શેઠીઆઓ ! તમે ગૃહસ્થ કહેવાઓ છો, પણ તે નામનાજ છો. તમારામાં ગૃહસ્થ ધર્મની યોગ્યતા બીલકુલ નથી. મહાનુભાવ જૈન પૂર્વાચાર્યોએ તમારો ધર્મ આગમદ્વારા પ્રસિદ્ધ કરેલો છે. તમારા શુદ્ધ કર્ત્તવ્યનો બોધ આપવાને માટે તેમણે ભારે શ્રમ લઇ અનેક ગ્રંથો લખેલા છે, છતાં તમે તે તરફ દ્રષ્ટિપાત પણ કરતા નથી. તમે ઉન્મત્ત થઈ સ્વતંત્ર રીતે વર્ત્તો છો અને તમારા આશ્રિતોને ઉન્માર્ગે દોરો છો.

" ગૃહસ્થો ! તમારી ઊન્નતિ કાયમ રાખવાને માટે મહાનુભાવ હરિભદ્રસૂરિએ ધર્મબિંદુ નામે એક મહાન્ ગ્રંથ લખેલો છે. તેની અંદર તમારો સામાન્ય અને વિશેષ ધર્મ બતાવવામાં આવ્યો છે. જો તમે એ ઉપયોગી ગ્રંથને મનન કરી વાંચો અથવા સાંભળો, તો તમોને તમારા કર્ત્તવ્યનું યથાર્થ ભાન થયા વિના રહેશે નહીં. આ સંસારમાં આવેલા ગૃહસ્થે પોતાના જીવનમાં શું શું કરવાનું છે ? અને ધર્મ સંસાર અને વ્યવહાર કેવી રીતે સાધવાના છે ? એ ઉત્તમ માર્ગ તમોને એ મહાન્ ગ્રંથમાથી મળી શકશે. મહાનુભાવ હરિભદ્રસૂરિએ રચેલી એ ગ્રંથની સૂત્રરચના જો તમે તમારા હૃદયમાં સ્થાપિત કરશો, તો તમોને તમારા જીવનમાં કોઇ જાતની મુશ્કેલીઓ નડશે નહીં. તમે નિરાબાધપણે ધર્મ અને સંસારને સાધવા સમર્થ થઇ શકશો.

શેઠીઆઓ ! તમે આ સમયે જે આ જ્ઞાતિના સમાજમાં ઉપહાસ્ય અને નિંદનીય નાટક ભજવી બતાવ્યું છે, કે જેની અંદર પદે પદે તમારી અજ્ઞાનતા અને મૂર્ખતા દેખાઇ આવી છે, તેનું કારણ તમારી–તમારા કર્ત્તવ્યની અજ્ઞાનતા છે. જો તમારા હૃદયમાં હરિભદ્ર સૂરિના ગૃહસ્થ ધર્મના ઊપદેશના સૂત્રો સ્થાપિત થયા હોત, તો તમો આવી અઘટિત ઘટના કરતે નહીં.

શ્રીમંતો! જો કે તમે સર્વ રીતે ઉપદેશને યોગ્ય નથી; તે છતાં જૈન નામને ધારણ કરનારા અને ચતુર્વિધ સંઘમાં ગણાતા એવા તમારા હિતની ખાતર હું તમોને ઉપદેશ આપવા ઇચ્છા રાખું છું. કારણ કે તમારા જેવા અજ્ઞાન લોકોનો ઉદ્ધાર કરવા માટેજ મારો આ પ્રવાસ છે. વળી જો તમે અજ્ઞાનતાથી મુક્ત થઇ સન્માર્ગના સંપાદક થશો તો મારા વીર શાસનનો વિશ્વ ઊપર મહાન્ વિજય થશે, અને અજ્ઞાનતાના અંધકારને દૂર કરનારો આર્હત્ ધર્મ આ ભારત વર્ષ ઊપર ગર્જનાથી જય ધ્વનિ કરશે."

મહાદેવી શાસનેશ્વરી આટલું કહી વિરામ પામ્યા એટલે જેના શરીરમાં રોમાંચ પ્રગટ થયેલા છે અને જેના હૃદયમાં ભક્તિ રસનો નિર્મળ પ્રવાહ વહન થાયછે, એવા કલ્યાણભક્તે આકાશ તરફ અંજલી જોડી આ પ્રમાણે કહ્યું-"મહેશ્વરી! આપની દિવ્ય મૂર્તિના પ્રત્યક્ષ દર્શન થયાં નથી, તોપણ આપના મુખના માંગલિક અને કલ્યાણમય વચનો સાંભળવાને અમે ભાગ્યશાળી થયા છીએ. આપ મહેશ્વરી વીર શાસનના અધિષ્ઠાત્રી છો, અને જગત્ના સર્વ જીવોપર દયામય દૃષ્ટિ પ્રસારનારા છો, તેથી આપ મહાશયાનાં ઊપદેશ વચનો સાંભળવાની અમારી તીવ્ર ઇચ્છા છે. આપે જે હરિભદ્રસૂરિની સૂત્ર વાણીની પ્રશંસા કરી છે, તે સુત્રવાણીને અમારા શ્રવણ માર્ગમાં પ્રવેશ કરાવો, જેથી અમોને અમારા કર્ત્તવ્યનો બોધ થાય. આજ કાલ વિપરીત સમય પ્રવર્ત્તે છે, અને તે સમયના પ્રભાવથી અમે ગૃહસ્થ શ્રાવકો નષ્ટ બુદ્ધિ થઈ ગયા છીએ. આપના કહેવા પ્રમાણે અનેક જાતના કુરીવાજોએ અમારી વ્યવસ્થાને તોડી પાડી છે, અને અમોને અધમતાની ઊંડી ખીણમાં ઊતારી દીધા છે. આ વખતે આપે અમારી આ જ્ઞાતિના સમાજની કુપ્રવૃત્તિ પ્રત્યક્ષ અવલોકી છે, એટલે તે વિષે વિશેષ કહેવાની જરૂર નથી. હવે આપ કૃપા કરી અમારા પામર આત્માઓનો ઊદ્ધાર કરો, અને કુરીવાજરૂપી પ્રચંડ પવને ઊન્માર્ગે ચડાવેલા અમારા સંસારરૂપ નાવને સન્માર્ગે લાવવા સુકાની થાઓ."

કલ્યાણ ભક્તના આ વચનો સાંભળી મહેશ્વરી શાસન દેવી હૃદયમાં પ્રસન્ન થઇ ગયાં અને તેઓ આનંદ પૂર્વક બોલ્યાં—"ભદ્ર ભક્તરાજ! તમારી મનોવૃત્તિ જોઈ મારૂં હૃદય પ્રસન્ન થયું છે, અને તમારા જેવા નિર્મળ આત્માની પ્રત્યક્ષ થવા મારી ઘણી ઇચ્છા છે, પરંતુ આ સમાજમાં એવા અયોગ્ય અને અપવિત્ર વૃત્તિવાળા શ્રીમંતો એકઠા થયેલા છે, કે જેથી મને પ્રત્યક્ષ થવું રૂચિકર લાગતું નથી. તથાપિ તમે એકલા મારી દિવ્ય મૂર્ત્તિના દર્શન કરી શકો, એવી રીતે હું મારૂં રૂપ વિકુર્વું છું." આટલું કહી તે મહેશ્વરીએ ભક્તરાજ કલ્યાણચંદને પ્રત્યક્ષ દર્શન આપ્યા હતાં. મહાદેવીની તેજસ્વી અને મનોહર મૂર્ત્તિ જોઈ કલ્યાણ ભક્ત સાનંદાશ્ચ-

ર્યં થઈ તેમના ચરણુ કમળમાં દંડવત્ નમી પડયા અને તેમણે ઉચ્ચ ધ્વનીથી નીચે-ના ગીતથી તે મહેશ્વરીની સ્તુતિ કરી—

## લાવણી.

જયપામો જગદંબ જગતમાં, જયકર જિન્શાસન દેવી;
જયવંતુ શાસન શોભાવે, જે નરવર સુરવરસેવી; (ટેક)
દયા ધર્મની દિલધર દાતા, અભયકરી ભવભયહારી;
મનવાંછિત પૂરક મંગળકર, મંગળ મુરત મનોહારી; જય પામો. ૧
વીર ધર્મનો વિજય કરાવો, વર્ત્તાવો જયકાર અતિ;
વીર ધર્મની મનહર માતા, આપો ધર્મ તણી સુમતિ; જય પામો. ૨
માત ગજાવો ગૌરવ નિત્યે, વીર ધર્મનું ભારતમાં;
જૈનાગમની વિમલ સુવાણી, પ્રસરાવો પ્રેમે સતમાં જય પામો. ૩

પ્રેમાશ્રુથી નેત્રોને પૂર્ણ કરતાં અને આનંદનાં ઓઘમાં આકર્ષાતા ભકતરાજ કલ્યાણચંદે આ પ્રમાણે સ્તુતિં કરી. તે સાંભળી મહાદેવી શાસનદેવી અત્યંત સંતુષ્ટ થઇ ગયાં હતાં. આ વખતે મહેશ્વરીના દર્શનને નહીં પ્રાપ્ત કરનારા બીજા ગૃહસ્થો ભારે પશ્ચાત્તાપ કરવા લાગ્યા અને પોતાને અધન્ય માનવા લાગ્યા. મહેશ્વરી સ્મિત-વદને બોલ્યાં–" શ્રીમંતો ! સાવધાન થઈને સાંભળજો. પ્રથમ તો તમારે ધર્મ શબ્દનો અર્થ જાણવો જોઇએ. દુર્ગતિમાં પડતા એવા પ્રાણીઓને ધારણ કરી રાખે તે ધર્મ કહેવાય છે. જેમાં સર્વ પ્રાણી માત્ર ઉપર મૈત્રીભાવ રાખવો, જે પોતાથી ગુણમાં ચઢીઆતો હોય, તે ઉપર હર્ષ રાખવો, જે દુઃખી હોય તે ઉપર દયા લાવવી અને જે અવિનયી કે ઉન્મત્ત હોય, તે તરફ મધ્યસ્થપણું રાખવું, એ ધર્મી જનના મુખ્ય લક્ષણો છે. એવા લક્ષણવાળો પ્રાણી જ ધર્મને લાયક ગણાય છે. એ ધર્મના, ગૃહસ્થ ધર્મ અને યતિ ધર્મ એવા બે પ્રકાર પાડેલા છે. તેમાં તમે બધા પ્રથમ ગૃહસ્થ ધર્મને મેળવવા બંધાયેલા છો. તમારો એ ગૃહસ્થ ધર્મ પણ સામાન્ય અને વિશેષ એમ બે પ્રકારનો છે. તમારે એ બંને ધર્મો અનુક્રમે પાળવા જોઇએ. તેમ છતાં જો તમારાથી વિશેષ ધર્મ ન પાળી શકાય, તો સામાન્ય ધર્મ તમારે અવશ્ય પાળવો જ જોઇએ. અત્યારે તો તમે સામાન્ય ધર્મથી પણ ભ્રષ્ટ થતા જાઓછો. સામાન્ય ધર્મની અંદર જે આચરણ કહેવામાં આવ્યું છે, તેવું આચરણ તમારે પાળવું જોઇએ. જે આચરણ કુળ પરંપરાથી આવેલું હોય, જેમાં કોઇ જાતની નિંદા ન હોય અને જે ન્યાય પૂર્વક મેળવેલા દ્રવ્ય વડે ચાલતું હોય, તે આચરણ સામાન્ય ધર્મનું કહે-

વાય છે. તમારામાં એ આચરણ તદ્દન નષ્ટ થતું જાય છે. જુઓને, તમારી કુળપરંપરા કેવી હતી? તમારા કુળના પૂર્વ પુરૂષો કેવી રીતે વર્ત્તતા હતા? અત્યારે તેમાં મોટો વિપરીત ભાવ થઇ ગયો છે. કુરૂઢિ અને દુષ્ટ રીવાજો તમારામાં દાખલ થઇ ગયા છે. જે નઠારી રૂઢિને અને જે નઠારા રીવાજોને તમારા પૂર્વજો ધિક્કારતા હતા, તેમને તમે માન આપો છો, એટલુંજ નહીં પણ તમે દુરાગ્રહથી તેને વળગી રહો છો. તમારામાં બાળલગ્ન કયાં હતાં? કન્યાવિક્રયનું મહાપાપ કયાં હતું? જેમાં કોઇનો પણ ઉપકાર થતો ન હોય એવો ઉડાઉ ખર્ચ કયાં હતો? તમારી કુળપરંપરામાં એવું કાંઇ પણ બનતું ન હતું, તે છતાં તમે તેવા કુત્યો કરવા તત્પર બનો છો. તમારા વડિલો, નિંદાવાળું કોઇપણ કામ કરતા નહીં, ત્યારે તમે નિંદા ભરેલા જ કામ કરો છો. તમોને લોકનિંદાનો જરા પણ ભય નથી. જો કદિ તમારો સ્વાર્થ સિદ્ધ થતો હોય, તમોને મોટો લાભ મળતો હોય અને તમારી મનની ઈચ્છા પૂરી થતી હોય તો, તમે નિંદા ભરેલા કામ કરવાને કદિ પણ ચૂકતા નથી. તમારે ન્યાય બુદ્ધિથીજ દરેક કામો કરવા જોઇએ. તેમજ ન્યાયથી ઉપાર્જન કરેલા દ્રવ્યથી વ્યવહાર ચલાવવો જોઇએ, તે વાત તમે તદ્દન ભુલી જાઓ છો અને અન્યાય આચરી દ્રવ્ય ઉપાર્જન કરવામાં તલ્લીન બની જાઓ છો.

ગૃહસ્થો! તમારે તમારા જીવનમાં એક વાત સર્વદા લક્ષમાં રાખવાની છે કે, “ન્યાયથી દ્રવ્ય ઉપાર્જન કરવું.” ગૃહસ્થના સામાન્ય ધર્મમાં એ વાત આદિમાંજ જણાવી છે. મહાનુભાવ હરિભદ્રસૂરિ પણ લખે છે કે,

“ न्यायोपात्तं हि वित्तमुभयलोकहितायेति ”

“ન્યાયથી ઉપાર્જન કરેલું દ્રવ્ય આલોક તથા પરલોકના હિતને માટે થાય છે.”

ગૃહસ્થો! આ સ્થળે ન્યાયનો અર્થ શુદ્ધ વ્યવહાર સમજવો. જે માણસ પોતાનો વ્યવહાર શુદ્ધ રાખી કમાય છે, તે માણસ ઉભયલોકમાં કલ્યાણ પ્રાપ્ત કરી શકે છે. એટલે ન્યાય માર્ગે કમાએલા દ્રવ્યથી હંમેશા સારાજ કાર્યો થાય છે. અને તેવું પવિત્ર દ્રવ્ય જે કાર્યમાં વાપરવામાં આવે, તે કાર્ય પણ ઉત્તમ પ્રકારે ચાલ્યા કરે છે અને તે પરંપરાએ લોક કલ્યાણને કરનારૂં નિવડે છે. અન્યાયથી ઉપાર્જન કરેલા દ્રવ્યનો સદુપયોગ થતો નથી, તેમ છતાં કદિ કોઇ કીર્ત્તિ કે માનના લોભથી તે દ્રવ્ય સારા કાર્યમાં વાપરવામાં આવે તો તેનાથી તે સારૂં કાર્ય બગડે છે અને ઉલટું દુઃખનું કારણ બને છે.

શ્રીમંતો, તમે આજ વખતે આ જ્ઞાતિ સમાજમાં જે ચર્ચા કરી છે, તે ઊપરથી મને ઘણો ખેદ થયો છે. વિકારચંદ નામના એક શ્રાવકના કેસનો ચુકાદો કરતાં તમે તેને જે ન્યાય આપ્યો છે, તે તમારી ધર્મની અજ્ઞાનતાને વિશેષપણે દર્શાવી આપે છે. વિકારચંદ એક કન્યાવિક્રય કરનારો અધમ શ્રાવક છે. તેણે પોતાની ચારે પુત્રીઓનો ભારે વિક્રય કરેલો છે. તેણે જ્યારે એક પુત્રીને મોટી રકમ લઈને સવેલી આપી ત્યારે તમોએ તેને દૂષિત ગણ્યો છે. અને તેને નવસો રૂપીઆનો દંડ લઇ પાછો પવિત્ર પણ કર્યો છે. આ તમારો કેવો ન્યાય કહેવાય ? જે માણસ શ્રાવક થઇ કન્યાવિક્રય કરે તેને માત્ર દંડની શિક્ષા લઇ છોડી મુકો તો પછી બીજા લોકો વિશેષ કન્યાવિક્રય કરશે. કારણ કે, તેઓ પછી જ્ઞાતિને દંડ તરીકે આપવાની રકમ વધારીને કન્યાનો વિક્રય કરશે. તેથી તેવા લોકોનો તો કાયમ જ્ઞાતિએ તિરસ્કારજ કરાવવો જોઇએ. કોઇપણ જાતનો દંડ લઇ તેમનો છુટકારો ન કરવો જોઇએ. અ-થવા કોઇએ એકવાર કન્યાવિક્રય કર્યો હોય, તો તેનો અમુક વખત સુધી જ્ઞાતિએ તિરસ્કાર કરવો અને તે પછી તેને સખ્ત રીતે સૂચના આપવી કે જેથી તે ફરીવાર કન્યાવિક્રય કરે નહીં. તેમ છતા જો તે પુનઃ કન્યાવિક્રય કરે તો તેનો યાવજ્જીવિત જ્ઞાતિથી બહિષ્કાર કરી દેવો.

ગૃહસ્થો, તમારે સર્વદા ધ્યાનમાં રાખવું કે, કન્યાવિક્રય કરવો એ મહા પાપ છે. કન્યાવિક્રય કરનાર બાળઘાતી કહેવાય છે. તેવા પુરૂષનો સંસર્ગ કરનાર પણ પાતકી ગણાય છે. કન્યાવિક્રય કરનાર જે ભૂમિમાં ચાલતો હોય, અને જે ભૂમિ ઊપર વસતો હોય, તે ભૂમિ પણ અસ્પર્શ્ય છે.

હે શ્રીમંતો, તમોએ આ વિકારચંદને જે ન્યાય આપ્યો છે, તે વિચાર કર્યા વગર આપેલો છે. હવેથી કદિ પણ કોઇને તેવો ન્યાય આપશો નહીં. પ્રથમ તો તમારે જ્ઞાતિનો એવો કોઇ સજજડ નિયમ બાંધવો જોઇએ કે જેથી કોઇ પણ શ્રાવક કન્યાવિક્રય કરી શકેજ નહીં. જ્યાંસુધી તમે એવો કોઇ સખ્ત નિયમ બાંધશો નહીં, ત્યાં સુધી લોકો એ મહા પાપથી ભય પામશે નહીં. તમે અમુક દંડ લઇ તેવા લોકોને છોડી મુકશો તો પછી તેઓ વિશેષ કન્યાવિક્રય કરનારા થશે અને તેથી કન્યાવિક્રયના મહા પાપને ઊલટું ઉત્તેજન મળશે.

શેઠીઆઓ, વળી તમોને એક વાત ખાસ કહેવાની છે કે, જે તમોએ આ વિકારચંદ શેઠના નવસો રૂપીઆ દંડ કર્યા, તે રૂપીઆનો ઉપયોગ તમો કોઇ ધાર્મિક અથવા ઉપકારી ખાતામાં કરવાની ઇચ્છા રાખો છો એ તદ્દન વિરૂદ્ધ છે. કારણ કે, અન્યાયથી ઉપાર્જન કરેલા દ્રવ્યનો વ્યય સારા કામમાં કરવાથી તે કામની સિદ્ધિ

થતી નથી. અન્યાયોપાર્જિત દ્રવ્યના ફળ અશુભજ હોય છે. અને વિપરીત પરિણામવાળા થાય છે; તેથી તમે કદિપણ તેવા દ્રવ્યનો લાભ મેળવી કોઈ પણ શુભ કામના ઉદયની આશા રાખશો નહીં.

ગૃહસ્થો, તમે આ વિકારચંદના કન્યાવિક્રયના દ્રવ્યનો સ્પર્શ પણ કરશો નહીં. તેમજ તેનો દંડ લઈ શુદ્ધ કરી જ્ઞાતિમાં દાખલ કરશો નહીં. કન્યાવિક્રય કરનાર પુરૂષ સર્વથા પરિહાર કરવા યોગ્ય છે. તેને માટે એક વિદ્વાન્ કેટલે સુધી લખે છે, તે સાંભળો.

આ પ્રમાણે કહી મહેશ્વરી શાસનદેવી એક સંસ્કૃત શ્લોક બોલ્યા હતાઃ—

" विक्रेता यः सुतायाः स्यात् यः स्या द्विश्वासघातकः।
सोऽस्पर्श्योऽनवलोक्यश्च स राज्ञो दंड मर्हति ॥ १ ॥"

"જે કન્યાવિક્રય કરનાર અને વિશ્વાસઘાત કરનાર છે, તે સ્પર્શ કરવા અને જોવાયોગ્ય નથી અને તે રાજાના દંડને લાયક છે"૧

ગૃહસ્થો, તમોએ આ વખતે જે આ કર્મચંદને ન્યાય આપ્યો છે, તે પણ તદ્દન અન્યાય અને અધર્મથી ભરપૂર છે. આ કર્મચંદ કે જેણે વિદેશમાં જઈને અનેક જાતના પાપકર્મ કરીને દ્રવ્ય ઉપાર્જન કર્યું છે, તેનું વૃત્તાંત સાંભળી મને હૃદયમાં ઘણોજ ખેદ ઉત્પન્ન થયો છે. કર્મચંદે વિદેશમાં જઈ દ્રવ્ય કમાવાને માટે જે પાપાચાર સેવ્યો છે, તે કદિપણ ક્ષંતવ્ય નથી. તેણે પોતાના વ્યાપારમાં અનેક જાતના અન્યાયો કર્યા છે. લોકોની આગળ છલ-પ્રપંચ કરી દ્રવ્ય ઉપાર્જન કરનારા પાપીઓ કદિ પણ શ્રાવક નામને યોગ્ય થતા નથી. તેવા પુરૂષો અધમ વૃત્તિવાળા અને અતિશય નિંદનીય છે. અનેક જાતના અન્યાય કરી દ્રવ્ય ઉપાર્જન કરનાર કર્મચંદની પાસેથી તમે દ્રવ્ય લેવાની ઇચ્છા રાખો છો, એ તમારી વૃત્તિને હું હૃદયથી ધિક્કારૂં છું. તેમ વળી તેના પિતાના દાહાડાનું નિમિત્ત લઈ તે અન્યાયોપાર્જિત દ્રવ્યનો ઉપભોગ કરવાની તમારી મલિન વૃત્તિ જોઈ મારા હૃદયમા અતિશય પરિતાપ થાય છે.

ગૃહસ્થો! મરણ પાછળ કીર્ત્તિ અને માનની ઇચ્છાથી મોટો ખર્ચ કરવો અને તે પ્રસંગને ઉત્સવની જેમ ઉજવવો, એ તદ્દન ધર્મ અને વ્યવહાર વિરૂદ્ધ છે. એ નઠારો રીવાજ એટલે સુધી પેશી ગયો છે કે, આજકાલ યુવાન્ વયના માણસનાં મરણની પાછળ પણ લોકો મિષ્ટાન્ન જમવાને એકઠા થાયછે. એક તરફ માતાપિતાનો, વિધવા સ્ત્રીનો અને બીજા સંબંધીઓનો રૂદનનો પોકાર થતો હોય અને નેત્રોં-

માંથી અશ્રુઓની અખંડ ધારા ચાલતી હોય ત્યારે બીજી પાસા લોકો મિષ્ટાન્ન જમવાને તૈયાર થતા હોય એ કેવો વિપરીત દેખાવ છે ?

ગૃહસ્થો ! આ કુરીવાજનો તમારે તદ્દન અટકાવ કરવો જોઇએ. શ્રી વીરપ્રભુના શાસનમાં આવી કુપ્રવૃત્તિ ચાલે એ કેવી વિષમ વાર્ત્તા કહેવાય? જ્યાંસુધી એ કુરૂઢિનો નાશ નહીં થાય, ત્યાંસુધી તમારા સંઘની મહત્તા વધવાની નથી. તીર્થરૂપ સંઘના પવિત્ર આચારોને મલિન કરનારી અને શ્રાવક ધર્મના શુદ્ધ સ્વરૂપને ઢાંકનારી એ કુરૂઢિ તમારા સમ્યક્ત્વને દુષિત કરે છે અને તમોને જૈનાભાસ બનાવે છે.

શ્રીમંતો, આ કર્મચંદ કે જે અનેક જાતના કુકર્મ કરી પોતાના નામને સાર્થક કરનારો છે, તેના અન્યાયોપાર્જિત દ્રવ્યનો તમે સ્પર્શ પણ કરશો નહીં. એટલુંજ નહીં પણ તેવા દ્રવ્યને ઉપાર્જન કરનારા પાપી પુરૂષનો સંસર્ગ પણ કરશોનહીં. અન્યાય માર્ગે આવેલું દ્રવ્ય ઉપભોગમાં લેવાથી ઉપભોક્તાની બુદ્ધિ ભ્રષ્ટ થાય છે અને તેના હૃદયમાં મલિન વિચારો ઉપજાવે છે. ગૃહસ્થો, તમો એક જૈન જ્ઞાતિ કે સંઘના અગ્રેસર થયા છો. તમારા વડિલોએ સંઘની અંદર મહાન્ પ્રતિષ્ઠા મેળવેલી છે અને તમોએ તે પ્રતિષ્ઠા જાળવી રાખીછે, તે છતાં આ વખતે તમોએ જે અન્યાય, પક્ષપાત અને અધર્મ ભરેલા વિચારો દર્શાવી આ લોકોને ન્યાય આપવા તત્પર થયા છો, અને અન્યાયને ન્યાયનું રૂપ આપો છો, તેનું કારણ તમારૂં સંકુચિત હૃદય છે. અન્યાયોપાર્જિત દ્રવ્યનો ઉપભોગ કરવાથી, અન્યાયનીજ બુદ્ધિ થાય છે. તમે સર્વદા અન્યાયના દ્રવ્યનો ઊપભોગ કરો છો. અને તેથી તમારી મનોવૃત્તિમાં અન્યાયના બીજ આરોપાય છે.

શ્રીમંતો, તેથી આ કર્મચંદ શેઠના અન્યાયોપાર્જિત દ્રવ્યની ઇચ્છા કરશો નહીં. તેના મલિન દ્રવ્યથી કોઇ તમારા શુભ ખાતાને પણ મલિન કરશો નહીં. એ મારો ઉપદેશ છે.

ગૃહસ્થો, હવે આ પટુચંદ શેઠ કે જે તમારી જ્ઞાતિનો એક અગ્રેસર ગણાય છે, તેને તમે જે ઇન્સાફ આપ્યો છે, તે પણ તદ્દન ન્યાય વિરૂદ્ધ છે. સંઘ કે જ્ઞાતિનો અગ્રેસર ગણાતો શેઠ પોતે લાંચ–રૂશ્વત લઈ વટલેલા માણસને જ્ઞાતિમાં દાખલ કરી દે, એ કેવી અનીતિ ગણાય? એવા અધમ પુરૂષને તમારે જ્ઞાતિથી દૂર કરવો જોઇએ. તેણે પોતાના સ્વલ્પ સ્વાર્થ માટે આખી જ્ઞાતિને અપવિત્ર કરેલી છે. એવા અધમ નરની ચતુર્વિધ સંઘમાં ગણના થાય, એ કેવું વિપરીત કહેવાય? તમારા આ વર્ત્તનથી મારા હૃદયમાં ભારે પરિતાપ થયો છે, વીરશાસનના પવિત્ર રાજ્યમાં

આવો અન્યાય થાય તો પછી આર્હત્ ધર્મની સ્થિતિ કેવી થઇ જાય? વિશ્વના ઉપકારી વીર પ્રભુએ પોતાના તિર્થની રક્ષાને માટે ચતુર્વિધ સંઘની પવિત્રતા જાળવવાને માટે આગમ દ્વારા ઉત્તમ પ્રકારે ધર્મનો ઉપદેશ કરેલો છે, ને ધર્મને જાળવવા માટે તે મહાત્માએ એવી એવી ઉત્તમ સૂચનાઓ કરેલી છે કે, જે સૂચનાઓ તમારે દરેકને સદા સ્મરણમાં રાખવા જેવી છે.

શ્રીમંતો, વળી તમે આવા અધર્મી પુરૂષને સંઘ કે જ્ઞાતિનું અગ્રેસર પદ આપો છો, એ પણ ધર્મ વિરૂદ્ધ છે; એટલુંજ નહીં પણ તે ઘણું જોખમ ભરેલું છે. તેના પુરૂષો પોતાના લઘુ સ્વાર્થને માટે આખા સંઘને અપવિત્ર અને અનાચારી કરી મુકે છે. તેમજ તેવાઓની સલાહથી ચાલનારા પુરૂષો પણ અધમતાને અંગીકાર કરી પોતાના ધર્મ તથા આચારથી ભ્રષ્ટ થઇ જાય છે; તેથી કદિપણ પદ્મચંદ જેવા પાખંડી પુરૂષોને સંઘના અગ્રેસર બનાવવા ન જોઇએ. સંઘના અગ્રપદ ઉપર આવેલા શ્રીમંતો ન્યાયથી વિભૂષિત, પ્રમાણિક અને સત્યવાદી હોવા જોઇએ. તે સાથે ધર્મના રહસ્યને જાણનારા અને સદાચારને સેવનારા હોવા જોઇએ.

ગૃહસ્થો, તમોને હું વારંવાર જણાવું છું કે, અન્યાયથી ઉપાર્જન કરેલા દ્રવ્યનો ઉપયોગ કોઇ પણ શુભ કાર્યમાં કરશો નહીં. આ પદ્મચંદ પાસેથી તમે બસો રૂપીઆ લઇ ધાર્મિક સંસ્થામાં વાપરવા ઇચ્છા રાખો છો, તે ઘણીજ અઘટિત વાત છે. એ દ્રવ્ય અન્યાયોપાર્જિત હોવાથી, અયોગ્ય અને અનાદેય છે. મહાનુભાવ હરિભદ્ર સૂરિજી પોતાના ધર્મબિંદુ ગ્રંથમાં લખે છે કે, " જે દ્રવ્યનો ઉપભોગ કરવામાં લોકોને તેના ભોકતા કે ભોગ્ય વસ્તુ ઉપર શંકા ન આવે તેવી રીતે ઉપભોગ કરાય અને જે દ્રવ્યથી વિધિપૂર્વક તીર્થગમન થાય તેવું ન્યાયોપાર્જિત દ્રવ્ય ઉભય લોકમાં હિતકારી છે. "

તે મહાનુભાવના આ વચનો સર્વદા સ્મરણમાં રાખજો અને ન્યાયોપાર્જિત દ્રવ્ય શિવાય બીજા અયોગ્ય દ્રવ્યનો ઉપયોગ કદિ પણ કોઇ શુભ કાર્યમાં કરશો નહીં. એ મારો ઉપદેશ છે.

ગૃહસ્થો, તમોએ આ માનચંદ શેઠને જે ન્યાય આપ્યો, તે જોઇ મને અતિશય ખેદ ઉત્પન્ન થયો છે. તમારી એ પ્રવૃત્તિ કુરૂઢિને વધારનારી અને કોમનો વિનાશ કરનારી થઇ છે. મારે દિલગીરી સાથે કહેવું જોઇએ કે, તમે તમારા ગૃહસ્થધર્મના જ્ઞાનથી તદ્દન રહિત છો. તમારામાં ગૃહસ્થધર્મના જ્ઞાનનો એક અંશ પણ નથી, એટલુંજ નહિ પણ તમે ખરેખરા મૂઢ અને અવિચારી છો. જે રૂઢિઓએ તમારી

અને તમારી કોમની ભારે પાયમાલી કરેલી છે, અને જેનાથી તમે દુઃખના મહાસાગરમાં ડુબી ગયા છો, તે કુરૂઢિઓને તમે અદ્યાપિ છોડતા નથી, એ મોટા અપશોષની વાત છે. આ માનચંદનો પુત્ર ગુણચંદ છેક વિદ્યાર્થિ અવસ્થામાં છે, અને યોગ્ય વયે પોહોંચેલો નથી, તેવા કુમળા બાળકને તમે મોટી વયની કન્યા સાથે પરણાવવાની ફરજ પાડો છો, એ કેવો અન્યાય કહેવાય ? શ્રીમંતો, અજ્ઞાનના અંધકારથી ઢંકાઈ ગયેલા તમારા નેત્રો ઉઘાડો અને તમારી કોમ તરફ જુવો. તેમ કરવાથી, બાળલગ્નથી થયેલા ઉપદ્રવો તમારી દ્રષ્ટિએ આવશે. હજારો બાળકો નિરક્ષર રહી જાય છે, હજારો રોગગ્રસ્ત થાય છે, હજારો નિર્વીર્ય અને નિર્બળતાના ભોગ થઇ પડે છે, અને હજારો બાળાઓ વૈધવ્ય દશાને પ્રાપ્ત થાય છે; એ બધો શેનો પ્રભાવ છે ? વિચાર કરશો તો તમને માલુમ પડશે કે, તે બધો બાળલગ્નનો પ્રભાવ છે. બાળલગ્ને આર્યાવર્તની ઘણી પ્રજાઓમાં મહાન્ પ્રલયકાળ કર્યો છે. અને હજુ પણ કરે છે. દૈવયોગે કેટલીએક પ્રજા અજ્ઞાનના અંધકારમાંથી બાહેર નીકળી એ દુષ્ટ રીવાજને નાબુદ કરવા તત્પર બની છે. પણ હજુ જૈન પ્રજા તેમાંથી બચવાને ભાગ્યશાળી બની નથી. એ પ્રજા અજ્ઞાનના અંધકારમાં મોહિત થઇ પડી રહી છે.

શ્રીમંતો, તમે હવે એ અંધકારને દૂર કરવા તત્પર બનો. આ માનચંદના પુત્ર ગુણચંદને બાળલગ્નના બળતા અગ્નિમાંથી બચાવો. તેની ઉપર જે કજોડાના કષ્ટનું મોટું વાદળ છવાઇ રહ્યું છે, તેને દૂર કરો; તેનું વાગ્દાન વ્યર્થ કરી તેને તે દુઃખમાંથી મુક્ત કરો. એ દંપતીને કજોડાના કષ્ટમાથી મુકત કરવા, આ જ્ઞાતિના અગ્રેસર તરીકે તમારૂં જે કર્ત્તવ્ય છે, તેને તમે યથાર્થ રીતે બજાવો.

ગૃહસ્થો ! હવે મારે તમને આ ભક્તરાજ કલ્યાણચંદને માટે જે કહેવાનું છે, તે તમે સાવધાન થઇને સાંભળો. આ કલ્યાણચંદ્ર ખરે ખર કલ્યાણચંદ્રજ છે. તેની પવિત્ર મનોવૃત્તિમાં શ્રી વીર પ્રભુની ભક્તિનો પૂર્ણ પ્રકાશ પડેલો છે. તે હંમેશા શુદ્ધ નિષ્ઠાથી આત્મ સાધન કરે છે અને ત્રિકરણ શુદ્ધિથી પ્રત્યેક ક્રિયામા પ્રવર્ત્તે છે. આવા પવિત્ર માણસનો તિરસ્કાર કરવો, એ કુકર્મના બંધનું કારણ છે ગૃહસ્થો ! તમોએ અકૃત્ય કરી ભારે કર્મ બાંધ્યાં છે અને તમે તમારી જાતેજ નરકના દ્વાર ઊઘાડયાં છે. જેના ચરણની રજથી આ પૃથ્વી પણ પવિત્ર થાય-છે, એવા આ મહાનુભાવ ભક્તરાજ તરફ તમે જે અનાદર દર્શાવ્યો છે, તે જોઈ મારાં મનને અતિશય ખેદ થાય છે. એ કારણથીજ મેં મારી દિવ્ય મૂર્ત્તિના તમોને દર્શન આપ્યાં નથી. જો કે તમે આ વખતે જે ગૃહસ્થોને અન્યાય આપ્યો છે, તેથી પણ હું તમોને તિરસ્કારની દ્રષ્ટિથી જોઉં છું. તથાપિ આ ભક્તરાજ તરફ તમારૂં વર્ત્તન જોઇને મને તમાંથી

પર ભારે તિરસ્કાર છુટયો છે. શ્રાવકો! જો તમારે તમારા પાપોનું પ્રાયશ્ચિત્ત કરવું હોય, બાંધેલા ભારે કર્મોને લઘુ કરવા હોય અને નરકના દ્વારને બંધ કરવાં હોય તો તમે આ પવિત્ર ભક્તરાજના ચરણ કમળમાં વંદના કરી તેમની પાસે ક્ષમાની યાચના કરો. એ શાંતમૂર્ત્તિ અને સમદર્શી ભક્તરાજ તમારા અપરાધો માફ કરી તમોને ક્ષમા આપશે. વીર પ્રભુના પવિત્ર ભક્તો સર્વદા કેવા રહે છે, તેને માટે એક વિદ્વાન કવિ આ પ્રમાણે કહે છે.

शांता दांता अविभ्रांताः परकांतादरोज्झिताः ।
स्वान्योपकार निरता वीरजक्ता जयंति ते ॥ १ ॥

શાંત, દાંત, ભ્રાંતિરહિત, પરસ્ત્રીપર આદર રહિત અને સ્વ તથા પરનો ઉપકાર કરવામાં તત્પર એવા તે વીર ભક્તો જય પામે છે. ૧

ગૃહસ્થો! આવા ઉત્તમ ભક્તો આજકાલના સમયમાં દુર્લભ હોય છે. તમારા સંઘના પુણ્ય યોગથી જ આ મહાશય પ્રાપ્ત થયેલા છે. જે દેશ કે નગરમાં આવો વીરભક્ત ઉત્પન્ન થાય, તે દેશ અને નગરને હું ધન્યવાદ આપું છું. તમારા સંઘના અલંકાર રૂપ આ મહાત્માને તમે વંદન કરો, અને તેની ભક્તિનું અનુકરણ કરી તમારા આત્માનો ઉદ્ધાર કરો. ”

મહેશ્વરીના આ વચનો સાંભળી સર્વ ગૃહસ્થો પશ્ચાત્તાપ કરવા લાગ્યા અને ક્ષણવાર પછી તેઓ સર્વે બેઠા થઈ કલ્યાણચંદ શેઠના ચરણમાં વંદના કરવાને આવ્યા. આ વખતે તે ભક્તરાજ વિનયથી બેઠા થઈને બોલ્યા. “શ્રીમંતો! તમે મારા સાધર્મિ બંધુઓ છો, તેમજ સંઘના અગ્રેસર તરીકે મારે માનનીય છો. તેથી મને વંદના કરવા યોગ્ય નથી. હું તમોને વંદના કરૂં છું. શ્રી વીર પ્રભુ તમોને સદ્બુદ્ધિ આપો અને આ મહેશ્વરી-શાસનદેવીની કૃપાથી સંઘસહિત તમારી મહોન્નતિ થાઓ.”

આ વખતે વિનયદાસ નામનો એક ઉત્તમ બુદ્ધિવાળો શેઠ અંજલિ જોડી બોલ્યો. “મહેશ્વરી! આપે અહિં પધારી અમોને કૃતાર્થ કર્યા છે. અમોએ ચાલતા વિષમ કાળને લઈને જે પાપબુદ્ધિ ધારણ કરેલી અને તેથી જે અત્યારે અત્યાચાર કરેલો છે, તેને માટે અમોને ક્ષમા આપશો. અને હવે વિશેષ ઉપદેશ આપી અમારી મનોવૃત્તિની મલિનતાનો નાશ કરશો. આપના કહેવાથી અમો હવે જાગ્રત થયા છીએ અને આ મહાનુભાવ ભક્તરાજને ખમાવી અને વંદના કરી કૃતાર્થ થઇએ છીએ. હે મહેશ્વરી! વિષમ કાળની મલિનતાને લઈને અમોએ આપ મહા-

દેવીની સમક્ષ જે અન્યાય વૃત્તિ બતાવી છે, તેને માટે અમોને ક્ષમા આપી અમારા ગૃહસ્થધર્મનો વિશેષ ઉપદેશ આપો, જેથી ભવિષ્યમાં અમે અમારા વર્ત્તનને સુધારી ઉત્તમ અધિકાર મેળવી શકીએ.”

શેઠ વિનયદાસના આ વચનો સાંભળી મહેશ્વરી શાસન દેવીના દિલમાં દયા ઉત્પન્ન થઇ આવી અને તેઓ શાંત સ્વરથી બોલ્યાં—“ગૃહસ્થો, તમારા મનનાં શુભ પરિણામ જાણી હું પ્રસન્ન થઇ છું. હવેથી તમો તમારા ગૃહસ્થ ધર્મના સ્વરૂપને યથાર્થ રીતે સમજી તે પ્રમાણે વર્ત્તવા તત્પર રહેજો. તમારે પ્રથમ ન્યાયોપાર્જિત દ્રવ્યનો ઉપભોગ કરવાનો નિયમ ગ્રહણ કરવાનો છે. એ પ્રવૃત્તિ રાખવાથી તમારી બુદ્ધિ શુદ્ધ રહેશે. જ્યારે બુદ્ધિમાં નિર્મળતા પ્રાપ્ત થશે એટલે તમારા હૃદયમાં સારા વિચારો આવ્યા કરશે. જે વિચારો તમોને તમારા ગૃહસ્થ ધર્મના સન્માર્ગે તરફજ દોરી જશે.

શ્રીમંતો ! તમારે પ્રથમ વિધિદાન કરવા તરફ લક્ષ રાખવાનું છે. વિધિદાન અને અવિધિદાન એમ દાનના બે પ્રકાર છે. તેમાં વિધિ દાનનો પ્રકાર શ્રેષ્ટ છે અને તે ગ્રહણ કરવા યોગ્ય છે. તથા અવિધિદાનનો પ્રકાર અધમ છે અને તે અનુપાદેય છે. પોષ્યવર્ગને વિરોધ ન આવે તેમ અને પોતાને વિરૂદ્ધ ન હોય તેવી રીતે પાત્ર, દીન અને અનાથ વગેરેને આપવું, તે વિધિદાન કહેવાયછે. આ વિધિદાન સર્વોત્તમ ગણાય છે. આજ કાલ એવું વિધિદાન કરવામાં આવતું નથી. કેટલાએક કીર્તિને માટે અને માન મેળવવાને માટે દાન આપેછે, તેઓ પાત્રાપાત્રનો વિચાર પણ કરતાં નથી. કેટલાએક પોતાના પોષ્યવર્ગનો અનાદર કરીને દાન આપેછે. એટલે ‘ઘરના છોકરાં ઘંટી ચાટે અને પાડોશીને આટો મળે’ તે પ્રમાણે કરેછે. ગૃહસ્થો ! પોષ્યવર્ગને માટે તમારે યથાર્થ રીતે સમજવાનું છે. પોષ્યવર્ગમાં પ્રથમ પોતાનું કુટુંબ, પછી જ્ઞાતિ, પછી સાધર્મિ બંધુ, પછી પોતાના એક વતની અને પછી પોતાના દેશવાસી ગણાય છે. જેઓ પોષ્યવર્ગનું પોષણ કરવા ઉપરાંત વધારે શક્તિ ધરાવતા હોય તેઓએ પછી કુટુંબનું પોષણ કરવાનું છે. તે પછી જ્ઞાતિ, પછી સાધર્મિ બંધુ, પછી પોતાના વતની અને પછી પોતાના દેશ બંધુઓનું પોષણ કરવું યોગ્ય છે. આજ કાલ એ ક્રમનું તદ્દન ઉલ્લંઘન થાયછે. કેટલાએક સ્વકુટુંબ આદિ તરફ ઉપેક્ષા કરેછે અને બીજે સ્થળે વાહવાહ કહેવરાવાને ધનનું દાન આપે છે. તેઓ અવિધિદાન કરનારા છે. તેવાઓનું દાન બહુધા નિષ્ફળ થાય છે. ગૃહસ્થો ! તમારે એવું અનુચિત દાન આપવું ન જોઇએ. આજ કાલ ઘણાં લોકો તેવું દાન કરી પોતાના દ્રવ્યનો દુરૂપયોગ કરેછે અને તેથી પરલોકથી ભ્રષ્ટ થાયછે. કેટલાએક પોતાના કુટુંબ,

જ્ઞાતિ અને સાધર્મી બંધુઓને સીદાતાં જોતાં છતાં અનેક જાતના આડંબરી ખર્ચો કરેછે. તેઓને જોઇ મને ભારે ખેદ ઉત્પન્ન થાયછે. તે વિષે હું એટલે સુધી કહુંછું કે, કદિ આડંબર વાળાં ધર્મના કાર્યો હોય, તોપણ તે મને રૂચિકર થતાં નથી. સ્વ-ધર્મી બંધુઓ અધમદશા ભોગવતા હોય અને ધાર્મિક કાર્યોની ઉન્નતિ કરવામાં આવે, એ મારા શાસનને હીણપદ લગાડનારૂં છે. એટલુંજ નહીં પણ તેઓ મારા શાસનની ઉન્નતિ કરનારા નથી, પણ અવનતિ કરનારા છે.

ગૃહસ્થો! આ ઉપરથી તમારે સમજવાનું છે કે, પ્રથમ તમે તમારા ધર્મ બંધુઓની ઉન્નતિ કરજો અને પછી ધર્મની ઉન્નતિ કરજો. અથવા જો તમારો સંઘ સારી સ્થિતિમાં હશે, તો પછી ધર્મની ઉન્નતિ સ્વતઃ થવાની. મહાત્મા શાસનના સ્વામી વીર પ્રભુએ પણ એજ ઉપદેશ આપેલો છે. તે ઉપદેશનો અનાદર કરી જે લોકો કેવળ કીર્ત્તિની અભિલાષાથી ધર્મના આડંબરી કાર્યો કરેછે, તેઓનો દ્રવ્ય-વ્યય ઉષર ક્ષેત્રમાં વૃષ્ટિની જેમ તદ્દન નિષ્ફળ થઇ જાયછે.

શ્રાવકો! આ ઉપરથી તમારે એટલો સાર લેવાનો છે કે, તમે ન્યાયોપાર્જિત દ્રવ્ય મેળવજો, અને તે દ્રવ્ય વડે વિધિ દાન કરી સાધર્મિ બંધુઓનો ઉદ્ધાર કરવા તત્પર બનજો. જ્ઞાતિના કાર્યો પ્રમાણિકતાથી કરી આશ્રિત લોકોને ન્યાય આપજો. જ્ઞાતિ કે સંઘના અગ્રેસરો, આખી જ્ઞાતિ તથા સંઘના જોખમદાર ગણાય છે. અન્ય મતમાં તો એટલે સુધી લખે છે કે, જ્ઞાતિમાં જેટલા દુરાચાર બને છે, તેના પાપ કે દોષો તેના અગ્રેસરોને લાગે છે. તે ઉપર અન્ય મતના એક આચાર્ય આ પ્રમાણે લખે છેઃ—

" यानि सांघिकानि पापानि सांघिका दोषाश्चये
ते तन्नेतारं नियामकं माप्नुवन्ति तेच
तत्पापैः पापास्तद्दोषैर्दूषिता न्भवंति ॥ "

"જે સંઘના લોકોમાં પાપ અને દોષ ઉત્પન્ન થાય છે, તે પાપ તથા દોષ તે સંઘના નાયક અથવા નિયામક ને લાગે છે. તેઓ તેમના પાપોથી પાપી થાય છે અને તેમના દોષોથી દૂષિત થાય છે."

ગૃહસ્થો! આ ઉપરથી તમારે ખાસ લક્ષમાં રાખવાનું છે કે, સંઘ કે જ્ઞાતિના અગ્રેસર પદ ઉપર આવી ન્યાય અને પ્રમાણિકતાથી વર્ત્તવું જોઇએ. જ્ઞાતિ કે સંઘમાં કોઇ જાતનો દુરાચાર કે કુ રૂઢિ ન પ્રવર્ત્તે તેને માટે તમારે સર્વદા સંભાળ રાખવાનીછે. કદિ કર્મ યોગે કોઇએ કુ રૂઢિને વશ થઇ કોઈ જાતનો દુરાચાર સેવ્યો હોય-કે

અન્યાય ભરેલું વર્ત્તન કર્યું હોય, તો તેની તપાસ કરી તેને ઘટતી શિક્ષા આપવી જોઇએ.

જ્યાં સુધી તમે તમારૂં જ્ઞાતિ કે સંઘના અગ્રેસર તરીકેનું કર્ત્તવ્ય બજાવશો નહીં, ત્યાં સુધી તમે પૂર્ણ રીતે દોષ પાત્ર થશો, અને પરિણામે દુર્ગતિના ભાજન બનશો ગૃહસ્થો ! હવે હું અહીંથી જવાની ઇચ્છા રાખું છું. તમે મારા ઉપદેશને હૃદયમાં સ્થાપિત કરી તેને ક્રિયામાં મૂકજો, અને ફરીવાર આવી અયોગ્ય અનીતિ આચરશો નહી."

મહાદેવી આ પ્રમાણે કહી વિરામ પામ્યાં, એટલે સંઘના સર્વ અગ્રેસરો વિનયથી અંજલિ જોડી બોલ્યા "મહેશ્વરી ! આપે આપેલા ઉપદેશને શ્રવણ કરી અમે પૂર્ણ રીતે કૃતાર્થ થયા છીએ. આપની ઉપદેશ વાણીના પ્રકાશથી અમારૂં અજ્ઞાન–અંધકાર નષ્ટ થઇ ગયું છે. આપની પવિત્ર વાણી અમારા આત્માને હિતકારી થઇ પડી છે. અમારા સર્વ અપરાધો ક્ષમા કરશો અને અમોને હજુ વિશેષ ઉપદેશ આપવાની કૃપા કરશો. આજ કાલ પ્રવર્ત્તતા વિષમ કાળના પ્રભાવથી અમારા જેવા અજ્ઞાની અગ્રેસરોની બુદ્ધિ ભ્રષ્ટ થઇ ગઇ છે, અને કુરૂઢિ તથા હાનિ કારક રીવાજોના પ્રવાહમાં અમે તણાઇ ગયા છીએ. મહા માતા! અમારો તેમાંથી ઉદ્ધાર કરો અને અમોને આપના વરદાયક હસ્તનું અવલંબન આપો. જો, આપ મહા માતા, અમારી ઉપેક્ષા કરશો તો અમારી દુઃખી સ્થિતિ થઇ જશે અને કદિ પણ અમારા આત્માનો ઉદ્ધાર થઇ શકશે નહીં."

સંઘના સર્વ અગ્રેસરોની આવી નમ્રતા ભરેલી વાણી સાંભળી, મહાદેવી શાસનસુરી હૃદયમાં પ્રસન્ન થઇ ગયાં, અને તેઓ પોતાના કૃપા કટાક્ષોના કિરણોને સંઘના સમાજ ઉપર પ્રસાર કરતાં બોલ્યાં." શ્રીમંતો ! અજ્ઞાનતાથી ભરેલા તમારા હૃદય ઉપર આવી અસર થયેલી જોઇ મને સંતોષ પ્રાપ્ત થાય છે. તમારા હૃદયમાં તમોને ચલાવેલા વર્ત્તનને માટે પશ્ચાત્તાપ થયેલો જાણી મને તમાર માટે ભવિષ્યમાં સારી આશા બંધાય છે. આ અવસરે વિશેષ પ્રતિબોધ આપવા અહિં સ્થિર રહેવાનો મને અવકાશ નથી, તેથી સંક્ષેપમાં એટલુંજ કહેવાનું કે, તમે સર્વે મહાનુભાવ હરિભદ્ર સૂરિની વાણીમાં ગ્રથિત થયેલા ધર્મબિંદુ ગ્રંથનું સર્વદા સ્મરણ કરજો, અને તેની અંદર દર્શાવેલા ગૃહસ્થ ધર્મના યથાર્થ સ્વરૂપને જાણી તે પ્રમાણે વર્ત્તવાને પ્રયત્ન કરજો હું તમોને તમારા કાર્યમા સહાયભૂત થઇશ." આટલું કહી તે મહાદેવી નીચે પ્રમાણે એક મધુર સ્વરથી સુભાષિત બોલતાં બોલતાં ત્યાંથી બીજે સ્થળે ચાલ્યાં ગયાં.

"शांतिक्षमादयाधारो दीनोद्धारपरायणः।
संघश्चतुर्विधो जीयात्सततं वीरशासने" ॥१॥

" શાંતિ, ક્ષમા તથા દયાના આધારરૂપ, અને દીન જનનો ઊદ્ધાર કરવામાં તત્પર એવો ચતુર્વિધ સંઘ શ્રી વીર શાસનમાં સર્વદા જય પામો "

મહાદેવીના મુખથી આ સુભાષિત સાંભળી સર્વ સમાજ ચકિત થઇ ગયો. પુનઃ તે અદૃશ્ય વાણીનું શ્રવણ થયુંજ નહીં. પછી સર્વ સમાજ વિસર્જન થઇ ગયો અને આદિનાથ પ્રભુના જયધ્વનિથી ભૂમિ અને ગગન ગાજી રહ્યાં

## દ્વિતીય પ્રવાસ.

વિવિધ પ્રકારની રચનાવાળા ચૈત્યોથી વિભૂષિત અને વિવિધ ધર્મને પાળનારી પ્રજાઓથી ભરપૂર એક સુંદર શેહેરની અંદર લગ્નસરા ચાલતી હતી. પ્રત્યેક શેરીએ ભિન્ન ભિન્ન ગૃહમાં માંગલ્યના ચિન્હો દેખાતાં હતાં. આસોપાલવના તોરણો, મનોહર રચના વાળા મંડપો અને માતૃગૃહો સુશોભિત દેખાતાં હતાં. કોઇ ઘરે મંગલ ગીતના નાદ થતા હતા, કોઇ ઘેર ઢોલ અને વાંજાં વાગતાં હતાં અને કોઈ ઘેર વધાવા ચાલતા હતા. સુંદર વેષને ધારણ કરનારી રમણીઓ અને યુવાન પુરૂષો આમતેમ ફરતા હતા છોકરા અને છોકરીઓ મનોહર વેષ ધારણ કરી ઊમંગમાં મહાલતાં હતાં, પ્રૌઢ વયના પુરૂષો વિવાહની સામગ્રી સજ્જ કરતા હતા. કોઈ વિવાહની સામગ્રી એકઠી કરી લાવતા હતા, કોઇ વિવાહના વાંધાઓ પતાવતા હતા, કોઈ સગા વ્હાલાના વિરોધને શમાવવા પંચાત કરતા હતા, કોઇ આવી પડેલી ઘુંચવણીને સુધારતા હતા, અને કોઇ રીસાઇ ગયેલાઓને મનાવા તત્પર બનતા હતા.

આ સમયે સાયંકાળની વેળા પ્રવર્ત્તતી હતી. સૂર્ય અસ્તાચળના શિખર ઉપર આરૂઢ થયો હતો તેના કિરણોનો સમૂહ વિશ્વમાંથી વિયુક્ત થઇ નષ્ટ થતો હતો. નિશા રૂપી રક્ષસી પોતાનું વિક્રાળ મુખ પ્રસારી દિવસના તેજનું ભક્ષણ કરવા પ્રવર્ત્તતી હતી. તારાઓ એક પછી એક, એમ ઊદિત થઈ તેજમાં વધતા જતા હતા. જેમ જેમ રાત્રિ પ્રસાર થતી હતી, તેમ તેમ લગ્નનો સમય નજીક આવતો હતો અનુક્રમે મંગળ દીવાઓ પ્રગટાવવામાં આવ્યા અને એક પછી એક વરઘોડા તૈયાર થઇ ચડવા લાગ્યા.

આ સમયે મહાનુભાવા શાસનદેવી તેજ નગરમાં આવી ચડયાં હતાં નગરની રચના જોતા જોતાં તે મહેશ્વરી જૈન પ્રજાની વસ્તીમાં આવ્યાં ચારે તરફ ગીત અને વાદ્યોના ધ્વનિઓથી રમ્ય ભૂમિ ગાજી રહી હતી. મનોહર વેષને ધારણ કરનારા બા-

ળ, યુવાન અને વૃદ્ધ વરોના વરઘોડા ચડેલા હતા. મહાદેવી એ દેખાવ જોતાં આગળ ચાલતાં હતાં. થોડે જતાં એક બાળકને શૃંગાર ધારણ કરતાં રૂદન કરતો જોયો. કેટલા એક પુરૂષો અને સ્ત્રીઓ એ બાળ વરને ફોસલાવતાં જોવામાં આવ્યાં. મહેશ્વરી તે સ્થળે ઊભા રહ્યાં. તેવામાં તે બાળક બોલ્યો "મારે, પરણવુંજ નથી. મને બે રમકડાં લઇ આપો, તોજ હું પરણવા જઇશ. મારી રમવાની ગાડી વરઘોડામાં સાથે લ્યો. મારી બા મારા ઘોડા પાસે ચાલે, મારા ભાઈબંધો મને રમાડતા ચાલે અને મારી આગળ કોઈ નટડો રમતો રમતો ચાલે, તોજ હું પરણવા જઇશ. નહીં તો મારે પરણવું નથી. હું આ તમારા ઘરેણા તોડીને કાઢી નાંખીશ અને આ પસનું શ્રીફળ ફેંકી દઇશ." આવાં તે વરના વચન સાંભળી તેના માતા પિતા અને સગાંઓ ઘણી આજીજી કરી તેને સમજાવવા લાગ્યાં. ઘણી વારે તે બાળક વરની શરતો કબુલ કરી તેને ઘોડા ઊપર બેસાર્યો. વરઘોડો ગીત અને વાદ્યની સાથે ચાલતો થયો. થોડે દૂર જતાંજ પેલા બાળકે હાથમાં રાખેલા શ્રીફળનો ઘા કર્યો. તે ઘોડાની પાસે ચાલતા તેના મામાના મસ્તક ઊપર વાગ્યો. તત્કાલ માથું પુટી ગયું અને તેમાંથી કુંકુમ વર્ણી રૂધિર ધારા ચાલવા લાગી. તેજ વખતે કોલાહલ થઇ પડયો. અને વરનો બાપ દોડી શ્રીફળ લાવી વરને સમજાવવા લાગ્યો. વરના મામાની સારવારમાં કેટલાએક પડયા. અને તેને ઘરમાં લઇ ગયા. આ વખતે વરનો ક્રોધી કાકો વરને વઢવા દોડી આવ્યો, પણ વરના પિતાએ તેમ કરતાં અટકાવ્યો. અને કેટલીએક સમજૂતી આપી. ઘણી વાર સુધી સમજાવી વરના હાથમાં મંગલિક શ્રીફળ આપવા માંડયું, પણ રીસાએલા અને ચીડાએલા વરરાજાએ તે શ્રીફળ હાથમાં લીધું નહીં. તેના પિતા તે શ્રીફળ હાથમાં લઈ વરના ઘોડા પાસે ચાલવા લાગ્યા. અનુક્રમે વરઘોડો ઊતાવળો ઊતાવળો ચાલી વ્હેવાઇના ઘર પાસે આવી પહોંચ્યો.

મહાદેવી શાસનસુરી આ દેખાવ જોઇ ઘણોજ ખેદ પામી ગયાં અને તેઓ અંતરીક્ષમાં રહી પોતાના મનમાં આ પ્રમાણે વિચારવા લાગ્યાં. "અરે! કેવો વિપરીત કાળ વર્ત્તે છે? બાળલગ્નનો કુ રીવાજ જૈન પ્રજાની કેવી વિડંબના કરેછે? આવા મૂર્ખ અને અજ્ઞાની બાળ વરને પરણાવવા, એ કેટલું જોખમ ભરેલું છે? લગ્નના જેવા પવિત્ર સંબંધનો અર્થ આ બાળક શી રીતે સમજે? આવા બાળકો અને બાલિકાઓનો સંબંધ ઊપહાસ્યનુંજ પાત્ર બનેછે. અહા! વીર પ્રભુ! સહાય કરો. તમારા શાસનનો મહાન્ પરાભવ થાયછે અને મારા જેવી અધિષ્ઠાત્રી ઊભી ઊભી તે જુવેછે. અરે ઘાતકી બાળ લગ્ન! તેં મારી મુગ્ધ અને અજ્ઞાની પ્રજા ઊપર ભારે વિજય મેળવ્યો છે, અરે દુરાચાર! તેં આ મારી ભોળી અને મૂર્ખ પ્રજાનું વિકરાળ મુખે ભક્ષણ કરવા માંડયું છે. પરંતુ હવે તારો અંત સત્વર આવી

જશે. અરે! મને યાદ આવ્યું. તેમાં તારો દોષ નથી, પણ મારી મૂર્ખ પ્રજાનો દોષ છે. તેઓ પ્રમાદને વશ થઈ સુતા છે. મારા પૂર્વાચાર્યોએ ગૃહસ્થ ધર્મના અનેક ગ્રંથો લખી તેમને માર્ગ દર્શન કરાવ્યું છે, તે છતાં તેઓ તે તરફ ઉપેક્ષા રાખે છે. વિવાહ સંબંધને માટે ઊંચી જાતના આચારો બાંધ્યા છે અને તેને અંગે વિવિધ જાતના નિયમો દર્શાવ્યા છે, છતાં તેઓ ઘોર નિદ્રામાં સુતા છે, તેઓ પોતાના ધર્મ ગ્રંથ તરફ, અને પોતાના આચાર તરફ દૃષ્ટિ પણ કરતાં નથી. પ્રત્યેક શ્રાવક પાંત્રીશ બોલ જાણેછે. મુખે ભણી જાયછે, પણ તે પોપટીયા જ્ઞાન જેવું છે. તેઓ પાંત્રીશ બોલનાથોકડાનો જરા પણ વિચાર કરતા નથી. તે થોકડામાં બોકડા જેવાં રહેછે. અહ! સંભારતાં ઘણોજ અપસોષ થાયછે કે, મારી જૈન પ્રજા અજ્ઞાનથી ભરપૂર છે. તેઓમાં જે કાંઈ જ્ઞાતા છે, તેઓ પણ માત્ર ભણી જવાનું જ્ઞાન ધરાવે છે. કોઈ પણ ક્રિયાનો આશય સમજતા નથી. શ્રી વીર પ્રભુ! મને સહાય કરો, અને મારા આત્મિક બળમાં પ્રેરણા કરો. ”

મહેશ્વરી આ પ્રમાણે વિચાર કરી ક્ષણવાર શોકાતુર થઈ ઉભા રહ્યાં, પછી ત્યાંથી આગળ ચાલ્યાં, ત્યાં એક બીજો વરઘોડો જોવામાં આવ્યો. વરઘોડો તૈયાર થઈને ઉભો હતો. સાજન મહાજન એકઠું થઈ ઉભું હતું. આગળ ગીત અને વાદ્ય વાગી રહ્યાં હતાં. દીવાઓની શ્રેણી અનુક્રમે ગોઠવાતી હતી. આ વખતે મહેશ્વરી અંતરીક્ષમાં અદૃશ્ય રહી ઉભા રહ્યાં. અને તે વરઘોડાનું કૌતુક જોવાને ઉત્સુક બની ગયાં.

ક્ષણવારે બે માણસો વરરાજાને બાહુએ પકડી અશ્વની આગળ આવ્યા. ચાર જણાએ વરરાજાને ટેકો આપી ઘોડાઉપર ચડાવ્યા. આ વરરાજા સુમારે સાઠ વર્ષના હતા. મુખમાંથી દાંત પડી ગયા હતા. દાઢી અને મૂછ ઉપર શ્વેતરંગ પ્રસરી ગયો હતો. તે ઉપર કૃત્રિમ રંગ ચડાવવા પ્રયત્ન કરેલો, પણ શ્વેત રંગનો તદન પરાભવ થઈ શક્યો ન હતો, ઉલટી તેની વિચિત્ર શોભા થઈ પડી હતી. માથા ઉપર મોટી પાઘડી બાંધી હતી. શરીરપર લાલ રંગના છંટકાવસાથે શ્વેતરંગી વાઘો પહેર્યો હતો. વાઘા ઉપર કશબી બેસ રાખેલો હતો અને રેશમી કોરની ધોતી ધારણ કરી હતી. ચાલવામાં અવલંબન માટે હાથમાં એક લાકડી રાખી હતી. વૃદ્ધ વરરાજાને અશ્વ ઉપર ચડાવતાં ઘણો પ્રયત્ન કરવામાં આવ્યો. છેવટે અશ્વ ઉપર આરોહણ કરતાં ઘોડો ચમક્યો અને વરરાજા અકસ્માત્ નીચે પડી ગયા. મસ્તક ઉપરથી પાઘડી ઉડી પડી, અને બેભાન થઈ ગયા. આ વખતે ઘણાં લોકો એકઠા થઈ ગયાં અને વરરાજાને પાછા ઘરમાં લઈ ગયા. ઘણીવાર સુધી શરીર દાબ્યું. અને બીજી સારવાર કરવામાં આવી ત્યારે તેઓ માંડમાંડ શુદ્ધિમાં આવ્યા. વરઘોડામાં મોટું ભંગાણ પડયું અને મહાન્ કોલાહલ થઈ રહ્યો. ”

આ દેખાવ જોઈ મહેશ્વરી શાસનદેવી નિઃશ્વાસ નાખીને હૃદયમાં વિચારવા લાગ્યાં-" અહા ! મારા શાસનની પ્રજાની શી સ્થિતિ થઈ છે ? આવા વૃદ્ધો વિવાહ કરવા તત્પર બને છે અને અનેક બાળ શ્રાવિકાઓને વૈધવ્યનું દાન આપે છે. ધિક્કાર છે આવા અધમ શ્રાવકોને–અરે દુરાચાર ! તેં મારી પ્રજામાં કેર વર્ત્તાવ્યો છે. મારી પવિત્ર પ્રજાની પાયમાલી કરી છે. અરે તીર્થરૂપ સંઘ ! તને ભારે લજ્જા ઉત્પન્ન થતી હશે. મારી જૈન પ્રજા ઉંડા કુવામાં ઉતરે છે અને પોતાને હાથે પોતાની પાયમાલી કરે છે. અરે સંઘપતિઓ અને અગ્રેસરો ! તમે કેમ શરમાતા નથી ? તમારા સંઘની કેવી સ્થિતિ થઈ છે ? તેનો વિચાર કરો. તમારી ઉપેક્ષા જૈન પ્રજાની પાયમાલીનું કારણરૂપ બની છે. અરે નાયકો ! તમે શ્રાવક કુળમાં જન્મ્યા છો, છતાં મારે તમોને કહેવું પડે છે કે–તમે શુદ્ર જાતિના અધિકારી છો તમારી કુલીનતા ઉપર કાળો પડદો પડયો છે. તમારી કોમ અધમતા ભોગવે, એ તમારા જીવનને કલંકિત કરનારૂં છે. અહા ! મને પણ ભારે ખેદ ઉત્પન્ન થાય છે. મારા વીરપ્રભુના શાસનની પ્રજા આવી સ્થિતિમાં હોય, એ મને પણ ઘણું શરમાવનારૂં છે. અજ્ઞાની વૃદ્ધ શ્રાવકો વિવાહ કરવા તૈયાર થાય છે અને વિષયની ઇચ્છાથી આવા વિષમ કાર્ય કરી અનેક અનાચારોને ઉભા કરે છે. તેમના અધમ જીવનને સહસ્રવાર ધિક્કાર છે. અરે નિર્દય નરો ! અરે નર રાક્ષસો ! તમે કોણ છો ? તે મનમાં વિચારો. આવા દુષ્કૃત્યો શા માટે કરો છો ? મુગ્ધ અને અજ્ઞાન શ્રાવક બાળાઓનો દુઃખાગ્નિમાં શા માટે હોમ કરો છો ? અરે વિષયના ભરેલા બુઢા વાંદરાઓ, શા માટે આવી નિર્દયતા આચરો છો ? અરે અધમ નરો ! તમે સૌભાગ્યવતીના સૌભાગ્યને લુંટનારા છો અને કુમળી બાળાઓને ગર્દન મારનારા છો. આ પવિત્ર જૈન સંઘમાં તમારો જન્મ શા માટે થાય છે ? તમોએ જન્મ ધરી શ્રાવક કુળને કંલકિત કર્યું છે. તમારા યોગથીજ વીર શાસન વગોવાય છે. અને આ વિશ્વ ઉપર જૈન ધર્મની નિંદા થાય છે. "

આટલું કહી શાસનસુરી ગદ્દગદિત કંઠે થઈ ગયાં, અને તેમના નેત્રોમાંથી અશ્રુધારા ચાલવા લાગી.

તે દેખાવ જોઈ હૃદયમાં પરિતાપ પામતાં અને મંદગતિએ ચાલતાં તે મહાદેવી આગળ ચાલ્યાં. ત્યા એક મંડપમાં કોલાહલ થતો સાંભળવામાં આવ્યો. તત્કાળ તેઓ મંડપની પાસે અંતરીક્ષમાં ઉભા રહ્યાં, ત્યાં પોકાર કરતી એક બાળાને જોઇ. તેણીનો હાથ ભાંગી ગયો હતો અને તેણી ઊંચે સ્વરે રૂદન કરતી હતી. મહાદેવીને પ્રથમ શંકા થઈ કે, ' આ શું હશે ? ' તેવામાં એક પ્રૌઢ વયનો પુરૂષ ત્યાં આવ્યો, અને તેણે આવી ' આ શું બન્યું ? ' એમ પ્રશ્ન કર્યો. તે વખતે ગૃહ સ્વામીએ તેને

જણાવ્યું કે, "અહિં વિવાહવિધિ ચાલતો હતો. માતૃગૃહમાં કન્યાને પધરાવી પાણિગ્રહણનો વિધિ પૂર્ણ કરવામા આવ્યો, તે પછી તરતજ ચોરીનો વિધિ કરવા માંડયો. જ્યારે ચાર ફેરા ફરવાનો વિધિ આવતાં પ્રથમ ફેરે વરને ઉભા કરવામાં આવ્યા, ત્યારે તેઓ વૃદ્ધાવસ્થાને લઇને માંડમાંડ ઉભા થયા, પણ તેમને કોઇ વ્યાધિ હોવાથી તેઓ ફેરો ફરતા અકસ્માત્ પડી ગયા. અને તે કન્યાની ઉપરજ પડયા, તેમના શરીરનો બધો ભાર કન્યાના કોમળ હાથ ઉપર આવવાથી તેનું અસ્થિ ભાંગી ગયું અને તેથી તે પીડાને લઇને પોકાર કરે છે. આ બનાવ બનવાથી આ બધો કોલાહલ થઇ રહ્યો છે." આ વૃત્તાંત સાંભળી શાસનદેવીના હૃદયમાં ભારે દુઃખ થઈ આવ્યું, અને તેમનું હૃદય અતિશય પરિતાપથી તપ્ત થઇ ગયું. તત્કાળ તેઓ સ્વગત બોલ્યાં કે, "અહા! આર્હત ધર્મની પ્રજાની શી સ્થિતિ? વૃદ્ધ વિવાહરૂપ પ્રચંડ અગ્નિમા કુમળી બાળિકાઓનો હોમ થાય છે. અરે વૃદ્ધ ચાંડાલો! આ શો જુલમ કરો છો? વિશ્વ ઉપર ચાલતી મહામારી શામાટે તમોને બચાવે છે? અરે દુરાચાર! તેં દુનિયાપર હાટ વાળવા માંડયો છે. અરે વૃધ્ધો! તમે મારા શાસનને શામાટે વગોવો છો?"

આટલું કહી તે મહાદેવી કંટાળી ત્યાંથી આગળ ચાલ્યાં. થોડે દૂર જતાં એક વિવાહ મંગળ વાળું ઘર તેમના જોવામાં આવ્યું. તે ઘરની અંદર મહાન્ કોલાહલ થતો હતો. તેની ચારે તરફ અંધકાર પ્રસરી ગયું હતું. કેટલાએક પુરૂષો અંધકારમાં આમ તેમ ફરતા હતા. અંધકારથી આવૃત થયેલા મંડપની પાસે વરરાજા ઉભો હતો. સાથે આવેલા સાજન મહાજન ચિંતાતુર થઇ ગયાં હતાં. જાનમાં આવેલી રમણીઓ ગીતને બંધ કરી ઊભી રહી હતી.

શાસનસુરી આ દેખાવ જોઇ આશ્ચર્ય પામી ગયાં અને અંધકારવાળો તે વિવાહ–મંડપ જોઇ તેમના હૃદયમાં વિશેષ જિજ્ઞાસા ઉત્પન્ન થઇ આવી. તેઓ મંડપની પાસે અંતરીક્ષ માર્ગે ઊભાં રહી તે કૌતુક જોવા લાગ્યાં.

આ વખતે એક પ્રૌઢ વયનો પુરૂષ બીજા પુરૂષને તેનો હાથ ઝાલી બાહેર લાવ્યો. તેણે જુદા પડી આ પ્રમાણે છુપી રીતે કહ્યું, "વેલચંદશા! શું તમારે અમારી લાજ લેવી છે? વિવાહ વખતે આવી રંજાડ કરો, એ કેવો અન્યાય કહેવાય? શામાટે દીવા બુઝવી નાંખ્યા? આવે વખતે અમારે શું કરવું. અમારી પાસે રૂપીઆનો વેત નથી. અહીં પર ગામમાં અવેજનો યોગ શીરીતે થાય?"

વેલચંદે કહ્યું, "દયાળશા! કોઇ રીતે ચાલે તેમ નથી. અમોએ જે માત્ર આઠસો રૂપીઆજ લેવા ઠરાવ્યા હતા, તેમાં પાંચસો રૂપીઆ પત્યા છે. અને બાકી

ત્રણસો રૂપીઆ લેવાના હતા, પણ અત્યારનો દેશકાળ જોતાં અમારે બસો રૂપીઆ વધારે લેવા પડશે. એટલે એકંદર પાંચસો રૂપીઆ કાઢી નાંખો, એટલે પછી લીવા કરવામાં આવશે, અને વિવાહનું કામ આગળ ચાલશે. તે શિવાય કાંઇ પણ થવાનું નથી."

વેલચંદશાએ જરા ગુસ્સો લાવીને કહ્યું—"શેઠ! આ શું બોલોછો? આવો અન્યાય કેમ કરોછો? અત્યારે અમારી પાસે રૂપીઆનો જોગ બીલકુલ નથી. બરાબર ખરે વખતે આમ કરવું ઘટે નહીં. તમે અમારી લાજ લેવાને તૈયાર થયા છો. તમારા ઠરાવ પ્રમાણે અમોએ રૂપીઆ આપ્યા છે. હવે વધારે માગો, તે શીરીતે બને?"

દયાલશા સામો ગુસ્સો કરીને બોલ્યા—"શેઠ અમારો બીલકુલ અન્યાય નથી. અમારી કન્યા બે હજાર રૂપીઆની છે. અમોએ પ્રથમથીજ દયા લાવી તમારા ઓછા રૂપીઆ લીધા છે. અત્યારે એક ગૃહસ્થ અમોને બેહજાર રૂપીઆ આપવા તૈયાર છે. વળી તે તમારા કરતાં સારી સ્થિતિમાં છે. પરંતુ અમો તમારી પર દયા લાવી તેવું કામ કરતા નથી. માત્ર બસો રૂપીઆ વધારે માગીએ છીએ."

વેલચંદશાએ આક્ષેપથી કહ્યું, "શું આવે ખરે વખતે તમે અમારી કન્યા બીજે આપવા ધારો છો? આ તોરણ આવેલો વર પાછો જાય અને તમે આ કન્યા વધારે રૂપીઆ આપનારને આપી દ્યો, એ અમારાથી શું સહન થશે? શેઠ! એવો જુલમકઠિપણ બનેજ નહીં. જ્યારે એવું બનેતો પછી તમોને જ્ઞાતિનો તિરસ્કાર થવો જોઇએ. તોરણ આવેલા વરને પાછો વાળી એ સવેલી કન્યા બીજાને આપવી, એ આપણી, જ્ઞાતિ કેમ સહન કરશે? આવા અઘટિત વચનો શું બોલો છો?"

દયાળજીશા ગર્જના કરીને બોલ્યા, "શેઠ જ્ઞાતિનો ડર શું બતાવો છો? અમે જ્ઞાતિને ગણતાંજ નથી. આપણી જ્ઞાતિમાં એવા ઘણાં કેસો થાય છે અને છેવટે અમુક રૂપીઆ દંડ આપવાથી તેનું સમાધાન પણ થઇ જાય છે, માટે તમે સત્વર રૂપીઆ કાઢી નાંખો, નહીં તો વિવાહનો વિધિ રખડશે."

વેલચંદશાહ જરા શીતળ થઈને બોલ્યા." શેઠજી! અમે તમારી સાથે વિરોધ કરવાની ઇચ્છા રાખતા નથી. તમે અમારા વ્હાલા સગા છો. હવે કોઈ રીતે અમારી લાજ તમારાજ હાથમાં છે. આ પરણવા આવનાર મારો ભાઈ ગરીબ છે. તેની સ્થિતિ સારી નથી. તેણે વીશ વર્ષ સુધી પરદેશ વેઠી માંડ માંડ પાંચસો રૂપીઆ બચાવ્યા હતા, બાકી ઘરના ઘરાણાં વેચી તેણે તમારી રકમ પૂરી કરી છે, હવે બસો રૂપી-

આ ક્યાંથી કાઢવા ? શેઠજી, વિચાર કરો. આ બધો ભાર તમારી દીકરીના ઉપર છે. વળી મારા ભાઈની પાકી ઉમર થઈ છે. હવે પચાસ વર્ષે તેનાથી પરદેશની નોકરી થઈ શકશે નહીં, જો તે કરજ કરશે તો. તમારી દીકરીને વેઠવું પડશે. હવે મારા ભાઈની વૃદ્ધાવસ્થા આવતી જાય છે. તે સાથે વળી તેને દમનો રોગ લાગુ પડયો છે. માટે દયા કરી તેને છોડી મુકો અને માંગલિક કાર્ય ઉકેલી દ્યો."

વેલચંદ શેઠના આ વચનો સાંભળ્યાં તોપણ દયાળશા શેઠના હૃદયમાં જગપણ દયા આવી નહીં. તે ઘાતકી વણિકનું હૃદય જરા પણ ડગ્યું નહીં. લોભી પુરૂષોનું હૃદય એવું ઘાતકી હોય છે કે, તેનામાં કોઈ જાતની અસર થતી નથી. દયાના પરમાણુઓ તેમાં પ્રવેશ કરી શકતાં નથી. એક ચતુર કવિ તેનેમાટે આ પ્રમાણે લખેછેઃ—

## દોહા.

લોભી નરનું ઘાતકી, હૃદય ઘણું કહેવાય;
તેનાથી લોભી નરો, પાપી પૂરા થાય. ૧

દયા, ક્ષમા, સદ્‌ગુણ બધા, ન રહે તેની પાસ;
બોધ અને ઉપદેશનો, તેમાં નૈં અવકાશ. ૨

થાય કદિ નવ ઘાતકી, લુબ્ધ હૃદય આવાર;
પ્રગટે તેમાં સર્વદા. અવિચારી કુ વિચાર. ૩

પવિત્ર જે પરમાણુઓ, કદિ ન વેશે સાર;
લુબ્ધ હૃદયના અંતરે, દુર્ગુણનો ભંડાર. ૪

આ ગુર્જર કવિતા મનન કરવા જેવી છે. લોભી પુરૂષોના હૃદયનો આબેહૂબ ચિતાર આપનાર આ કવિને પૂર્ણ ધન્ય વાદ ઘટે છે. એક અનુભવી લેખક લખે છે કે, આર્યાવર્ત્તની પ્રજા જે દુઃખ ભોગવે છે, તેનું મુખ્ય કારણ લોભ છે. અસંખ્ય દુઃખો લોભમાંથીજ ઉત્પન્ન થાય છે, અને અગણિત પાપો લોભમાંથીજ બને છે. એક મહાત્મા લોભને માટે નીચેનું સુભાષિત લખે છે.

" दुर्गुणाश्च दुराचाराः सकला दुष्ट वासनाः ।
समुद्भवंति लोभाच्च तल्लोभः पापमूलकः" ॥ १ ॥

"દુર્ગુણો, દુરાચારો, અને સર્વ દુષ્ટ વાસનાઓ લોભમાંથી ઊત્પન્ન થાય છે, તેથી લોભ પાપનું મૂળ છે." ૧

આવા લોભને વશ થયેલા દયાળશા શેઠે વેલચંદશેઠના વચનો ઉપર કાંઈપણ ધ્યાન આપ્યું નહીં. તેના હૃદયમાં જરાપણ અસર થઇ નહીં. તેણે પોતાનો આગ્રહ અલ્પ અંશે પણ શિથિલ કર્યો નહીં. તેણે સ્પષ્ટરીતે પુનઃ જણાવ્યું કે:—'અત્યારે બસો રૂપીઆ ગણી આપશો તોજ કન્યાને મંડપમાં પધરાવવામાં આવશે. નહીંતો, જેમ આવ્યા, તેમ પાછા ચાલ્યા જાઓ."

આ પ્રમાણે રમઝગ કરતાં ઘણીવાર થઇ, એટલે વૃદ્ધ વરરાજા મંડપ છોડીને તે બંને શેઠની પાસે આવ્યા. તેમણે આવી પોતાના ભાઈ વેલચંદને કહ્યું, "શું છે? શી પંચાત કરો છો. હવે શામાટે તોફાન કરવામાં આવે છે?" વેલચંદે પોતાના ભાઇને કહ્યું, " આ તારો સસરો પતળી જાય છે અને અત્યારે બસો રૂપીઆ માગે- છે. તે સ્પષ્ટ રીતે કહે છે કે:–"જો બસો રૂપીઆ આપો તોજ દીવા કરી કન્યાને પધરાવવામાં આવશે. નહીંતો, તમારે પરણ્યાવિના પાછા જવું પડશે." આ વચન સાંભળી, વૃદ્ધ વરરાજાના પગ ભાંગી ગયા, અને તેના શરીરમા કંપારી છુટવા લાગી. તેમણે પોતાના સસરા દયાળશાને આજીજી કરીને કહ્યું–" શેઠ! અમારા ગરીબ ઉપર હવે દયા કરો. હું તદ્દન નિર્ધન થઇ ગયો છું મેં ઘરની સારી ચીજો વેચી ને તમારો અવેજ પૂરો કર્યો છે, હવેતો આ હાડ ઉપર ચાંમડી રહી છે. આ વખતે બસો રૂપીઆ ક્યાંથી કાઢવા? તેમ વળી અમે આ ગામના રહેવાસી નથી. કોની પાસે જઈને માગણી કરીએ? શેઠ! તમે મારી પર દયા લાવી મને છોડી મૂકો. હું તમારો જાવજીવ સુધી આભારી થઈશ. મને અગાઉથી આવી ખબર હોત તો, હું આ વિવાહની ઉપાધિમાં પડત નહીં. હું હવે સુડી વચ્ચે આવ્યો છું. મારો બચાવ કરો. મારૂં રક્ષણ કરો." આટલું કહી વરરાજાએ પોતાના માથા ઉપરથી પાઘડી ઉતારી, અને સસરાના ખોળામાં મૂકી."

નિર્દય દયાળશાના હૃદયમાં જરાપણ દયા આવી નહીં. તેણે વરરાજાની પાઘડી ને ઉપાડી ઉછાળી નાંખી અને તે ઉલટો ક્રોધ કરીને બોલ્યો–" અરે શેઠ! આવો ખોટો ડોળ શા માટે કરો છો? શું મને છેતરવાને આવ્યા છો? મારી આગળ તમારો ઢોંગ ચાલવાનો નથી. તમે જેમ વિશા વાણીઆ છો, તેમ હું પણ વીશો વાણીયો છું. તમારાથી જરા પણ છેતરાઉં તેવો નથી. શેઠ! જો મોટે ઉપાડે પરણવા આવ્યા હો, તો રૂપીઆ બસો કાઢી નાંખો. નહીંતો, તોરણથી પાછા જવું પડશે. મારી કન્યાના અત્યારે બે હજાર ઉપજે છે."

દયાળશેઠનાં આ વચનો સાંભળી, વૃદ્ધ વરરાજા અચંબો પામી ગયા; અને મનમાં ભયભીત થઇ ગયા. તોપણ, તેમણે પોતાના સસરાને વિશેષ વિનંતિ કરવા

માંડી. "શેઠ ! કૃપા કરીને મારી લાજ રાખો. હું સોગન ખાઇને કહું છું કે:–"મારી પાસે બસો રૂપીઆ નથી. માત્ર પચાશ રૂપીઆ છે. તે અહીંથી ઘેર પોહોંચવાના ખર્ચના ગણી રાખ્યા છે. તે શિવાય જો મારી પાસે એક પણ પાઇ હોય, તો હું ધર્મના સોગન ખાઉં છું'." આટલું કહી તે વરરાજાની આંખોમાંથી અશ્રુધારા ચાલવા લાગી.

વરરાજાની આવી સ્થિતિ જોઇને પણ ઘાતકી દયાળશાના હૃદયમાં કાંઇપણ દયા આવી નહીં. તે આક્ષેપ કરીને બોલ્યો. "અરે શેઠ ! શામાટે ધૂર્તવિદ્યા કરોછો. જેવીરીતે તમે પચાશ રૂપીઆની વાત કબુલ કરોછો, તેવી રીતે હવે બશો રૂપીઆની વાત માની જાઓ. હું તમોને કદિ પણ છોડવાનો નથી. જો તમારી પાસે રોકડા રૂપીઆ ન હોય તો ત્રણશો રૂપીઆનો કોઇ દાગીનો આપો. પછી રૂપીઆ આપીને પાછો લઇ જજો. મારે તમારો વિશ્વાસ છે."

આ વખતે વરરાજાનો ભાઇ વેલચંદશા જરા ગુસ્સો લાવીને બોલ્યો–"શેઠજી ! તમે તમારા મનમા શું ધારોછો ? અમોને તદ્દન મૂર્ખમાંજ ગણોછો. આ વખતે તમોને અવેજ શીરીતે આપવો ? અમારી પાસે દાગીના ક્યાંથી હોય ? જે આ એક બે દાગીના વરરાજાએ પેહેર્યા છે, તે માગી લાવેલા છે. માગી લાવેલા દાગીના શીરીતે અપાય ? જરા વિચાર કરી બોલો તો ઠીક કહેવાય. તમે અમારી આબરૂ લેવાજ ઊભા થયા છો. તોરણ આવેલા વરને પાછો વાળી તે કન્યા વધારે દ્રવ્ય આપનારા બીજા વરને આપવી, એ કાંઇ રીત કહેવાય ? દયાળશાહ શેઠ ! આવો અન્યાય ન કરો. મારા ભાઇને દુઃખ દેવા કેમ ઊભા થયા છો ? શામાટે ગરીબને ગરદન મારો છો ? તમે દયાધર્મને પાળનારા શ્રાવક થઇને આવું નિર્દય કામ કેમ કરોછો ?"

વેલચંદશાના આ વચનોને દયાળશાએ માન્ય કર્યાં નહીં. તેણે ઊંચે સ્વરેથી જણાવ્યું કે:–"તમે ગમેતેમ કરશો; અને કહેશો તોપણ હું મારો વિચાર ફેરવવાનો નથી. બસો રૂપીઆ લીધા વિના તમારો વિવાહ થવાનો નથી. હું એક વચની છું, બે વચની નથી." આ વખતે વરરાજાએ ગુસ્સાથી કહ્યું કે:–"અરે નિર્દય શેઠ ! શામાટે ખોટું બોલોછો ? તમારા જેવો બે વચની કોઇ પણ નહીં હોય. તમો જો એક વચની હો, તો તમારે આઠસોજ રૂપીઆ લેવા જોઇએ. બસો રૂપીઆ વધારે શામાટે માગો છો ? પાછળથી વધારે રૂપીઆ માગવા, એ તમારૂં બેવચનીપણુંજ છે."

દયાળશાએ આક્ષેપથી કહ્યું,–"શેઠ ! મને ગમે તેવો કહો. ચાંડાળ કહો, કે શાહુકાર કહો, પણ મારે તમારી પાસેથી બસો રૂપીઆ ચોક્કસ લેવાના છે. એક પાઇ પણ ઓછી લેવાની નથી. તમારે કન્યા પરણવાની ગરજ હોય, તો બસો રૂપીઆ કાઢી નાખો. નહીં તો, જેમ આવ્યા તેમ પાછા ચાલ્યા જાઓ."

આ વખતે મહેશ્વરી શાસનદેવી અંતરીક્ષમાં રહી, આ વૃત્તાંત સાંભળતાં હતાં, આ સર્વે સાંભળતાં તેમના હૃદયમાં ભારે પરિતાપ થયો. શાસનસુરી આ મહાપાપને પ્રત્યક્ષ જોઈ, હૃદયમાં ખેદ અને શોકથી વ્યાપ્ત થઇ ગયાં, અને તેમણે પોતાના મનમાં વિચાર્યું-" અરે આર્યભૂમિ! તું શામાટે ટકી રહી છે? તારા પ્રદેશના સહસ્ત્ર ભાગ કેમ પડતા નથી? અથવા મહા સમુદ્ર તને કેમ બોળી દેતો નથી? અરે ભૂમિ! તારો પ્રલય શામાટે થતો નથી? અરે પંચમ કાળ! તેં તારી ક્રૂરતા બરાબર દર્શાવા માંડી-છે અરે ઘોર કાળ! તારા પ્રચંડ સ્વરૂપનો પ્રભાવ શામાટે બતાવે છે? અરે આર્ય-ભૂમિ! તું સદા કાળથી પવિત્ર છે, તે છતાં તને ધિક્કાર આપવો પડે છે, તેને માટે મને ક્ષમા આપજે. આવા પાપી પુરૂષોને શામાટે આધાર આપેછે? હે ચૈત્ય દેવતા-ઓ! તમે પવિત્ર જિનાલયમાં આ અધમ પુરૂષોને કેમ પેસવા દ્યો છો? અરે તિર્થ-દેવો! અરે ક્ષેત્રપાળો! આવા અપવિત્ર શ્રાવકોનો સ્પર્શ શામાટે કરોછો? આવા શ્રાવકા ભાસો શામાટે અવતરતા હશે? અરે ગ્રામદેવતાઓ! શામાટે તમે આવા દુરાચારીને વસવા દ્યો છો?"

મહાદેવી શાસનસૂરી આવા શબ્દો ઊપચારી તત્કાળ ગર્જના કરી, નીચેના બે શ્લોકો બોલ્યાં.

" येषां न धर्मो न दया परेषु न सद्गुणो नापि सुबुद्धिमत्ता ।
न स्वीयकर्त्तव्यपरायणात्वं तेह्यार्यभूमेर्ननु भारभूताः " ॥ १ ॥

"જેમને ધર્મ નથી, બીજા ઉપર દયા નથી, સદ્ગુણ નથી, સારી બુદ્ધિ નથી, અને પોતાના કર્ત્તવ્ય તરફ તત્પરતા નથી, તેઓ આ આર્યભૂમિને ભાર રૂપ છે." ૧

" दुराचारा दुर्मनीषायेमहापापकारिणः ।
ते मद्भाराय जायंते पूत्करोत्यार्यभूरिति " ॥ २ ॥

" જેઓ દુરાચારી, દુર્બુદ્ધિ અને મહાપાપ કરનારા છે, તેઓ મને ભાર રૂપ થાયછે, એમ આર્યભૂમિ પોકાર કરીને કહેછે." ૨

આ શ્લોક વાણીનો દિવ્ય ધ્વનિ સાંભળી, ત્યાં રહેલા સર્વ લોકો ચકિત થઇ ગયા અને ચારે તરફ તે ધ્વનિનું કારણ શોધવા લાગ્યા. અંતરીક્ષમાંથી આવતો તે ધ્વનિ એટલો બધો પ્રસરી ગયો કે, જેથી તે બધા લત્તામાં તેનો નાદ વ્યાપી ગયો, અને આસપાસ રહેલા વિવાહના મંડપોમાં રહેલા લોકોના તે સાંભળવામાં આવ્યો. સર્વ શ્રોતાઓ ચમકી ગયા અને ભયભીત થઇ, ચારે તરફ વિલોકવા લાગ્યા. તેવો

ધ્વનિ ત્રણ વાર થયો અને તેનો નાદ પેલા અંધકાર વાળા મંડપ તરફ માલુમ પડયો, તે ઉપરથી બધાઓ તે સ્થળે દોડી આવ્યા અને મહાન્ કોલાહલ થઇ રહ્યો..ક્ષણવારે મહાદેવી જરા ધીમા સ્વરથી બોલ્યાં–" અરે અધમ શ્રાવકો! તમે જે ધ્વનિ સાંભળી ચકિત થઇ ગયા છો, તે ધ્વનિ માનુષી ધ્વનિ નથી, પણ એક દિવ્ય ધ્વનિ છે. તમારા જેવા પાપીઓ તે ધ્વનિ સાંભળવાના અધિકારી પણ નથી. તથાપિ, શ્રીવીરશાસનના હિતની ખાતર તમોને આ દિવ્ય ધ્વનિ સંભળાવવાની ફરજ પડી છે. અરે નાલાયક નરો! તમે જૈન નામને શામાટે કલંકિત કરોછો? અરે નામધારી શ્રાવકો! તમારૂં જીવન શામાટે ટકી રહેછે? તમારા પાપી જીવનની આ જગત્માં કાંઇ પણ જરૂર નથી. અરે મૂર્ખ શ્રાવકો! તમોને જોઇ, મારૂં હૃદય અતિશય બળ્યા કરેછે. તમારા અપવિત્ર મુખમાથી નવકાર મંત્રનો ઊચ્ચાર ન થવો જોઇએ. અરે કન્યાઓને વેચનારા વણિકો! અરે પુત્રીઓને પીડનારા રાક્ષસો! તમોને સહસ્રવાર ધિક્કાર છે. તમારૂં નામ લેવું, એ પણ જિહ્વાને અપવિત્ર કરનારૂં છે. તમારા પાપી જીવનની મહા જ્વાળાએ શ્રાવક ધર્મના શુદ્ધ સ્વરૂપને દગ્ધ કરી નાંખ્યું છે. અરે અનાચારથી દૂષિત થયેલા પાપીઓ! અરે આ વિશ્વ ઉપર પ્રસરતા વીરશાસનને વગોવનારા વણિકો! તમારૂં અપવિત્ર મુખ જોવાની મારી ઇચ્છા નથી. અરે અજ્ઞાની નરો! આ વખતે તમારા વિવાહની સ્થિતિ જોઇ મને અતિશય ખેદ ઉત્પન્ન થયો છે. તમારી વિવાહની રાક્ષસી રીતિ જોઇ, મને એમ લાગેછે કે, આ જૈનો નથી. આતો કોઇ રાક્ષસો છે. મહાવીરના પવિત્ર સંતાનો આવા હોય નહીં. વીરપ્રભુના સંઘના શ્રાવકો આવા અનાચારી હોયજ નહીં. આ કોઇ ઘાતકી પ્રજા લાગેછે."

અરે અનાચારી લોકો! તમોને શ્રાવકો કહેવાં મને શરમ થાય છે. હું જૈન શાસન દેવી છું. તમારા જેવા અનાચારીઓને શિક્ષા દેવાને પ્રગટ થઇ છું. પ્રથમ મારા સાભળવામાં આવ્યું હતું કે, જૈન પ્રજા હાલ હાનિકારક રીવાજોની ભોગ થઈ પડી છે. તે અનેક પ્રકારના મહા કષ્ટો ભોગવે છે, અને તેથી જગત્માં વીરશાસનની ભારે હીલણા થાય છે. આ ખબર જાણી મને હૃદયમાં ભારે પરિતાપ થયો હતો. તત્કાળ પ્રગટ થઇ ભારત વર્ષ ઉપર પ્રવાસ કરવાની મારી ઇચ્છા થઇ આવી અને તરતજ હું પ્રવાસ કરવા નીકળી પડી છું. મારા પ્રથમ પ્રવાસમાં એકઠા થયેલા એક જ્ઞાતિના સમાજમાં મને અતિશય ખેદ થયો હતો. તે ખેદને જરા શાંત કરી, હું અહીં બીજા પ્રવાસમાં આવી, ત્યાં આ સ્થળે મને અતિશય પરિતાપ ઊપજ્યો છે. તમારા દુરાચારોને પ્રત્યક્ષ જોઈ, મારા મનને એવી ગ્લાનિ થઇ છે કે, જે કોઇ પણ રીતે વર્ણવી શકાય તેમ નથી. હે શ્રાવકાભાસો! તમારા દુષ્ટ વર્ત્તનોએ મારા હૃદયને આકુળ–વ્યાકુળ કરી દીધું છે. મારા અંતરમાં રહેલી ઊપદેશ આપવાની ઇચ્છા પણ

શિથિલ થતી જાય છે. હું મારા ભવિષ્યના પ્રયત્નને માટે શિથિલાદર થઇ ગયો છું; અને કેટલેક અંશે નિરાશ પણ થઇ છું. પ્રવાસના આરંભમાં મારા હૃદયમાં જે ઉત્સાહ હતો અને જે ઊમદા આશાઓ મેં ધારણ કરેલી હતી, તે ઉત્સાહ અને આશાઓ અત્યારે તદ્દન નાશ પામી ગઈ છે. મારા ચરણનું બળ શિથિલ પડી ગયું છે."

શાસનદેવીના આ વચનો સાંભળી, બધા શ્રાવકો આશ્ચર્ય પામી ગયા અને પોતાના નઠારા વર્ત્તનને માટે પશ્ચાત્તાપ કરવા લાગ્યા. તે વખતે હર્ષચંદ નામે એક આસ્તિક શ્રાવક કોઇ પોતાના સગાને ઘેર વિવાહ પ્રસંગે આવેલો હતો. તે આર્હત ધર્મના તત્ત્વજ્ઞાનને જાણનારો અને હાનિકારક રીવાજોને હૃદયથી ધિક્કારનારો હતો. શાસનદેવીના આ વચનો સાંભળી, તે પોતાના હૃદયમાં સાનંદાશ્ચર્ય થઇ ગયો, અને વિનયથી બોલ્યો. " મહા માતા ! આપ કૃપા કરી અહીં પધાર્યાં, તેને માટે અમે આપનો આભાર માનીએ છીએ. વર્ત્તમાન કાળે વિષમ કાળના પ્રભાવથી અમો વિપરીત માર્ગે ચાલનારા અને અનાચારને સેવનારા થઇ ગયા છીએ. હાનિકારક રીવાજોની મોટી સેનાએ અમારી શ્રાવક કોમને પાયમાલ કરી દીધી છે. અને અમારા શ્રાવક તેજને હરી લીધું છે. અમો તદ્દન નિસ્તેજ થઇ ગયા છીએ અને વિપત્તિઓના વમળમાં ગુંચવાઈ ગયા છીએ. મહા દેવી ! હવે કૃપા કરી આ દીન પ્રજાનો ઉદ્ધાર કરો અને ભુલી પડેલી અમારી કોમને પુનઃ સન્માર્ગનું દર્શન કરાવો. આપ દયાળુ દેવી જો અમારી તરફ ઊપેક્ષા રાખશો તો સર્વ જૈન પ્રજા મિથ્યાત્વ ભરેલી ક્ષુદ્ર પ્રજાના જેવી અધમ થઈ જશે, અને પરિણામે આર્હત ધર્મના સર્વ સદાચારમાંથી તદ્દન ભ્રષ્ટ થઇજશે. માતા ! આપ દયા ધર્મના અધિષ્ઠાત્રી છો. વીર શાસનના પ્રભાવક દેવતા છો અને જૈન પ્રજાનાં પરમ હિતકારી છો. અમારા સર્વ અપરાધો ક્ષમા કરો. અને અમોને સન્માર્ગનો ઊપદેશ આપો." તે હર્ષચંદના આ વચન સાંભળી શાસન દેવી જરા આશ્વાસન પામ્યાં અને તેમના હૃદયમાં ઊત્પન્ન થયેલો ક્ષોભ ઘણે અંશે વિલીન થઇ ગયો. તેઓ જરા મંદ સ્વરથી બોલ્યાં–"ભદ્ર ! તારા વચનો સાંભળી મને જરા સંતોષ થયો છે. અને તે સાથે મારા મનમાં ખાત્રી થાય છે કે, તારા જેવી ભાવનાવાળા બીજા શ્રાવકો અહીં થોડાજ હશે. જે અનાચારો અત્યારે મેં પ્રત્યક્ષ જોયા છે. તે તરફ તને ધિક્કાર હશે એવું મને લાગે છે. ભદ્ર ! આવા અજ્ઞાની લોકોના વૃંદમાં તારા જેવો એક શુદ્ધ શ્રાવક હોય તે જોઇ મને આશ્ચર્ય સાથે સંતોષ થાય છે. પ્રભુ તારૂં કલ્યાણ કરો. અને તારા જેવા અનેક શ્રાવકો ઊત્પન્ન થઇ મારા શાસનને શોભાવો."

મહેશ્વરીના આ વચનો સાંભળી હર્ષચંદ નમ્રતાથી બોલ્યો—"ધર્મ માતા! આપનું કહેવું યથાર્થ છે. આપે ઉચ્ચારેલા આશીષના વચનો સાંભળી મારા ઉત્સાહની વૃદ્ધિ થાય છે. જો આપ સાંભળવાની કૃપા કરો, તો હું મારો વૃત્તાંત આપને નિવેદન કરૂં."

મહેશ્વરી પ્રસન્ન થઇ બોલ્યાં "ભદ્ર! ખુશીથી તારો વૃત્તાંત કહે; મને ખાત્રી છે કે, તારો વૃત્તાંત સાંભળી મારૂં હૃદય પ્રસન્ન થશે;"

હર્ષચંદ ઉત્સાહથી બોલ્યો—"મહેશ્વરી! હું સૌરાષ્ટ્ર દેશનો નિવાસી છું. વિશા શ્રીમાળી નામની જ્ઞાતિમાં મારો જન્મ છે. આપની કૃપાથી મેં યથાશક્તિ ધર્મ અને સંસારની કેળવણી પ્રાપ્ત કરી છે. આજથી બે વર્ષ પહેલા હું અને મારા કેટલાએક ધર્મમિત્રોએ મળી એક નાની સંસ્થા સ્થાપેલી છે. એ સંસ્થામાં ધર્મ અને સંસારની સુધારણા કરવાના વિચારો કરવાને અમે એકઠા મળીએ છીએ. તેમાં ખાસ કરીને જૈન કોમમાં દાખલ થયેલા હાનિકારક રીવાજોને નાબુદ કરવા અમારો ભારે પ્રયત્ન છે. અમારામાંના કેટલાએકે ઉપદેશકો થઈ એ કામ માથે ઉપાડી લીધું છે. જોકે ગાઢ અજ્ઞાન રૂપ અંધકારમાં આચ્છાદિત થયેલી અમારી કોમમાંથી એ રીવાજોને નાબુદ કરાવામાં અમે હજુ વિજયી થયા નથી, તો પણ કેટલેકઅંશે અમો અનુક્રમે આગળ વધતા જઇએ છીએ. મહા માતા! આપના આ પ્રવાસની વાર્ત્તા સાંભળી મને મારા હૃદયમાં ભારે હીંમત આવી છે. આપ મહાદેવી અમારી ધારણા પાર પાડવામાં પૂર્ણ સહાય ભૂત થશો; એવી ઉમદી આશા ઉદિત થાય છે."

હર્ષચંદના આ વચનો સાંભળી મહાદેવી વિશેષ પ્રસન્ન થયાં અને તેમના હૃદયમાં સર્વને ઉપદેશ આપવાની ઈચ્છા પ્રગટ થઈ આવી. તેમની ઉપદેશ વાણી સાંભળવાને સર્વ જનો આતુર થઇ શાંત રહ્યા. મહાનુભાવા શાસનદેવી પ્રથમ નીચેના સુભાષિતો મધુર અને ગંભીર સ્વરથી બોલ્યા.

" यत्रनो नास्तिकः कश्चित् यत्रनो कश्चिदातुरः ।
यत्रनो दुर्मतिः कश्चित् स संघो विजयी भुवि ॥ १ ॥
यत्र कश्चि दुराचारो नांतर्विशति पीडकः ।
दुर्गुणोना प्यधर्मश्च स संघो विजयी भुवि " ॥ २ ॥

"જેમાં કોઇ નાસ્તિક નથી, કોઈ દુઃખી નથી, અને કોઇ દુર્બુદ્ધિવાળો નથી, તે સંઘ પૃથ્વી ઉપર સદા વિજયી થાઓ. ૧

જેની અંદર કોઇ પીડા કરનાર દુરાચાર, દુર્ગુણ અને અધર્મ પેશી શકતો નથી, તે સંઘ આ પૃથ્વી ઉપર સદા વિજયી થાઓ. ” ૨

આ પ્રમાણે સુભાષિતોનું શ્રવણ કરાવી મહાદેવી ગુર્જર ભાષામાં બોલ્યા. “ અરે અજ્ઞાની શ્રાવકો ! તમોને શ્રાવક કહેતાં મારી જિહ્વા અચકાય છે. તો પણ તમારૂં એ નામ ભવિષ્યમાં સાર્થક થાય, તેવા હેતુથી હું તમોને શ્રાવક નામથી બોલાવું છું. અરે અલ્પ મતિ ગૃહસ્થો ! આ સામયે તમો જે વિવાહ ઉત્સવ કરવાને પ્રવર્ત્યા છો, તે ઉત્સવ શી વસ્તુ છે ? અને તેની ક્રિયામાં શું રહસ્ય અને શી મહાત્તા રહેલી છે ? તે તમારા જાણવામાં નહીં હોય, પરંતુ વિવાહની સ્થૂલ રીતિ અથવા શુદ્ધ રીતિ માં પણ તમે સમજતા નથી, એ મને મોટો ખેદ થાય છે. તમે વિવાહનો શુદ્ધ વિધિ ભુલી ગયા છો. ઉત્તમ વિવાહના પ્રકારોને ભુલી જઇ તમે અધમ વિવાહ કરવા માંડયા છે. અરે મૂર્ખ લોકો ! તમે શા માટે ભ્રમમાં પડયા છો ? તમારા શ્રેયશ્ચિંતક મહાન આચાર્યોએ તમોને ગૃહસ્થ ધર્મ બતાવ્યો છે, અને વિવાહની ઉત્તમ ગીતિ દર્શાવી છે; તે છતાં તમે તે તરફ બેદરકારી રાખો છો અને અનાચાર ભરેલા વિવાહો કરો છો, એ કેવા ખેદની વાત કહેવાય ? અરે નામધારી શ્રાવકો ! તમે આંખો ઉઘાડી જુવો. તમારે માટે પૂર્વાચાર્યોએ શું શું કરેલું છે. તમારા પાત્રીશ લક્ષણો માં વિવાહને માટે શું છે ? શ્રાવકોએ વિવાહ સંબંધ કેવી રીતે જોડવો જોઇએ ? શ્રાવક વિવાહની પદ્ધતી કેવી હોવી જોઇએ ? એ વાતનો જરા વિચાર કરો. અને પૂર્વાચાર્યોએ તે વિષે શું કહ્યું છે ? તે લક્ષમાં લ્યો. ગૃહસ્થો ! મારે દિલગીરી સાથે કહેવું પડે છે કે, તમે પોતે તમારા ઘરની સ્થિતિ જાણતા નથી. ‘ તમે પોતે કોણ છો ? એ પણ તમારા જાણવામાં નથી. અરે મૂર્ખ લોકો ! તમારા પરમ ઉપકારી મહાત્મા હરિભદ્ર સૂરિએ તમારે માટે અનેક આચાર ગ્રંથો લખેલા છે. તેઓમાં ધર્મબિંદુ એ મુખ્ય ગ્રંથ છે. એ ઉપયોગી ગ્રંથમાં તે મહાનુભાવે તમારા સર્વ આચાર દર્શાવેલા છે. હે અજ્ઞાની નરો ! મને લાગે છે કે, તમો એ ગ્રંથનું નામ પણ જાણતા નહી હશો. તેમાં કેટલાએક તો એ ગ્રંથના કર્ત્તા હરિભદ્રસૂરિનું નામ પણ જાણતા નહીં હોય, મને કહેતાં શરમ આવે છે કે, તમો જૈન નામને શા માટે ધારણ કરતા હશો ? તમો ને જૈન તો નહીં, પણ જૈનાભાસ કહેવા, એ પણ પૂર્ણ રીતે ઘટતું નથી.

ગૃહસ્થો ! મહાનુભાવ હરિભદ્ર સૂરિ તમારા વિવાહ પ્રકારને માટે શું લખે છે ? તે તમે સાવધાન થઇને સાંભળો. તે મહાનુભાવ પોતાના ધર્મબિંદુ ગ્રંથમાં નીચે પ્રમાણે સુત્ર લખે છે.—

" समानकुलशीलादिभिरगोत्रजैर्वैवाह्य
मन्यत्र बहु विरुध्धेभ्यः ॥१॥"

" જે લોકો પોતાની જાતિના કે દેશના લોકો સાથે બહુ વિરોધ કરનાર છે, તે લોકો શિવાય કુળ તથા શીળ વગેરે જેમને સરખા હોય અને જે એક ગામના ન હોય, તેવા લોકોની સાથે વિવાહનો સંબંધ કરવો."

ગૃહસ્થો ! આ સૂત્રના પ્રત્યેક શબ્દની અંદર તે મહાનુભાવે વિવાહનું બીજ આરોપિત કરેલું છે. વિવાહનો પવિત્ર સંબંધ જોડવામાં કેટલું બધું જોવાનું છે ? તે આ સૂત્રમાં દર્શાવી આપ્યું છે. પ્રથમ વિવાહ સંબંધમાં કુળ જોવાનું છે. જે કુળના પૂર્વજો સારા વ્યવહારવાળા અને સારા આચારને પાળનારા હોય, જેમના ઘરની સ્થિતિ, વેષ અને ભાષા વગેરે સર્વ રીતે મળતા હોય, તેવા કુળવાળાએ પરસ્પર વિવાહ સંબંધ જોડવો જોઇએ, કારણ કે, તેવા લોકોની સાથે વિવાહ સંબંધ જોડવાથી સર્વદા સંપ, સ્નેહ નભી શકે છે, કોઈ જાતનો વિરોધ આવતો નથી.

ગૃહસ્થો ! આજકાલ એથી ઊલટુંજ કરવામાં આવે છે. કેટલાએક કેવળ સારા ધનવંતોને શોધે છે,કેટલાક એક મોટા અધિકારીને શોધે છે અને કેટલાએક કેવળ વગવાળાને શોધે છે. તે શિવાય તેમના આચાર, વિચાર કે વર્ત્તનને જોતા નથી. ગમે તેવા આચાર વાળા હોય અને ગમે તેવી રીતે વર્ત્તનારા હોય, પણ જો તેઓ શ્રીમંત હોય તો તેમની સાથે સંબંધ જોડવા તત્પર બની જાય છે. આમ થવાથી તેમનો જોડાએલો સંબંધ અસ્ખલિત રીતે ચાલતો નથી. અને તેની અંદર અનેક જાતના વાંધાઓ ઊઠે છે, ધર્મબિંદુ ઊપર ટીકા કરનાર મહાનુભાવ મુનિચંદ્રસૂરિ લખે છે કે," જો કુળ તથા શીળ પ્રમુખ સરખા ન હોય અને તેવાઓની વચ્ચે વિવાહસંબંધ જોડવામાં આવ્યો હોય, તો તે સંબંધ નિર્દોષ ન હોવાથી અસંતોષ વગેરે દોષ થવાનો સંભવ છે. વળી બંનેની સ્થિતિ સરખી નહોય તો એટલે જો પોતાના પિતાની વધારે સમૃદ્ધિ હોય, તો કન્યા તેથી અલ્પવૈભવવાળા પતિની અવગણના કરે છે અને પુરૂષ પોતાના પિતાનો વૈભવ અધિક હોય તો તેનાથી ઉત્પન્ન થયેલા અહંકારને વશ થઈ કન્યાનો પિતા વૈભવ રહિત હોવાથી તે દુર્બળ ટેકાવાળી કન્યાની અવજ્ઞા કરે છે; તેથી સમાન સ્થિતિવાળાઓએ પોતાની વચ્ચે સંબંધ જોડવો જોઇએ. આજકાલ તે વાત બીલકુલ જોવામાં આવતી નથી. કન્યાનો પિતા 'પોતાની છોકરી સારો વૈભવ ભોગવે' એવા હેતુથી ધનવંતને આપવા ઇચ્છા રાખે

છે. અને હૃદયમાં એવી પણ ધારણા રાખે છે કે, " જો આપણી કન્યા શ્રીમતને ઘેર જશે તો, જ્યારે જમાઇ કે કન્યા સ્વતંત્ર થશે, ત્યારે આપણાથી તેના ઘરના વૈભવનો ઉપભોગ કરી શકાશે. તેમ કરતા જો આપણો ભાણેજ ભવિષ્યમાં ગૃહસ્વામી થશે તો પછી એ ધન આપણુંજ થવાનું. " આવી દુષ્ટ ધારણા રાખી, કેટલાએક શ્રીમંતના ઘરમાં કન્યા આપવાનો ભારે પ્રયત્ન કરે છે. આવી ધારણા રાખવી એ ધર્મવિરૂદ્ધ છે. તેથી સમાન સ્થિતિવાળા ગૃહસ્થોની વચ્ચે વિવાહ સંબંધ જોડવો, એ સર્વરીતે યોગ્ય છે.

જે બહુ વિરોધી હોય, તેમની સાથે પણ વિવાહ સંબંધ જોડવો ન જોઇએ. તેવાઓની સાથે વિવાહ સંબંધ જોડવાથી, પોતે અપરાધી ન હોય, તો પણ તે સંબંધ-ક્ષાશ વખતે મોટો વિરોધ આવી પડે છે અને તેવા વિરોધનું પાત્ર થવાથી આ લોક તથા પરલોકના અર્થની હાનિ થવાનો પ્રસંગ આવે છે.

ગૃહસ્થો ! આજકાલ તમે એ વાત ભુલી જાઓ છો. માત્ર સ્વાર્થ બુદ્ધિને ધારણ કરી ગમે ત્યાં સંબંધ જોડી દો છો. આથી તમારો સંસાર અધમ સ્થિતિમાં આવી ગયો છે. ભારતવર્ષ ઉપર ઉત્તમ ગણાતો શ્રાવક સંસાર અત્યારે અવ્યવસ્થિત થઇ અવગણનાનું પાત્ર બન્યો છે.

શ્રાવકો ! આ તમારા વિવાહ પ્રસંગે મેં વિવિધ જાતના વરને અવલોક્યા છે તેમાં કેટલાએક બાળવયના અને કેટલાએક વૃદ્ધવયના જોઈ; મારા મનમાં અતિશય ખેદ થયો છે. ધર્મબિંદુના ટીકાકાર મહાનુભાવ લૌકિક નીતિને અનુસરીને લખે છે કે, " द्वादशवर्षा स्त्री षोडशवर्षः पुमान् " એટલે બાર વર્ષની સ્ત્રી અને સોળ વર્ષનો પુરૂષ તેમનો સંબંધ થવો યોગ્ય છે. શ્રાવકો, આ ક્રમનું ઉલ્લંઘન પૂર્ણ-રીતે જોવામાં આવે છે. બાળવયના વરકન્યાની જોડ જોતાં, મને અતિશય શોક થાય છે અને ભવિષ્યમાં જૈનપ્રજાની વિશેષ અધમ દશા થવાની શંકા રહે છે. બાળલગ્નનો કુરીવાજ તમારી ધાર્મિક અને સાંસારિક સ્થિતિની પાયમાલી કરી નાંખશે, અને તમારી પ્રજાને સર્વ પ્રકારની અધમતામા લાવી મુકશે.

ગૃહસ્થો ! તમારા વિવાહની રાક્ષસી રીતિ મારા મનને અતિશય ખેદાતુર બનાવે છે. આઠ પ્રકારના વિવાહમાંથી જે અધમ વિવાહ ગણાય છે, તેજ વિવાહ તમારામાં પ્રવર્ત્તે છે. કન્યાનો વિક્રય કરી વિવાહ કરવો, એ સર્વથી અધમ વિવાહ છે. રાક્ષસ અને પૈશાચ વિવાહથી પણ એ અધમ વિવાહ ગણાય છે.

શ્રાવકો, આ મંડપમાં કન્યાના ઘાતકી પિતાએ જે દુરાચાર આચર્યો છે અને જે મેં અત્યારે પ્રત્યક્ષ જોયો છે, તે જોતાં મને એટલું બધુ લાગી આવ્યું છે કે, શ્રાવક જેવી પવિત્ર કોમમાં આવા અધમ કૃત્યો કરનારા ચંડાળો શામાટે ઉત્પન્ન થતા હશે ? વધારે દ્રવ્યનો અવેજ લેવાને માટે મંગલગૃહના દીવાઓ બુઝાવી દેવા અને તોરણુ આવેલા વરની પાસેથી વધારે પૈસા કઢાવવા એ કેવો દુરાચાર કહેવાય ? અધમ જાતિના ચાંડાળો પણુ આવા કૃત્યો કરતાં નહીં હોય. આવા અધર્મી પુરૂષો ચતુર્વિધ સંઘમાં ગણાય અને તેમને લોકો શ્રાવકના નામથી ઓળખે, એ કેવું અઘટિત કહેવાય ? શ્રાવકો, આ તમારા સમુદાયમાં રહેલો ઘાતકી દયાળ શેઠને તમે અટકશો નહીં. તે પશુની જેમ પોતાની પુત્રીને વેચવા તૈયાર થયો છે. આઠસો રૂપીઆ લઇ વેચેલી કન્યાને પુનઃ બે હજાર રૂપીઆમાં વેચે છે. અને પોતાને આંગણે પરણવા આવેલા વૃદ્ધ વરનો અનાદર કરે છે. આ પાપીનો તમે સર્વથા ત્યાગ કરજો. તેનું મુખ યાવજ્જીવિત ન જોવાના પચ્ચખાણુ કરજો. જે ભૂમિ ઉપર એ નીચ નર ચાલે છે, તે ભૂમિપર જલસિંચન કરી, પગ મુકજો. મને ધાસ્તી રહે છે કે, આવા બીજા નીચ નરો વખતે શ્રાવક કુળમાં જન્મેલા હશે તો તે સઘળાને તમે સંઘની બાહેર કરજો અને જૈન સંઘની શુદ્ધ પવિત્રતા જાળવજો.

આ પ્રસંગે મારે કહેવું જોઇએ કે, જે આ વૃદ્ધ પુરૂષો વિષયની વાસના તૃપ્ત કરવાને વરના વેષ પેહેરી, બાલિકાઓને પરણુવા આવેલા છે, તેમનો પણ સર્વથા અનાદર કરવો જોઇએ. એ ઘાતકી રાક્ષસોનું જીવિત ઘણુંજ ધિક્કારવા યોગ્ય છે. ભારત વર્ષ ઉપર જે વિધવા શ્રાવિકાઓની સંખ્યા મોટી જોવામાં આવે છે, તેનું કારણુ આ વૃદ્ધ યક્ષો છે. આ વિષયી વૃદ્ધ યક્ષો કન્યાવિક્રયના મહા પાપના ઉત્તેજક છે. તેઓએ ઉત્તેજન આપી, એ મહા પાપને વધાર્યું છે. જરાથી જીર્ણ થયેલા, રોગના કૂપ બનેલા અને યમરાજના અતિથિ થવા તૈયાર થયેલા, આ વૃદ્ધ વરોને પોતાનો વિવાહ કરવામાં જરા પણુ શરમ આવતી નથી. તેઓ પારકી બાળાઓના ભવને બાળી નાંખે છે અને તેમને વૈધવ્યની દુઃખરૂપ દીક્ષા આપે છે. શ્રાવકાભાસો, આ વખતે વૃદ્ધ વરના, એ ત્રણુ પ્રસંગો જોઈ, મને અતિશય પરિતાપ થયો છે. તેમના વિવાહની વિડંબના એટલીબધી ખેદકારક છે કે, તેને માટે જોઇએ તેટલા નિંદાના શબ્દો મારા મુખમાંથી નીકળી શકતા નથી. મારી દિવ્ય જિહ્વાથી એ શબ્દો ઉચ્ચારવા કોઈ રીતે ઘટિત નથી. ટુંકામાં એટલુંજ કહેવાનું કે, આર્હંત ધર્મની પવિત્ર પ્રજાના સર્વ આચારોનો નાશ થઇ ગયો છે. અને હાનિકારક રીવાજોએ તેમને અનાર્ય કરી દીધા છે. શ્રાવકો, હવે તમો એકત્ર થઇ એ રીવાજોનો તદન નાશ કરી દ્યો. અને જેઓ આવા અનાચારને સેવતા હોય, તેમને સંઘમાંથી બાહેર કાઢો અને તેમના સંસર્ગનો સર્વથા ત્યાગ કરો. આ દયાળશા જેવો ક્રૂર અને ઘાતકી છે, તેના

જેવોજ આ વૃદ્ધ વર ક્રૂર અને ઘાતકી છે. કન્યાવિક્રયના મહાપાપને ઉત્તેજન આપનારા આવા વૃદ્ધ વરોનો પણ સંસર્ગ ન કરવો જોઇએ. ”

આટલું કહી મહાદેવી ક્ષણવાર વિરામ પામ્યા, એટલે હર્ષચંદ વિનયથી બોલ્યો. “ મહેશ્વરી, આપે જે શિક્ષા આપી છે, તે યથાર્થ છે. આપના ઉપદેશનો પ્રત્યેક અક્ષર મનન કરવા જેવો છે. આપનો આ ઉપદેશ સાંભળી, અમે કૃતાર્થ થયા છીએ. હજુ પણ વિશેષ ઉપદેશ આપી, અમારા મલિન આત્માને પવિત્ર કરો અને હાનિકારક રીવાજોના પાશમાંથી અમોને બચાવો. માતુશ્રી, આપ અમારા મંડળને ખરેખરા સહાયકારક થયા છો. વીર પ્રભુના શાસનના પ્રભાવથી કેટલાએક ભવ્ય જીવો જાગ્રત થવા લાગ્યા છે. હવે અમો આશા રાખીએ છીએ કે, ભારતની જૈન પ્રજાનો સત્વર ઉદ્ધાર થશે. આપ મહેશ્વરીની કૃપાથી દુઃખોમાં દટાઇ ગયેલી જૈન પ્રજાનો હવે સત્વર ઉદ્ધાર થશે. આપે જે દુરાચાર આ સ્થળે જોયા છે, તેવા દુરાચારો બીજે ઘણે સ્થળે ચાલે છે. જો તેઓ બધા આપના જોવામાં આવે, તો આપને ઘણોજ ભારે ખેદ થાય, એટલુંજ નહીં, પણ આપના હૃદયમાં એવી પણ શંકા થાય કે, આ વીર પ્રભુના ધર્મની પ્રજા નથી પણ કોઇ મિથ્યાત્વી શૂદ્ર પ્રજા છે. મહેશ્વરી, આપ દયા લાવી, ક્ષમા આપો; અને અમોને વિશેષ ઉપદેશ આપી, આચારના માર્ગનું દર્શન કરાવો. ”

હર્ષચંદના વચન ઉપરથી મહાદેવી વિશેષ ઉપદેશ આપવાની ઇચ્છા ધારણ કરી બોલ્યા. “ શ્રાવકો, તમારે સર્વદા તમારા આચારગ્રંથનું શ્રવણ કરવું જોઇએ. મહાનુભાવ હરિભદ્રસૂરિએ લખેલા ધર્મબિંદુ ગ્રંથમાં તમારા ગૃહસ્થ ધર્મના વર્ત્તનનો ઉત્તમ પ્રકાર દર્શાવેલો છે. પ્રથમ તો તમારે ઉપદ્રવોથી ડરતા રહેવું. આ સંસારમાં દૃષ્ટ અને અદૃષ્ટ અથવા પ્રત્યક્ષ અને પરોક્ષ એમ બે પ્રકારના ઉપદ્રવો જોવામાં આવે છે. જે ઉપદ્રવો પ્રત્યક્ષ નજરે જોવામાં આવે તે પ્રત્યક્ષ અને જે અનુમાનથી જાણવામાં આવે તે પરોક્ષ ઉપદ્રવો છે. જો પોતાની શક્તિ પ્રમાણે ભય થવાના કારણનો દૂરથી ત્યાગ કરવામાં આવે, તો તે ભય ચિત્તમાં ઉત્પન્ન થવા પામતોજ નથી. તેમ છતાં કદિ ઉત્પન્ન થાય, તો તે પોતાની મેળે શમી જાય છે. તેમાં અન્યાયથી વ્યવહાર ચલાવવો, જુગાર રમવો અને વ્યભિચાર કરવો એ બધા પ્રત્યક્ષ ઉપદ્રવના કારણો છે. તે લોકોના જાણવામાં આવતાં તેથી અનેક જાતની વિટંબનાઓ આવી પડે છે. જે અભક્ષ્યનું ભક્ષણ કરવું અને છુપીરીતે અનાચાર સેવવા, તેઓનું ફળ નરકાદિકની યાતના—પીડા વગેરે છે, તેથી તે પરોક્ષ ઉપદ્રવો કહેવાય છે. પવિત્ર શ્રાવકે એ ઉભય પ્રકારના ઉપદ્રવોથી ભય પામતા રહેવું. મહાનુભાવ હરિભદ્રસૂરિ

તે પછી એક ઉપયોગી મહા વાકય લખે છે કે, "शिष्टचरितप्रशंसनं" શિષ્ટ-સાધુ પુરૂષોના આચરણની પ્રશંસા કરવી. જૈનસંપ્રદાયમાં જે ઉત્તમ પુરૂષો થયેલા છે અને થાય છે, તેમના આચરણની પ્રશંસા કરવી. કદિ અહિં તેઓને શંકા થશે કે, શિષ્ટપુરૂષોનું આચરણ કેવું હોય છે ? તો તેને માટે ટીકાકારે સંક્ષેપમાં સારીરીતે દર્શાવેલું છે. " લોકોપવાદથી ભય રાખવો, ગરીબોનો ઉદ્ધાર કરવામાં આદર કરવો, કોઇ પોતાનું કાર્ય કરે, તેની કદર જાણવી, દાક્ષિણ્યતા રાખવી, સદાચાર પાળવો, કોઇની નિંદા કરવી નહીં, સાધુ પ્રશંસા કરવી, આપત્તિ આવી પડે તોપણ દીનતા કરવી નહીં, સંપત્તિમાં નમ્રતા રાખવી. પ્રસંગ આવતાં થોડું બોલવું, વૃથા વિવાદ છોડી દેવો, જે કામ માથે લેવું, તે પાર ઉતારવું, કુળધર્મ પાળવો, નકામો ખર્ચ કરવો નહીં, યોગ્ય સ્થાને ક્રિયા કરવી, મુખ્ય કાર્ય કરવાનો આગ્રહ રાખવો, પ્રમાદનો ત્યાગ કરવો, લોકાચારને અનુસરવું, સર્વંગ ઉચિત આચરણ કરવું અને કંઠે પ્રાણ આવ્યા હોય, તોપણ નિંદિત કાર્યમાં પ્રવૃત્તિ કરવી નહીં. "

ગૃહસ્થો ! આવા શિષ્ટાચારની તમારે પ્રશંસા કરવી. આજકાલ તેથી ઉલટી રીતે કરવામાં આવે છે; એ ઘણુંજ વિપરીત છે. જે ઉત્તમ પુરૂષો સારા કામ કરેછે, તેની પ્રશંસા કરવી એક તરફ રહી, પણ ઉલટી તેની નિંદા કરવામાં આવે છે. દ્વેષ અને ઇર્ષ્યાને લઇને લોકો શિષ્ટ પુરૂષોના આચરણને સહન કરી શકતા નથી. કદિ સંસારી કાર્યોમાં તેમ કરવામાં આવે, તો જરા સહન કરી શકાય, પરંતુ ધાર્મિક કાર્યોમાં પણ તેવું વર્ત્તન જોવામાં આવે છે, એ ઘણુંજ અસહ્ય અને અક્ષંતવ્ય છે. કોઇ શિષ્ટ પુરૂષ સારા ઉપદેશો આપી, સારી સંસ્થાઓ સ્થાપે અને તેમ કરીને જગતમાં પ્રખ્યાતિ મેળવે, તે કોઇનાથી સહન થઇ શકતું નથી. ઇર્ષ્યાળુ અને દ્વેષી લોકો તેની નિંદા કરવા મંડી જાય છે. શ્રાવકો, તમારે એવી લઘુવૃત્તિ ન રાખવી જોઇએ. જે પુરૂષો પરોપકાર કરવામાં તત્પર છે, અને જેઓ સર્વના કલ્યાણને માટે આત્માર્પણ કરે છે, તેવા શિષ્ટ પુરૂષોના આચારની તમારે પ્રશંસા કરવી. માત્ર પ્રશંસા કરવી એટલુંજ નહીં; પણ તેમને યથાશક્તિ સહાય આપવી.

ગૃહસ્થો ! ઉત્તમ શ્રાવકોએ કામક્રોધાદિ ૬ અંતરંગ શત્રુઓનો ત્યાગ કરી અને અવિરૂદ્ધ અર્થને અંગીકાર કરી, ઇંદ્રિયોનો જય કરવો. એ છ અંતરના શત્રુઓ આ કાળમાં ભારે ત્રાસ વર્ત્તાવે છે. અવિવાહિત સ્ત્રી ઉપર દુષ્ટ અધ્યવસાય કરવો, એ કામ કહેવાય છે. આ વિષમ કાળમાં આવો અધ્યવસાય ગૃહસ્થ અને સાધુ-ઉભયમાં થવા લાગ્યો છે. આ દુષ્ટ અધ્યવસાયથી કેટલાએક લોકોએ આર્હત ધર્મ જેવી પવિત્ર ભાવના ઉપર શંકા કરવા માંડી છે. ગૃહસ્થો, તમારે એ દુષ્ટ કામનો સર્વથા

ત્યાગ કરવો. બીજાને અથવા પોતાને વિચાર્યા વગર જે નાશનો હેતુ થાય તે ક્રોધ કહેવાય છે. એ ક્રોધ, શત્રુએ આ જગત્ ઉપર પોતાનો વિકરાળ પંજો પ્રસાર કર્યો છે. જૈનપ્રજા સર્વથા દયાભાવને ધારણ કરનારી અને અહિંસા ધર્મને માન આપનારી ગણાય છે, તે છતાં તેમની અંદર ક્રોધના પ્રચંડ રૂપે પ્રવેશ કરવા માંડયો છે. મારા સાંભળવામાં આવ્યું છે કે, કેટલાએક પદવીધારી સાધુઓ પણ તે દુષ્ટ પંજામાં સપડાઈ ગયા છે. તેઓ ક્રોધને વશ થઇ અનેક જાતના અનુચિત કામ કરવા લાગ્યા છે. અને તેમણે પોતાના આત્માને દુર્ગતિના ભાજન બનાવ્યા છે. ક્રોધને માટે એક મહાત્મા નીચે પ્રમાણે લખે છે.

क्रोधः सर्वाहितकरः क्रोधो धर्मेधनानिलः ।
क्रोधः शिवाध्वरोद्धा च तस्मात् क्रोधं विवर्जयेत् ॥ १ ॥

ક્રોધ સર્વ અહિતને કરનાર છે. ક્રોધ ધર્મ રૂપી ઈંધણાને બાળનાર અગ્નિ છે અને ક્રોધ મોક્ષ માર્ગને રૂંધનાર છે, તેથી સર્વથા ક્રોધનો ત્યાગ કરવો. ૧

ગૃહસ્થો ! આ સુભાષિતનું સર્વદા મનન કરી, તમે તમારા વર્ત્તનને સુધારજો; અને તમારા હૃદયમાંથી ક્રોધ કષાયને સર્વથા દૂર કરજો. લોભ એ પાપનો પિતા છે અને કર્મોની આવકને વધારનાર આશ્રવરૂપ છે. તેને માટે જૈન મહાત્માઓ લખેછે-કે, "દાન કરવાને યોગ્ય એવા પાત્રને પોતાનું ધન ન આપવું અથવા કારણ વગર પર ધનનું ગ્રહણ કરવું, એ લોભ કહેવાય છે. આજકાલ જૈન પ્રજાનો મોટો ભાગ એ કષાયને વશ થઇને રહેલ છે. કેટલાએક ગૃહસ્થો એ કષાયને વશ થઈ, અનેક જાતના અકૃત્યો કરેછે અને બીજાઓને તેમ કરતાં અનુમોદેછે. કદિ નિર્ધન ગૃહસ્થો દ્રવ્યની તંગીને લઇને એ કષાયને માન આપે તે ઘટિત છે, પણ કેટલાએક શ્રીમંતો પણ લોભને સારો આવકાર આપેછે. લોભને વશીભૂત થયેલા તે લોકો પરોપકારી કાર્યો કરી શકતા નથી. તેમની ઉપેક્ષાથી કેટલાએક ધાર્મિક અને પરોપકારી ખાતાઓને જોઇએ તેવી પુષ્ટિ મળતી નથી. આથી જૈન પ્રજાની ઉન્નતિ સાધ્ય કરવામાં મોટી હાનિ આવી પડેછે. જેઓ લોભનો અનાદર કરી, મારા શાસનના ઉદયને માટે ઉદારતા દર્શાવનારા છે, તેમને હું હૃદયથી ધન્યવાદ આપુંછું અને તેમના કાર્યો તરફ પૂર્ણ સંતોષ પામુંછું.

ગૃહસ્થો ! જૈન શાસ્ત્રમાં માન કોને કહે છે ? તે તમારે લક્ષ દઇને સાંભળવાનું છે. "દુરાગ્રહ છોડે નહીં અને ઘટિત વચનને માને નહીં, તે માન કહેવાય છે. આ

માન રૂપી પ્રચંડ ભૂતે ઘણાંઓને સપડાવ્યા છે. કેટલાએક તો તેના દાસ થઇ રહ્યા છે. મારા સાંભળવામાં આવ્યું છે કે, વીર પ્રભુના પરિવારમાં કેટલાએક સાધુઓને પણ એ ભૂતે પકડયા છે. તેઓ માનના પ્રવાહમાં તણાઇને શાસનની હીલણા કરે છે. મને કહેતા દિલગીરી ઉપજે છે કે, એવા માની મુનિઓને 'શામાટે સંઘમાં' ગણવામાં આવે છે ? ચારિત્રના જે જે દૂષણો કહેલા છે, તેઓમાં માન એ મોટામાં મોટું દૂષણ છે. માનને શાસ્ત્રકારો ગજેંદ્રની ઉપમા આપે છે. એ ગજેંદ્ર ઉપર ચડેલા ગૃહસ્થો અને સાધુઓનો અવશ્ય અધઃપાત થાય છે. મહાનુભાવ જૈનાચાર્યોએ માનનો ત્યાગ કરવાને માટે અનેક પ્રકારે ઉપદેશ આપેલો છે. એક અનુભવી કવિ માનને માટે આ પ્રમાણે કવિતા ગાય છે.

## " નાથ કેસે ગજકો બંધ છોડાયો " એ રાગ.

ભવી માન ગજવર પર નવ ચડશો, તેથી નિશ્ચય અધ આવી પડશો. ( ટેક )

માન ગજેંદ્રથી બહુ જન પડિયા, દુર્ગતિના દુઃખ પામ્યા;
ઉભય લોકથી ભ્રષ્ટ બની તે, અપ યશમાં બહુ જામ્યા. ભવી. ૧

બાહુ બળિની અધમ દશા થઇ, રાવણ રાજ્યથી પડિયો;
દુર્યોધનને કષ્ટ થયા બહુ, કષ્ટની શૂળે ચડીઓ. ભવી. ૨

તેથી માનનો નાશ કરીને, નિર્માની થઇ રહેશો;
સુખ સહુ પામી યશમાં જામી, શિવપદના સુખ લેશો. ભવી. ૩

આ કવિનું માનગીત તમારે ધ્યાન આપી મનન કરવા જેવું છે. એ માનગીતનું ગાયન જૈન ભકતો સર્વદા ગાયા કરે છે અને લોકોના મનમાં તેની ભારે અસર કરી લોકોને માનના પાશમાંથી છોડાવે છે.

શ્રાવકો ! તે પછી તમારે મદનું સ્વરૂપ જાણી તેનો ત્યાગ કરવા સદા તત્પર રહેવું જોઇએ. જૈનાચાર્યો મદનું સ્વરૂપ દર્શાવતા લખે છે કે, કુળ, બળ, ઐશ્વર્ય, રૂપ અને વિદ્યા એ પાંચ વસ્તુથી જે અહંકાર ઉત્પન્ન, થાય તે મદ કહેવાય છે, અથવા તેને લઇને બીજા ઉપર ધસારો કરવો, એ પણ મદ કહેવાય છે. આજકાલ ઘણાં અજ્ઞાની લોકો એ મદને ધારણ કરી, અનેક જાતની કુચેષ્ટાઓ કરે છે અને પોતાના આત્માની નિંદા કરાવે છે. ગૃહસ્થો, તમારે તે મદને સર્વથા છોડી, તમારી મનોવૃત્તિને શુદ્ધ કર્ત્તવ્ય તરફ દોરવી જોઇએ. મદને લઇને તમારામાં કુસંપનો પ્રવેશ થયેલો છે, જેથી તમો તમારી ઉન્નતિના માર્ગને સાધી શકતા નથી.

ગૃહસ્થો ! તમે સર્વે જાણો છો કે, હર્ષ એ ઉત્તમ વસ્તુ છે. હર્ષને પ્રાપ્ત કરવાને માટે સર્વની અભિલાષા હોય છે, પરંતુ તે હર્ષને શાસ્ત્રકારોએ દોષ રૂપે વર્ણવેલો છે. કારણ શિવાય બીજાને દુઃખ ઉપજાવી અથવા પરને હાનિ, જુગાર, સીકાર વગેરે અનર્થોનો આશ્રય કરી, પોતાના મનને પ્રીતિ ઉત્પન્ન કરવી એ હર્ષ કહેવાય છે. શાસ્ત્રકારો આવા હર્ષને દોષરૂપ માને છે, પણ બીજાનું શુભ કરવાથી અથવા કાંઇપણ ધર્મ કે જ્ઞાનનો લાભ થવાથી જે હર્ષ થાય છે, તેવા હર્ષને તેઓ દોષરૂપ માનતા નથી. આજકાલ ઘણાં લોકો બીજાને હાનિ કરીને અથવા પરધર્મીની નિંદા કે નુકશાન કરીને હર્ષ પામે છે, તેવાઓ દોષના પાત્ર બની, ઉભય લોકમાં દુઃખના ભોક્તા બન્યા વિના રહેતા નથી શ્રાવકો ! મારા જાણવામાં આવે છે કે, ઘણીવાર અજ્ઞાનના પ્રભાવથી કેટલાએક જૈનો ગચ્છ મતના ઝગડા કરી બીજાઓને મોટી હાનિ કરવાના પ્રયત્નો કરે છે. અને કેટલાએક પરધર્મ તરફ ભારે તિરસ્કાર બતાવ્યા કરે છે. એ બધો માન, મદ અને હર્ષનોજ વિલાસ છે. એ ત્રિપુટીથી આ વિશ્વચક્ર ભ્રમિત થઇ ગયું છે. શ્રી વીર પ્રભુએ જૈન ધર્મને એકજ રૂપે પ્રરૂપ્યો હતો અને તેના સિદ્ધાતો એકજ માર્ગે પ્રતિપાદિત કર્યા હતા, છતાં જેમ જેમ તેમના નિર્વાણ પછીનો સમય ચાલતો ગયો, તેમ તેમ તે એકજ ધર્મના સ્વરૂપમાંથી અનેક સ્વરૂપોનો આવિર્ભાવ થતો ગયો છે. અર્વાચીન આચાર્યોએ એ સૂત્રોમાંથી જુદા જુદા અર્થ કાઢી એક ધર્મના ક્રિયામાર્ગને અનેક રીતે ચલાવ્યો છે. વસ્તુતાએ જૈન સિદ્ધાંત એકજ છે, છતાં ક્રિયા માર્ગમાં તફાવત કરાએલો દેખાય છે. અલ્પમતિ શ્રાવકો તે સિદ્ધાંતના રહસ્યને સમજ્યા વગર મારામારી કરે છે અને તેને અંગે અનેક જાતના કર્મો બાંધે છે. ગૃહસ્થો, તેથી તમારે ઉપર કહેલી ત્રિપુટીનો સર્વથા ત્યાગ કરવો અને મારા પવિત્ર દર્શનની જેમ નિંદા ન થાય તેમ વર્ત્તવું. મત ગચ્છના દુરાગ્રહી લોકો મારા શાસનની હીલણા કરે છે અને મારા શુદ્ધ ક્રિયા માર્ગને મલિન બનાવે છે. જ્યારે હું તેમના એ વર્ત્તનનો વિચાર કરૂં છું, ત્યારે મારા મનમાં ભારે ખેદ ઉત્પન્ન થાય છે, મારો ધર્મ એકતાથી ભિન્ન થઇ ગયો છે, તો પણ મારો સિદ્ધાંત હજુ અબાધિતછે. સર્વે શ્રી વીર પ્રભુનું પવિત્ર નામ એકજ રીતે જપે છે. અને તેમના શુદ્ધ સ્વરૂપને વિલોકે છે છતાં તમો નાહકના કલહ ઉભા કરી, મારા શાસનની વિડંબના કરો છો શ્રાવકો, હું હૃદયથી ઇચ્છું કે, તમે સર્વે દુરાગ્રહને છોડી એકતા પ્રાપ્ત કરો અને મારા પવિત્ર શાસનને દીપાવો. તમે સર્વે એકજ પ્રભુના આશ્રિત છો. તમારા સર્વનું કેંદ્રસ્થાન એકજ છે છતાં તમે વ્યર્થ મારામારી કરી કર્મના બંધ બાંધો છો. વીરપ્રભુના શાસનની પ્રજા આવી દુરાગ્રહી ન હોવી જોઇએ. તમારા હૃદયમાં શાબ્ધિતાનો એકઅંશ પણ આવવો ન જોઇએ. ”

મહાદેવી આટલા શબ્દો કહી ક્ષણુવાર વિરામ પામ્યાં એટલે હર્ષચંદ્ર આનંદના આવેશમાં આવી આ પ્રમાણે બોલ્યો–"મહેશ્વરી, આપના મુખથી જે ઉપદેશરૂપ અમૃતનો પ્રવાહ છૂટે છે, તે પુણ્ય વિના પ્રાપ્ત થઇ શકે તેવો નથી. આપની દિવ્ય વાણી અમારા હૃદય ઉપર ઉત્તમ પ્રકારની અસર કરે છે. જો આપ માતુશ્રીની ઇચ્છા હોય તો એક પ્રશ્ન પુછવાની ઇચ્છા છે; જો, આપની આજ્ઞા હોય તો પૂછું?"

મહાદેવી શાસનસુરી ગંભીર સ્વરથી બોલ્યાં–"ભદ્ર! ખુશીથી પુછ. તારા પ્રશ્નનું નિરાકરણ સારી રીતે કરવામાં આવશે જ્યાં સુધી પોતાનામાં શક્તિ હોય, ત્યાં સુધી બીજાના પ્રશ્નનું નિરાકરણ કરવું જોઇએ. તે વિષે એક વિદ્વાન્ આ પ્રમાણે લખે છે—

ये सिद्धांतविदः शास्त्र रहस्यार्थ प्रकाशकाः।
तैः स्वशक्त्यनुसारेण कर्त्तव्यः पर निर्णयः ॥ १ ॥

"જેઓ સિદ્ધાંતને જાણનારા અને શાસ્ત્રના રહસ્યના અર્થને કરનારા હોય, તેમણે પોતાની શક્તિ પ્રમાણે બીજાના પ્રશ્નનો નિર્ણય કરવો જોઇએ."૧

મહાદેવીના આ વચનો સાંભળી હર્ષ, સહર્ષ થઇને બોલ્યો–"મહેશ્વરી, મારો એક ભાઈ દૂર દેશમાં વસે છે. તે દેશની પ્રજામાં ભારે અનાચાર પ્રવર્ત્તે છે, તેથી તે મારો બંધુ તે દેશનો ત્યાગ કરી બીજા દેશમાં વસવાની ઇચ્છા રાખે છે. તેની એ ઇચ્છા જાણી મેં તેને લખી જણાવ્યું કે, એવા દેશનો સત્વર ત્યાગ કરી દેવો. મારા લખવા ઉપરથી તે મારો બંધુ તે દેશનો ત્યાગ કરી બીજા દેશમાં રહેવા જતો હતો, તેવામાં તેના એક મિત્રે તેને અટકાવ્યો–અને તેને કહ્યું કે, જે દેશમાં સારો ઉદ્યોગ ચાલતો હોય, તેવા દેશનો કદિ પણ ત્યાગ કરવો ન જોઇએ. તેવા દેશનો ત્યાગ કરવાથી નીતિનો ભંગ થાય છે. આ ઉપરથી તે મારા બંધુએ તે દુરાચારી દેશનો ત્યાગ કર્યો નથી, અને તે લખે છે કે–જયારે શાસ્ત્રથી તેવા દેશમાં વસવાનો દોષ નથી, તો પછી મને અહિં રહેવામાં શી હરકત છે.? મહાદેવી! આ વિષે શાસ્ત્રમાં શું લખેલું છે? તે કૃપા કરી જણાવશો."

મહાદેવી ગંભીર સ્વરથી બોલ્યાં–"ભદ્ર હર્ષચંદ્ર! તમારી શંકા ઘટિત છે. મહાનુભાવ હરિભદ્ર સૂરિએ જૈન પ્રજાના હિતની ખાતર તે વિષે ખાસ લખેલું છે. તેઓ પોતાના ધર્મબિંદુ ગ્રંથમાં લખે છે કે—"उपप्लुत स्थानत्यागः" અર્થાત્ "ગૃહસ્થ શ્રાવકે ઉપદ્રવવાળા સ્થાનનો ત્યાગ કરવો."

"જે સ્થાનમાં રાજકીય અને દેશીય ઉપદ્રવો થતા હોય તેવા સ્થાનમાં ગૃહસ્થ શ્રાવકે વાસ કરવો નહીં. તે ઉપરથી સમજવાનું કે જે દેશમાં કે ગામમાં અનાચાર ચાલતા હોય, ધર્મ અને નીતિનો ભંગ થતો હોય અને અનેક હાનિકારક રીવાજો પ્રવર્ત્તતા હોય, તેવા દેશમાં કે ગામમાં જૈન ગૃહસ્થોએ નિવાસ કરવો ન જોઈએ. ભદ્ર! જો તારા બંધુની ધર્મ તથા નીતિ ઉપર પ્રીતિ હોય તો તેને લખી દર્શાવવું કે, ગમે તેટલા બીજા લાભો હોય તોપણ તેવા ઉપદ્રવવાળા દેશનો સત્વર ત્યાગ કરી દેવો."

મહાદેવીના આ વચનને સાંભળી હર્ષચંદ ખુશી થઈ ગયો, અને તેના હૃદયમાં મહાદેવીના પ્રબોધનો આનંદ વ્યાપી ગયો. તેણે નમ્રતાથી જણાવ્યું-"સુરેશ્વરી! આપે કહેલા બોધવચનો ખરેખર આદર કરવા યોગ્ય છે. આપના સુબોધક વચનોથી મારૂં હૃદય નિઃશંક થઈ ગયું છે. હવે કૃપા કરી વિશેષ બોધ આપો અને અધર્મ તથા અનાચારમાંથી અમારો ઉદ્ધાર કરો."

હર્ષચંદની વાણીના શ્રવણથી પ્રસન્ન થએલા શાસનસુરી સહર્ષ વદને બોલ્યાં. "શ્રાવકો! તમારે હંમેશા એવી વાત યાદ રાખવી કે ગૃહસ્થાવાસ સારી રીતે ચલવવાને માટે ઉત્તમ પ્રકારના સાધનો સંપાદન કરવાં, તેમાં આશ્રય, પરિચય અને સ્થાન એ ત્રિપુટીને માટે ઘણી સાવધાની રાખવી આ સંસારમાં પ્રથમ સારો આશ્રય લેવાની જરૂર છે. મહાનુભાવ હરિભદ્ર સૂરિ તેને માટે ખાસ લખે છે કે, "દરેક ગૃહસ્થ શ્રાવકે પોતાને યોગ્ય એવા પુરૂષનો આશ્રય કરવો." જે પુરૂષ આપણને પૂર્ણ સહાય કરી શકે તેવો હોય, તેવા પુરૂષનો આશ્રય લેવાથી ગૃહાવાસ સુખે ચાલી શકે છે. જો પોતામાં સારી શક્તિ હોય તો કોઈ નીતિમાન્ રાજાનો, મંત્રીનો કે બીજા સમર્થ અધિકારીનો આશ્રય લેવો. જે પુરૂષ નિરાશ્રિત છે, તે પોતાના ગૃહવ્યવહારને સારી રીતે ચલાવી શકતો નથી. તેમાં પણ એટલી વાત યાદ રાખવી કે, પોતાને યોગ્ય એવા પુરૂષનો આશ્રય લેવો જોઈએ. જો આપણી શક્તિ સામાન્ય હોય તો રાજા પ્રમુખ મોટાનો આશ્રય લેવા પ્રયત્ન કરવો નહી. કારણ કે, સામાન્ય મનુષ્યથી તેવો મહાન્ આશ્રય નભાવી શકાતો નથી. તેમજ તેવા મોટા પુરૂષો સામાન્ય મનુષ્ય તરફ ઉપેક્ષા રાખે છે, એટલે આવી પડેલી વિપત્તિમાં તેઓ સહાયભૂત થતા નથી. સામાન્ય સ્થિતિવાળા મનુષ્યે તો પોતાને યોગ્ય એવા પુરૂષનો આશ્રય લેવો કે, જે આશ્રય તેને કટાકટીના વખતમાં ખરેખરો ઉપયોગી થઈ પડે છે. કેવો આશ્રય લેવો જોઈએ? તેને માટે એક અનુભવી વિદ્વાન્ નીચે પ્રમાણે લખે છે—

"दत्वाश्रयं यः प्रेम्णा यावज्जीवं च निर्वहेत्।
स वीरः सद्गुणाधार आश्रणीयः सुखार्थिभिः ॥ १ ॥

"જે પ્રેમથી ટેકો આપી યાવજ્જીવિત નિર્વાહ કરે તેવા સદ્ગુણી વીર નરનો સુખના અર્થી પુરૂષોએ આશ્રય કરવો યોગ્ય છે." ૧

ગૃહસ્થો, આ પ્રમાણે સારો આશ્રય પ્રાપ્ત કર્યા પછી સારો પરિચય રાખવામાં તમારે સાવધાન રહેવું. સારા પરિચયમાં રહેવાથી ઉત્તમ પ્રકારના વર્ત્તનનો લાભ થાય છે અને સર્વદા સદાચાર સેવવાની ઇચ્છા થાય છે શાસ્ત્રમાં સત્પરિચય અથવા સત્સંગનો મહિમા ઉત્તમ પ્રકારે દર્શાવેલો છે. જે પુરૂષો કુલ, સૌજન્ય, દાક્ષિણ્ય અને કૃતજ્ઞતા વગેરે સદ્ગુણોથી યુક્ત હોય તેવા પુરૂષોના સર્વદા સંગ રાખવો. તેમનાજ પરિચયમાં રહેવું. નીચ પુરૂષોના પરિચયમાં આવવું નહીં; કારણ કે, હલકા પરિવાર વાળો પુરૂષ સર્પના દરવાળા ઘરની જેમ કોઇને સેવવા યોગ્ય હોતો નથી. ઉત્તમ પુરૂષોના પરિચયમાં રહેવાથી, પુરૂષ ગુણવાન્ તરીકે પ્રસિદ્ધ થાય છે; અને તેનામાં પ્રતિદિન સારા સારા ગુણો આવતા જાય છે.

શ્રાવકો! ઉપરના ઉત્તમ ગુણો મેળવવા માટે તમારે સારા સ્થાનમાં વાસ કરવો. મહાનુભાવ હરિભદ્રસૂરી લખે છે કે, "જે સ્થાન અતિ ખુલ્લું હોય, અથવા અતિ ગુપ્ત હોય અને જેનો પાડોશ ખરાબ હોય તે સ્થાન રહેવાને માટે અનુચિત જાણવું." તે મહાનુભાવનો કહેવાનો આશય એવો છે કે, નઠારા સ્થાનમાં વસવાથી નઠારા લોકોનો પરિચય અથવા સંગ થાય છે અને તેથી અનેક જાતના દુર્ગુણો—દુરાચારો આપણા કુટુંબમાં દાખલ થઇ જાય છે; તેથી નઠારા સ્થાનમાં કદિ પણ વસવું નહીં,

ગૃહસ્થો! આ પ્રમાણે ઉપર કહેલ, આશ્રય, પરિચય અને સ્થાન—એ ત્રિપુટીનો શુદ્ધ યોગ પ્રાપ્ત કરવાને માટે તમારે સર્વદા સાવધાન રહેવું. તેમ કરવાથી તમે શ્રાવકના ગૃહસ્થ ધર્મની યોગ્યતા પ્રાપ્ત કરી શકશો, અને મારા શાસનની મહત્તાને, વધારશો."

આટલું કહી મહાદેવીએ પોતાની ઉપદેશ વાણી સમાપ્ત કરી. એટલે ત્યાં એકત્ર થયેલા શ્રાવકોએ નમ્રતાથી કહ્યું, "મહેશ્વરી! અમારા જેવા દુરાચારીઓને આપના દિવ્ય દર્શનનો લાભ ક્યાંથી હોય? તેમજ આપના મુખની દિવ્ય વાણી સાંભળવાનો પણ લાભ હોય નહીં. તે છતાં આપે કૃપા કરી અમોને આપની દિવ્ય વાણીનો મહાન્ લાભ આપ્યો, તે ખાતે અમે સંપૂર્ણ કૃતાર્થ થયા છીએ. હજુ અમે આશા રહે છે કે, આપ વિશેષ ઉપદેશ આપી અમારા મલિન આત્માને નિર્મલ

કરશો. પંચમ કાળના પ્રભાવથી કહો, કે અમારા કુકર્મના યોગથી કહો, પણ અમે બધા શ્રાવકના-ગૃહસ્થ ધર્મના આચારમાંથી તદ્દન ભ્રષ્ટ થઈ ગયા છીએ. માત્ર નામ ધારી શ્રાવકો થઈ ગયા છીએ. બાળ લગ્ન, કન્યા વિક્રય અને બીજા કુરીવાજોએ અમારી બુદ્ધિને ભ્રષ્ટ કરી નાંખી છે અને અમોને અતિ શુદ્ર જેવા હલકા બનાવી દીધા છે. કૃપાલુ માતા ! આપની સમક્ષ થયેલા દુરાચારોને માટે આપે ક્ષમા આપી અમોને ઉપદેશ આપ્યો, તે ખાતે અમે પામર જનો આપના યાવજજીવિત આભારી થયા છીએ. મહાદેવી ! આપના દિવ્ય ઉપદેશે અમારા હૃદયમાં ઉત્તમ પ્રકારની અસર કરી છે અને અમારા નિંદ્ય કર્મો તરફ ભારે તિરસ્કાર ઉપજાવ્યો છે. હવેથી અમો આપની સમક્ષ એવો નિયમ ગ્રહણ કરીએ છીએ કે, આવા રાક્ષસી વિવાહો અને ઘાતકી રીવાજોનો અમે યાવજજીવિત ત્યાગ કરીએ છીએ. આપ મહાદેવી અમોને અમારા આ શુભ કાર્યમાં સહાયભૂત થાઓ, અને અમારી મલિનમનોવૃત્તિને નિર્મળ થવા પ્રેરણા કરો. ”

સર્વ સામાજીકોના આ શબ્દો સાંભળી શાસનદેવી હૃદયમાં સંતુષ્ટ થઇ ગયાં અને તેમણે તેમ થવાને માટે તેઓને નીચેના સુભાષિતથી અંતરની આશીષ આપી.

"सर्वेपि सुखिनः संतु सभ्याः सद्‌बोधधारिणः।
विनीता गत दुर्वृत्ता स्वधर्मे निरताः सदा" ॥१॥

“ સર્વ સભ્ય પુરૂષો સદા સુખી, સભ્ય, સદ્બોધને ધારણ કરનારા, વિનીત, દુરાચાર રહિત અને સ્વધર્મમાં તત્પર થાઓ. ૧ ”

આ આશીષ આપ્યા પછી શાસન દેવીએ હર્ષચંદને ઉદ્દેશીને કહ્યું,–“ ભદ્ર, તારો અને તારા મંડળનો પ્રયાસ જોઇ મને સંતોષ થાય છે. તમે સર્વદા તન, મન અને ધનથી એ પ્રયાસ કર્યા કરજો. અને શુદ્ધ વૃત્તિથી એવા પ્રયાસો કરી સાધર્મિ બંધુઓની સેવા કરવામાં તત્પર રહેજો. તારો અને તારા મંડળનો અભ્યુદય થાય, એવી મારા અંતરની ઇચ્છા છે અને હું ઉત્સાહથી આશીષ આપું છું કે. તમારા મંડળનો સર્વદા વિજય થાઓ અને જયવંતા જૈન શાસનનો સદા ઉદય થાઓ. ”

આટલુ કહી તે મહાદેવી તે સ્થાનમાંથી અદ્દશ્ય રૂપેજ ચાલ્યા ગયા. અને નભ ઉપર જે વ્યક્તિ વગરનો તેજઃપુંજ પ્રસરી રહ્યો હતો, તે જોત જોતામાં વિલુપ્ત થઈ ગયો. પછી સર્વ પ્રેક્ષકો અનુમાનથી શાસનેશ્વરીનો અભાવ જાણી કેટલીએક પરસ્પર વાતો કરી પોતપોતાના કાર્યમાં તત્પર થયા. તેમણે તેજ વખતે સર્વ અનાચારનો ત્યાગ કરી વિવાહ કામ સમાપ્ત કર્યાં હતા.

## પ્રવાસ ૩ જો.

"स्वदेशाचार मुल्लंघ्य वेशमुद्भट मावहन्
उच्छृंखलः प्रमादी च नरो निंदामवाप्स्यति "॥ १ ॥

રાત્રિનો પ્રથમ પોહોર ચાલતો હતો. લોકો પ્રવૃત્તિમાંથી નિવૃત્ત થઇ શાંતિ મેળવવા તત્પર બનતા હતા. આ સમયે શેહેરના મધ્ય ભાગમાં એક વિશાળ મેડી ઊપર અનેક લોકો એકઠા થયા હતા. તેઓમાં મોટો ભાગ તરૂણ પુરૂષોનો હતો. વૃદ્ધ અને પ્રૌઢ વયના પુરૂષોની સંખ્યા ઘણીજ જૂજ હતી. જે તરૂણો તે સ્થાને હાજર થયેલા હતા, તેઓમાં નવીન કેળવણી પામેલા ઘણા હતા. નવીન વિદ્યાના સંસ્કારથી સંસ્કૃત થયેલા તે યુવાનો નવા નવા સુધરેલા વેષને ધારણ કરી બેઠેલા હતા. કોઇએ કોટ પાટલુન ધારણ કર્યાં હતા. કોઇએ ખમીસ અને જાકીટનો વેષ ધર્યો હતો. કોઇ હેટ, કોઈ પારસી ઘાટની અને કોઈ વિવિધ જાતની ટોપીઓ ધારણ કરી આવ્યા હતા. તેઓમાં ઘણાંઓ ઊત્તરીય વસ્ત્રથી રહિત હતા. કોઇના હાથમાં રૂમાલ અને કોઇના હાથમાં ફેનસી લાકડીઓ રહેલી હતી. તેઓ માત્ર વાસ્ત્રિક વેષનો આડંબર કરી વિરામ પામ્યા ન હતા. તેમણે વિવિધ પ્રકારના કેશવેષ પણ ધારણ કર્યા હતા. કોઇના મસ્તક ઉપર કતરાવેલા વાળ હતા. કોઇના લલાટ ઉપર વાળની બાબરીઓ આડી અવળી ફરતી હતી. કોઇએ વાળને તેલથી યુક્ત કરી સમારી ઘેડબંધ કર્યા હતા. કોઇએ કર્ણની આગળ કેશની રચના કરી હતી. અને કોઇ લલાટના કાંઠા ઊપર વાળની વાડ કરી આવેલા હતા. તેમના લલાટ ઉપર કેશરની ઝીણી ઝીણી કોતરેલી ટીલડીઓ હતી. કોઇના ઘાટા કેશરના તિલક કુંકુમવર્ણી દેખાતા હતા.

આ પ્રમાણે સુધરેલા સમાજનો દેખાવ ઘણો વિચિત્ર લાગતો હતો. અનુક્રમે આમંત્રણથી આવનારા ગૃહસ્થોને માન આપી લેવાને માટે કેટલાએક તરૂણો દ્વાર આગળ ઊભા હતા. આવનારા ગૃહસ્થનો હાથ ગ્રહણ કરી—આકર્ષી તેને યોગ્ય સ્થાને બેસારવાને એક તરૂણ જતો હતો. ક્ષણે ક્ષણે 'સાહેબજી—સાહેબજી' એવા શબ્દોનો ધ્વનિ થઇ રહ્યો હતો. આ પ્રમાણે કેટલીક વાર સુધી એ ક્રમ ચાલ્યા પછી એ સમાજનું સ્થાન ગૃહસ્થોથી ચિકાર ભરાઇ ગયું. સભાસ્થાન સંપૂર્ણ ભરાઇ ગયા પછી એક વાચાળ તરૂણે દરખાસ્ત કરી અને તેને બીજા બે યુવાનોએ અનુમોદન આપ્યું, એટલે એક ધનવાન્ ગૃહસ્થનો યુવાન્ પુત્ર પ્રમુખના સ્થાન ઉપર બેઠો હતો. તે યુવાન કેળવણીમાં આગળ પડતો ન હતો પણ શ્રીમંતાઇમાં આગળ પડતો હતો. કેળવણી અને વકતૃત્વ શકિતના અભાવથી તે ઉપકારના શબ્દો બોલવાને

ઊભો થયો, પણ તે નિયમસર બોલી શકયો નહીં. આડા અવળા શબ્દો બોલી તે તરત મોન ધરી પોતાને સ્થાને બેશી ગયો.

આજકાલ આ પદ્ધતી વિશેષ જોવામાં આવે છે. તેમાં ખાસ કરીને જૈનપ્રજામાં એવી પદ્ધતીનો પ્રચાર વિશેષ છે. ગમે તેવો વિદ્વાન્ અને વકતા હોય પણ જો તેની પાસે દ્રવ્ય ન હોય તો તે સમાજનું પ્રમુખ પદ મેળવવાને ભાગ્યશાળી થઇ શકતો નથી. નિર્ધન સાક્ષરોને અગ્રેસર પદ આપવામાં જૈન ગૃહસ્થો ઘણાં પ્રતિકૂળ હોય છે. તેઓ પોતાની શ્રીમંતાઇમાંજ મહત્તા માને છે. જે સમાજમાં વિદ્યાની પ્રધાનતા છે અને જેમાં વિદ્યાના તેજથીજ વિશેષ શોભા પ્રાપ્ત થાયછે, તેવા સમાજમાં પ્રમુખપદને માટે શ્રીમંતોને શોધવા એ કેવા ખેદની વાત કહેવાય ? તેને માટે એક ગુર્જર કવિ નીચેની કવિતા કવે છે—

## ચોપાઇ.

જેન સમાજો ભેગી થાય, ધનવંતો સૌ અગ્ર ધસાય;<br>
પંડિતને નવ પૂછે કોય, નાયક પદમાં શ્રીમંત હોય. ૧

ધનવંતોને મળતા માન, પંડિત પામે બહુ અપમાન;<br>
વકતા બોલી બેશી જાય, મુંગા ધનિકો ફાવી જાય. ૨

આવું સમાજનું ફારસ થાય, નહીં તે સજજનથી સ્હેવાય;<br>
શ્રીમંતોની સેવા થાય, પંડિત વકતા માર્યા જાય. ૩

આ ઉપરથી સર્વ જૈન બંધુએ વિચાર કરવો જોઇએ કે, પોતાની કોમના પંડિત અને વિદ્વાનોને આગળ પાડવા ઉચ્ચપદ અર્પવાનો ઉત્સાહ ધારણ કરવો. વિદ્વાન્ વકતાઓ એક ખૂણે પડયા રહે અને શ્રીમંતો કે જેઓ સમાજ વચ્ચે શીખવાએલા શબ્દોને પણ બોલી શકે નહીં તેવા છે, તેમને ઉચ્ચપદ આપવામાં આવે એ સમાજની વિડંબના કરવારૂપ છે. પવિત્ર હૃદયવાળા શ્રીમંતોએ તો તટસ્થ રહીને દ્રવ્યની સહાયજ આપવી જોઇએ. અને તેમાંથી ઉત્પન્ન થયેલી કીર્ત્તિ તથા પુણ્યના ભોકતા થવું જોઇએ.

આ પ્રમાણે સમાજ પૂર્ણરીતે ભરાયા પછી તેઓમાથી એક સુધારક શિરોમણિએ સુધારા ઊપર ભાષણ કર્યું હતું. તેની અંદર કેટલીએક પ્રાચીન શુદ્ધરીતિ ઊપર તથા વર્ત્તન ઉપર તેણે ઉઘાડી ટીકાઓ કરી હતી. તે સાથે પુરાણી રીતિને અતિશય ધિક્કારી કાઢી હતી. તેણે તે વિષયમાં એવું પણ જણાવ્યું કે, કેટલાએક

લોકો આપણા નવા સુધારાના વેષને ધિક્કારે છે, તે લોકો ખરેખર અજ્ઞાન છે. આપણો વેષ પશ્ચિમના લોકોને જરાપણ રૂચિકર લાગતો નથી. વેત્રાસન ઉપર બેસવાને લાયક પાટલુનો, શરીરને દૃઢ અને મજબૂત રીતે ફીક્સ થયેલા કોટો અને સૂર્યના તડકાને અટકાવનારી તથા મુખ ઉપર શીતળ છાયા રાખનારી હેટ ટોપીઓ એ બધો કેવો ભભકાદાર વેષ છે? ધોતીયા, કડીયા, ખેસ અને પાઘડીઓનો વેષ ઘણોજ કઢંગો લાગે છે. તેથી આજકાલ તે પશ્ચિમની પ્રજાનો સુધરેલો વેષ પેહેરવો જોઇએ.

આ પ્રમાણે વેષ ઉપર કેટલીએક ટીકા કર્યા પછી, તેણે દેશી લોકના લોભ વિષે ટીકા કરી હતી. તેણે સ્પષ્ટ રીતે જણાવ્યું કે, આપણાં લોક ઘણાંજ લોભી છે. તેઓ લોભને વશ થઇ આ સંસારના મોજ શોખનો લાભ લઇ શકતા નથી. પ્રાપ્ત થએલી લક્ષ્મીનો કેમ ઉપભોગ કરવો ? એ સૂત્ર આપણા લોકો જાણતાજ નથી. તેઓ સદા લક્ષ્મીનો સંગ્રહ કરવામાંજ તલ્લીન રહે છે, કેટલાએક તો પોતાને સારી આવક છતાં તેમાંથી બચાવવાને માટે ઘણો પ્રયત્ન કરે છે. અને કેટલાએક સારી આવક છતાં સારી વસ્તુઓનો ઉપભોગ ન કરતાં દુઃખે દિવસો કાઢે છે. આ બધી આપણા જુના લોકોની મૂર્ખતા છે. માણસ જેટલું કમાઇ શકે તેટલો ખર્ચ રાખે ત્યાં સુધી તેને કોઈ જાતની હાનિ થતી નથી. મેહેનત કરીને મેળવેલા દ્રવ્યને સારી રીતે વાપરી નાંખવું જોઇએ. કરકસર કરવી, એ કાયર પુરૂષનું કામ છે. સમર્થ પુરૂષો કદિ પણ ખર્ચ કરતાં પાછું જોતા નથી. તેઓ લક્ષ્મીને તુચ્છ ગણે છે અને ઉત્તમ પ્રકારના વૈભવો ભોગવે છે. આ પ્રમાણે કહી તેણે એક નીચેની કવિતા ગાઇ સંભળાવી

## દોહા.

વિત્તતણો વૈભવ મળે, સાધન સઘળાં થાય;
ભોગવવા આનંદથી, એ છે શ્રેષ્ટ ઉપાય. ૧

મોજશોખમાં મ્હાલવું, ઉડાવવું બહુ વિત્ત;
નહીં સાથે કાંઇ આવશે, જાણો એજ ખચીત. ૨

જે પ્રીતે નહિં વાપરે, તેને છે ધિક્કાર;
તેનો સઘળો જન્મ આ, વ્યર્થ ગણો આવાર. ૩

આ કવિતા ગાયા પછી તેણે કેટલાએક પ્રસિદ્ધ દેશાચારની ટીકા કરી હતી. તેમાં જણાવ્યું કે, આપણા અજ્ઞાની લોકો કેટલાએક જુના-પ્રસિદ્ધ દેશાચારોને

વળગી રહેલા છે, તે તદ્દન ગેરવ્યાજબી છે. જો પશ્ચિમની પ્રજાના આચારો અને વર્તનો જોવામાં આવે કે જાણવામા આવે તો પછી ખાત્રી થાય કે, આપણે તદ્દન જંગલી સ્થિતિમાં છીએ.

આટલું કહ્યા પછી તેણે ઊંચા સ્વરથી જણાવ્યું કે, કેટલાએક કાર્યો સર્વ પ્રકારે ઉંચી જાતના છે, તેમને આપણા લોકો હલકા ગણે છે. કેટલાએક ચંડાળ લોકોને અડકતા નથી, કેટલાએક વીલાયતી દવાઓ પીતા નથી અને કેટલાએક પોતાને પસંદ પડતી સ્ત્રીને પરણતા નથી. આ બધા અજ્ઞાનતાના વર્તનો છે. વળી કેટલાએક એવા ખુશામતીયા લોકો છે કે, જેઓ આપણને પસંદ ન હોય તેવા લોકોના આચારની પ્રશંસા કરે છે, પણ તેમ ન કરવું જોઇએ. તેવાઓની તો ઉઘાડી રીતે નિંદા કરવી જોઇએ. કદિ આપણો રાજા કે દીવાન નીતિ વિરૂદ્ધ વર્ત્તન કરનાર હોય તો તેની પણ અવગણના કરવી જોઇએ. વળી જે લોકો આપણને ઉપયોગી હોય, તેઓ કદિ સદાચારવાળા ન હોય તો પણ તેમની સાથે સંબંધ રાખવો જોઇએ.

ગૃહસ્થો! હવે એક ખાસ લક્ષમાં રાખવા જેવી વાત એ છે કે, આપણા માંહેલા કેટલાએકો જુની રૂઢિને માન આપનારા લોકોનું માન રાખે છે અને તેમના વચન પ્રમાણે પ્રવૃત્તિ કરે છે. હું તેવા લોકોને હૃદયથી ધિક્કારૂં છું. હું એટલે સુધી કહું છું કે, કદિ આપણાં માતા પિતા કે બીજા કોઇ વડિલ હોય પણ જો તે જંગલી અને અજ્ઞાન હોય તો તેમની પણ આપણે દરકાર રાખવી ન જોઇએ. જંગલી રીતિથી ચાલનારા માતાપિતાને કદિપણ માન આપવું ન જોઇએ. તેમના વચન પ્રમાણે ચાલવું નહીં જોઇએ અને તેમની સેવા-ભક્તિ ન કરવી જોઇએ. જે માતાપિતા કે વડિલ આપણા સુધારા પ્રમાણે ચાલે નહીં, તેઓનો આપણે સર્વથા અનાદર કરવો જોઇએ. આટલું કહી તે સુધારક યુવાને વિશેષમાં જણાવ્યું કે, " આપણે એવી સત્ય પ્રવૃત્તિ કરવી કે જેને માટે બીજાઓને તિરસ્કાર છુટતો હોય અથવા બીજાઓ નારાજ થતા હોય, તોપણ તેમાંથી પાછા હઠવું નહીં. અર્થાત્ આપણા મનની ઇચ્છા પ્રમાણે વર્ત્તવું. કોઇને ખેદ થાય કે હર્ષ થાય તેની દરકાર રાખવી નહીં."

આટલું કહી તે ઉપર કેટલુંએક વિવેચન કરી તે યુવાને પોતાનું ભાષણ સંપૂર્ણ કર્યું હતું. તે પછી એક બીજો યુવાન ઉભો થયો. તેણે ચકચકિત ચશ્મા ચડાવેલા હતા અને લલાટ ઉપર પટીયા પાડી સફાઇથી વાળ ઓળેલા હતા. તે બોલ્યો કે, મારા મિત્રે જે જે કહ્યું છે, તે બરાબર છે. તેમના દરેક શબ્દને હું મળતો આવું છું,

અને તેને આનંદ પૂર્વક અભિનંદન આપું છું. આટલું કહી તેણે કેટલીએક ટીકા કરી હતી. તે પછી તેણે જણાવ્યું કે, આજકાલ આપણા ઉપર કેટલાએક નકામા બોજા પડે છે, તેનો આપણે વિચાર કરવો જોઇએ. આપણો સંસાર એવો કઢંગો અને અવ્યવસ્થિત થઇ ગયો છે કે, જેથી ઘરના એક માણસ ઉપર આખા ઘરનો બોજો આવી પડે છે. તે વિષે હું મારો પોતાનોજ દાખલો આપું છું. હાલ મને સાઠ રૂપીઆનો માસિક પગાર મળે છે. તે પગાર ઉપર મારા કુટુંબનો નિર્વાહ થાય છે. કમાવનાર હું એક છું અને ખાનાર પાંચ માણસો છે. મારા બે માતા પિતા, બે નાના ભાઇઓ અને મારી સ્ત્રી એ પાંચ જણાનો નિર્વાહ મારા ઉપર ચાલે છે. તેઓમાં મારી કમાણી ઉપર મારી વાઇફ એકલીનોજ હક છે. છતાં તેમાં મારા માતા પિતા અને બે નાના ભાઈઓને મારે ખવરાવવું પડે છે; એ કેવો અન્યાય કહેવાય? મારો બાપ જો કે વૃદ્ધ છે, તો પણ તે કમાવા ધારે તો કમાઇ શકે તેમ છે, તે છતાં તે મારી ઊપર આધાર રાખીને બેઠો છે. મારા નાના ભાઈઓ અને મારી માનું પોષણ મારા બાપેજ કરવું જોઇએ. તે છતાં તે બોજો મારી ઊપર આવી પડયો છે. આ બોજાને લઇને હું કેટલાએક આનંદો ભોગવી શકતો નથી. જો મારે શિર આવો ભાર રહેશે, તો મારાથી તે સહન થઇ શકશે નહીં. કારણ કે, મારા પગારમાંથી મારી આનંદ ભોગવવાની કેટલીએક ઇચ્છાઓ પૂરી થઇ શકતી નથી. મારે મારા પગારમાંથી સેવીંગ કરીને કેટલુંએક ફરનીચર લેવાનું છે. મન ગમતા ટેબલો, સુંદર ખુરશીઓ, નકશીદાર કબાટો, અરીસાઓ અને પડદાઓ ખરીદવા છે. તે શિવાય કેટલોએક ફેન્સી માલ પણ લેવાનો છે. મારી વાઇફને માટે પારસી ઘાટની સાડીઓ, પોલકાઓ અને ચોળીઓ કરાવવી છે, પણ આખા કુટુંબના ખર્ચમા મારો પગાર ચાલ્યો જાય છે, તેથી મારા મનની ઇચ્છાઓ જરા પણ પૂર્ણ થતી નથી. બીજા કુટુંબના પોષણમાંજ મારૂં ધન ચાલ્યું જાય છે અને મારૂં કુટુંબ પુરેપુરૂં સુખ ભોગવી શકતું નથી. ગૃહસ્થો, આ મારો ઇતિહાસ સાંભળી, આપ સર્વને ઘણુંજ આશ્ચર્ય થયું હશે. જ્યાં સુધી આપણે પોચા રહીશું ત્યાં સુધી આપણામાં ખરો સુધારો થઇ શકશે નહીં. આપણાં જંગલી માબાપો કદિ પણ સુધરવાના નથી. આ પ્રસંગે મારે જણાવવું જોઇએ કે, મારો બાપ કેટલો બધો જંગલી છે, તે તેના આચરણ ઉપરથી સાબીત થઇ શકે છે. હું એક સાઠ રૂપીઆનો મોટો પગારદાર માસ્તર છું. તે વિષે તેમના મનમાં બીલકુલ વિચારજ આવતો નથી. ઘણી વાર તુંકારાથી મને બોલાવે છે. અને કેટલીકવાર શીખામણ દેવા આવે છે, એ તેની કેવી મૂર્ખતા કહેવાય? તે પોતે સમજતો નથી કે, મારો દિકરો પ્રીવીયસમાં પાસ થયેલો અંડર ગ્રેજ્યુએટ છે. તે ઊંચે નંબરે પાસ થયેલો છે અને ઘણાં વિષયોને શીખેલો છે.

આપણા અજ્ઞાની માબાપો એમ સમજતા નથી કે, આ અમારા પુત્રો ઉંચી જાતની કેળવણી પામેલા છે. તેઓ હીસ્ટરી, જોગ્રોફી અને ગણિત વિદ્યા જાણે છે. તે સાથે ઈંગ્લીશ, સંસ્કૃત અને ગુજરાતી ભાષામાં પ્રવીણ બન્યા છે. વળી ઈંગ્લીશમાં વાતચીત કરતાં તેઓને આવડે છે અને તેઓ વીઝીટ લેનારને ક્ષણ વારમાં ખુશી કરી શકે છે. તે છતાં તેઓ આપણને શીખામણ દેવા આવે છે. તેઓ કાંઇ પણ જાણતા નથી. કોઈનો ઇંગ્લીશમાં કાગળ આવે કે, તાર આવે તો તેઓ કાંઇ પણ વાંચી શકતા નથી. આવી અજ્ઞાનતા છતાં તેઓ આપણને ઉપદેશ આપવા આવે છે, એ કેવા મૂર્ખ કહેવાય ? તેમને હીસ્ટરીનું, જોગ્રોફીનું, ગણિતનું અને સાયન્સનું બીલકુલ જ્ઞાન હોતું નથી; તે છતાં તેઓ આપણને શીખામણ દેવા આવે છે. ગૃહસ્થો, વિશેષ આશ્ચર્યની વાત એ છે કે, આપણે તેઓને ઘણીવાર પાછા પાડીએ છીએ, તો પણ તેઓ કાંઇ પણ શરમાતા નથી. એક વખતે મારો બાપ શત્રુંજય પર્વત ઉપર યાત્રા કરવા તૈયાર થયો, ત્યારે તેણે મને પુછયું કે, આપણે બધા યાત્રા કરવા જઈએ. તે વખતે મેં તેને કહ્યું કે, "યાત્રા કરવાથી શો લાભ થાય છે ? તે મને સમજાવો." તેઓ માગ આ પ્રશ્નનો સાયન્સ પ્રમાણે કાંઈ પણ ઉત્તર આપી શકયા નહીં; માત્ર એટલું બોલ્યા કે, યાત્રા કરવાથી પુણ્યનો લાભ થાય છે. તે શિવાય તે બીજું કાંઇ પણ સમજાવી શકયા નહીં. તે વખતે ગરમી ઘણી પડતી હતી, એટલે મેં તેમને કહ્યું કે, આવા ચૈત્ર માસમાં શત્રુંજયની યાત્રા કરવી, એ મૂર્ખાઇ છે. આવા વખતમાં તો મેથેરાન, મહાબળેશ્વર કે નીલગિરિ તરફ હવા ખાવા જવું જોઇએ." મારો આ વિચાર તેમને પસંદ પડયો નહીં અને તેઓ શત્રુંજયની યાત્રા કરવાને ચાલ્યા ગયા તે વખતે મેં એ મૂર્ખ કુટુંબની સાથે મારી વાઇફને મોકલી નહીં. હું મારા પોતાના કુટુંબ સાથે સુખે ઘરમાં રહ્યો હતો. આઠ દિવસ પછી મારા બાપનું કુટુંબ શત્રુંજયની યાત્રા કરીને પાછું આવ્યું, તે વખતે તેણે મારી આગળ જે અજ્ઞાનતા બતવી હતી, તે જાણી આપ સર્વ સુધરેલા સમાજને હાસ્ય આવ્યા વિના રહેશે નહીં. મે તેમને પુછયું કે, "તમે શી યાત્રા કરી ? શું જાણ્યું ? શું મેલવ્યું ? અને તેના કારણોની શી શોધ કરી ?" આ મારા પ્રશ્નોમાં તેઓ એટલુંજ બોલ્યા કે, "અમોએ આદિનાથ પ્રભુના દર્શન કર્યા, તેમની પૂજા કરી અને બીજા પણ પ્રભુઓને વંદના કરી. તેમ કરતા, અમારા મનના પરિણામ સારા થયા અને પ્રભુની ભક્તિમાં અમોને અતિશય આનંદ આવ્યો." ગૃહસ્થો, આ શિવાય તે કાંઇ પણ ખુલાસો કરી શકયા નહીં. તે વખતે મેં તેમને કહ્યું કે, આવી યાત્રા કરવી તે તદ્દન નકામી છે. આ થી તમોને કાંઇ પણ લાભ થયો નથી પછી મેં તેમને પુછયું કે, તમે જે સ્થળે યાત્રા કરવા ગયા હતા, તે સ્થળના રાજ્ય કર્તાઓ કેવી જાતના રજપૂત છે ? શત્રુંજયગિરિ

કેટલો ઊંચો છે અને તેમાં કઇ કઇ જાતના પદાર્થો ઊત્પન્ન થાય છે ? તે ઊપર બંધાવેલા જૈન દેવાલયોની શી હકીકત છે? જે મૂર્ત્તિઓ ત્યાં સ્થાપન કરવામાં આવી છે, તે શેની બનેલી છે ? તે શા હેતુથી સ્થાપવામાં આવેલી છે? પાલીતાણા કેણે વસાવ્યું છે? અને ત્યાં આગળ કોની સત્તા હતી? ત્યાં યાત્રાળુઓમાં લુચ્ચા લફંગા કેટલા હોય છે? અને ત્યાંના લોકોના નિર્વાહ કે ' રીતે થાય છે? ત્યાં યાત્રાર્થે આવેલા યતિઓમાં સારા કોણ છે? અને નઠારા કોણ છે ? " ઇત્યાદિ મેં ઘણાં પ્રશ્નો તેમને પૂછ્યા, તેમાંથી એક પણ પ્રશ્નનો ઊત્તર તે આપી શક્યા નહીં ગૃહસ્થો, કહો આ તેમની કેવી અજ્ઞાનતા ? આપણા જુની રૂઢિના માણસો આવી વૃથા યાત્રાઓ કરી ફોગટના પૈસા ખર્ચે છે. જ્યાંસુધી આપણે એ જુના લોકોને માન આપીશું, તેમના વચનો પ્રમાણે ચાલીશું, અને તેમની હા એ હા પાડીશું, ત્યાં સુધી આપણો ઊદય કદિ પણ થવાનો નથી. "

આ પ્રમાણે કહી તે યુવાને પોતાનું ભાષણ સમાપ્ત કર્યું. પછી એક બીજો પાટલુનધારી તરૂણ ઉભો થઇને બોલ્યો—"છટ્ નોન્ સન્સ. મારા મિત્રોએ જે કહ્યું તે બરાબર છે. મારા પેહેલા મિત્રે તેમના પિતાની હકીકત કહી તે ઉપરથી મારા મનમાં એક વાત સ્ફુરી આવી છે, તે કહેવાને માટે હુ તૈયાર થયો છું. જો તેવા અજ્ઞાની મા બાપો આપણા શિર ઉપર બોજા રૂપ થઇ પડે, તો તેમને નોટીસ આપી જુદા કરવા જોઇએ. કારણકે, તેમનું કુટુંબ આપણાથી જુદું છે. આપણાં નાના ભાઇઓ અને બ્હેનોનું ભરણપોષણ તેમણે કરવું જોઇએ. પશ્ચિમની સુધરેલી પ્રજા તે વિશે ઘણી સાવચેત રહે છે. પુત્ર લાયક થાય ત્યારે પિતાથી જુદા પડે છે. કદિ પિતા સ્વદેશ રહે, તો અને પુત્ર પરદેશમાં હોય, તો જો પિતા પુત્રને ઘેર જાય તો પુત્ર પિતાના ખર્ચનું તેની ઉપર બીલ કરે છે અને પિતા તે બીલના નાણા વસૂલ કરી આપેછે. આપણા અજ્ઞાની માબાપો તે વિશે કાંઇ પણ સમજતા નથી. તેઓ લાયક થયેલા પુત્રના શિર ઊપર બોજા રૂપે રહે છે. જ્યારે આપણા માબાપો આવી અજ્ઞાનતા છોડતા નથી તો હવે આપણે તેમને જાગ્રત કરવા જોઇએ. તેમની ઊપર નોટીસ મોકલાવી તેમને ચેતવણી આપવી જોઇએ. "

આટલું કહી તે તરૂણ બેસી ગયો. પછી કેટલાએક યુવકોએ જુદા જુદા વિષય ઉપર વિવેચન કર્યું હતું. અને દરેક યુવકના ભાષણને હર્ષ સહિત તાળીઓના નાદથી વધાવવામાં આવ્યું હતું.

તે પછી એક યુવકે જણાવ્યું કે, આપણા જુના લોકો ખરૂં રહસ્ય સમજ્યા વગર દેવ પૂજામાં ઘણો વખત ગુમાવે છે, અને કેટલાએક સાધુઓની આગળ

ઘણો વખત ગાળે છે, એ બધી મૂર્ખાઇ છે, તેને આપણે દૂર કરવી જોઇએ. ઇત્યાદિ કેટલુ એક વિવેચન કરી તેણે સભાસદોનો કેટલોએક સમય લીધો હતો. તે પછી કેટલાએક ઉછરતા વાચાળોએ તે તે વિષયમાં અનુમોદન આપ્યા હતા અને પછી પ્રમુખે પ્રત્યેક વિષય ઉપર વિવેચન કરી, સમાજનું કામ પૂર્ણ કરવા માંડ્યું હતું.

આ સમયે મહેશ્વરી શાસનદેવી વિચરતા વિચરતા તેજ શહેરમાં આવી ચડ્યા હતા. આ વખતે આ સમાજના સ્થાનમાં અંતરીક્ષે રહી તેઓ સમાજની સ્થિતિ નીહાળતા હતા. આ સમાજની અંદર થતો કાર્યક્રમ જોઇ તેઓના હૃદયમાં ભારે ખેદ ઉત્પન્ન થયો હતો. મહેશ્વરી, સમાજના ભાષણો સાંભળી, પોતાના હૃદયમાં આ પ્રમાણે વિચાર કરવા લાગ્યા, "અહા! પંચમ કાળનું વિકાળ સ્વરૂપ અહીં પ્રત્યક્ષ દેખાય છે. મેં પ્રથમ સુધારકોના વિચારો સાંભળ્યા હતા, પણ આજે તે પ્રત્યક્ષ સાંભળી, મને અતિશય ખેદ ઉત્પન્ન થાય છે. નવીન કેળવણીના સંસ્કારોની વિકૃતિ આવી ભયંકર રૂપ પકડે છે, એ આજે મારા જોવામાં પ્રત્યક્ષ આવ્યું છે. આ નવીન પ્રજા જો પ્રાચીન આચાર તથા વિચારને નહીં જાણે તો તેઓ તદ્દન ભ્રષ્ટ થઇ જવાના. તથાપિ અહીં એટલી સંતોષની વાત છે કે, આ લોકો હજુ સાધ્ય થઇ શકે તેમ છે. કારણ કે, તેમના હૃદયમાં સત્ય સમજવાની બુદ્ધિ રહેલી છે. તેઓ જો સત્યના જ્ઞાતા થશે, તો તેમના આવા ઉચ્છૃંખલ વિચારો બદલાઇ જશે, તેથી આ લોકને બોધ આપવો તે સફળ થયા વિના રહેશે નહીં." આવું વિચારી તેમના પ્રત્યે મહેશ્વરી નીચે પ્રમાણે મધુર સ્વરથી સુભાષિત બોલ્યાઃ—

संसर्ग दूषिताः स्वल्प विचारा मुग्ध मानसाः।
ते सर्वे साध्यतां यांति यदि ते बुद्धिमत्तराः॥ १॥

સંસર્ગથી દૂષિત થયેલા, અલ્પ વિચાર કરનારા અને મુગ્ધ હૃદયવાળા સર્વ પુરૂષો જો અતિશય બુધ્ધિવાળા હોય તો તેઓ સાધ્ય થઇ શકે છે. ૧

આ સુભાષિતના ધ્વનિથી સભાસ્થાન ગાજી ઊઠ્યું. સર્વ સુધરેલ સમાજ ચકિત થઇ ગયો અને ઉચ્છૃંખલ યુવકો ચારે તરફ દૃષ્ટિનો પ્રસાર કરી જોવા લાગ્યા. ક્ષણવાર પછી મહાદેવીએ પુનઃ તેજ સુભાષિતનો ઉચ્ચાર કર્યો. તે ઊચ્ચારથી સર્વે સાનંદાશ્ચર્ય થઇ ગયા અને તે વ્યક્તિની શોધ કરવા તત્પર રહેવા લાગ્યા. પછી મહાદેવી મધુર અને ઉચ્ચ સ્વરથી આ પ્રમાણે બોલ્યાં—"ઉચ્છૃંખલ યુવાનો, તમે બુદ્ધિબળમાં ચડીઆતા છો. તમારામાં કેળવણીએ પ્રવેશ કરેલો છે પરંતુ નવીન સંસ્કારોએ તમારા મનોબળને નિર્બળ બનાવી દીધું છે. તમારા વાણીના વિલાસો

સાંભળી, મને ખેદ થાય છે. પણ મને આશા રહે છે કે, જો તમે પ્રાચીન ધાર્મિક કેળવણીના સંસ્કારથી સંસ્કૃત થાઓ, તો તમે જે કામ કરી શકો તેવું કામ બીજાઓથી થઇ શકશે નહીં. દેશ તથા કાળને અનુસરી સ્વકર્ત્તવ્ય બજાવવાનું મહાબળ તમે સુગમતાથી મેળવી શકો તેમ છો. આજકાલ કુરૂઢીઓથી અવનતિ પામેલી જૈન પ્રજાનો ઉદ્ધાર તમેજ કરી શકો તેમ છો. વિદ્યા, કળા અને ઉદ્યોગના સાધનો તમારાથી સત્વર સાધ્ય થઇ શકશે. મને પૂર્ણ રીતે વિશ્વાસ છે કે, જો તમે પ્રાચીન આચારવિચારને માન આપી, પ્રવૃત્તિ કરો, તો આર્હત્ ધર્મનો મહાન્ ઉદ્યોત કરી શકવા પૂર્ણ રીતે સમર્થ થઇ શકો. આ વખતે તમે જે ઉચ્છૃંખલ વિચારો દર્શાવેલા છે, તે વિચારોને જો તમે તમારી બુદ્ધિની પ્રૌઢતાથી અલંકૃત કરશો, તો તમે શ્રી વીરશાસનના પ્રભાવને વધારનારા અને સર્વ પ્રકારના અભ્યુદયને સાધનારા થાશો."

આટલા શબ્દો કહી, મહાદેવી જરા વિરામ પામ્યા. એટલે તે તરૂણો પરસ્પર તે દિવ્ય વાણીને માટે અનેક જાતના તર્કવિતર્ક કરવા લાગ્યા. "આ શું હશે? આજકાલ આવા ચમત્કારો થતા નથી, સાયન્સ પ્રમાણે કોઇ પણ વ્યક્તિ અદૃશ્ય થઇ શકે નહીં. તેમ શરીર વિના આવી માનુષી વાણી પ્રગટ થાય નહીં." આવી આવી અનેક જાતની સુધરેલી શંકાઓ પ્રગટ થવા લાગી. જ્યારે સુધરેલ મંડળ તેવા અનેક તર્ક-વિતર્કમાં ગુંચવાયું, ત્યારે કૃપાળુ શાસનદેવી, તેઓની શંકાઓની જાળને દુર કરવાને નીચેનું સુભાષિત બોલ્યાં હતાં:—

अल्पज्ञान हतात्मानः माना कुलित चेतसः ।
कुर्वते विविधाः शंका अश्रध्दा अल्पबोधिनः ॥ १ ॥

અલ્પજ્ઞાનથી જેમનો આત્મા હણાઇ ગયેલો છે, જેમના ચિત્ત માનથી આકુળ-વ્યાકુળ છે એવા શ્રદ્ધા રહિત અને અલ્પ બોધવાળા પુરૂષો વિવિધ શંકાઓને કર્યા કરે છે. ૧

આ સુભાષિત બોલ્યા પછી મહાદેવીએ સ્પષ્ટતાથી જણાવ્યું કે, હે કુસંસ્કારથી વાસિત થએલા તરૂણો, શા માટે વૃથા શંકાઓ કરો છો? હું કોણ છું? અને આવા વિષમ સમયમાં મારો પ્રાદુર્ભાવ શા માટે થયો છે? તે જિજ્ઞાસા તમોને આકુળ-વ્યાકુળ કરતી હશે. તમારી તે જિજ્ઞાસા પૂર્ણ કરવાને માટે હું મારા સ્વરૂપની ઓળખ કરાવું છું. યુવાનો, હું તમારા જૈનશાસનની અધિષ્ટાત્રી છું. આ ભારત વર્ષ ઉપર વસતી જૈન પ્રજાની સાંપ્રત કાળની સ્થિતિ વિલોકવાને માટે મારો પ્રાદુર્ભાવ થયેલો છે. વર્ત્તમાન કાળે જૈન પ્રજા સારી સ્થિતિમાં નથી. કેટલીએક કુરૂઢી-

ઓએ અને અનાચારોએ તેને અવનતિ પર લાવી મુકી છે, એવું મારા સાંભળવામાં આવવાથી તેની તપાસ કરવાને માટે હું ભારત વર્ષ ઉપર પ્રવાસ કરવા નિકળી છું. મે અત્યાર સુધીમાં બે પ્રવાસ કરેલા છે. તે બંને પ્રવાસમાં મારા હૃદયને અતિશય ખેદ થયો હતો આ ત્રીજા પ્રવાસમાં મારા મનમાં સારી આશા હતી, પરંતુ નવીન સંસ્કારોએ કરેલ બુદ્ધિની ભ્રષ્ટતાને લઈને તમે ઉચ્ચારેલા વચનો સાંભળી, હું ખેદાતુર થઈ ગઈ છું. તો પણ મારા મનમાં એટલી સારી આશા રહે છે કે, તમોએ ગ્રહણ કરેલી કેળવણીને જો પ્રાચીન, ધાર્મિક અને સાંસારિક ભાવનાઓ સાથે જોડવામાં આવે, તો તેનાથી મહાન્ લાભ થયા વિના રહેશે નહીં. કારણ કે, તમારા આ વિચારો માત્ર નવીન શુષ્ક કેળવણીના યોગથી ઉદ્ભવેલા દેખાય છે. જો તમારી બુદ્ધિમાં પ્રાચીન ધર્મ, નીતિ, રીતિ તથા આચારનું રહસ્ય સ્થાપિત કરવામાં આવે, તો તમારી બુદ્ધિમાથી શુધ્ધ કિરણો પ્રકાશી નિકળે, જેથી તમે ભારતની જૈન પ્રજામાં પ્રસરતા અજ્ઞાનરૂપ અંધકારનો સત્વર નાશ કરી શકો.

તરૂણો, એક વખતે હું સિદ્ધગિરિના પવિત્ર પ્રદેશમાં ફરતી હતી, તેવામાં એક વિદ્વાન્ કવિ નવીન સુધારકોની શક્તિનું વર્ણન ગુર્જર કવિતામાં ગાતો હતો, જે સાંભળી, મારા હૃદયમાં ઘણોજ સંતોષ થયો હતો. તેણે ગાયેલી સંક્ષિપ્ત કવિતા મેં તેજ વખતે યાદ કરી લીધી હતી. તે કવિતા આ પ્રમાણે હતી:—

## શાર્દૂલ વિક્રીડિત.

જે સદ્બોધ નવીન ધારણ કરી પ્રેમે સુધારે ધસ્યા,<br>
નીતિ પશ્ચિમની ધરી હૃદયમાં કર્ત્તવ્યમાં જે વસ્યા,<br>
તે સર્વે નરવીર આ જગતમાં જે પ્રૌઢ શક્તિ ધરે,<br>
તે છે સત્ય અવર્ણનીય વચને સત્કર્મને આચરે. ૧

સર્વે તેજ સુધારકો વિજયથી વિદ્યા વધારે અતિ,<br>
જ્ઞાતિ દેશ સુધારણા બહુ કરી ધારે સ્વકર્મે રતિ;<br>
કુરૂઢી કુ રીવાજને પરહરી સાધે સ્વ ધર્મોન્નતિ,<br>
વાધે વિત્ત થકી વિનોદ ધરતા બાધે બધી કુમતિ." ૨

કવિતા ગાયા પછી શાસન સુરી પોતાના દંત કિરણોથી તે પ્રદેશને પ્રકાશિત કરતાં અદૃશ્ય રહીને બોલ્યા. "જૈન યુવાનો, તમે હવે મારા સ્વરૂપથી જાણતા થયા છો. તમારા હૃદયમાંથી મારા ધ્વનિ વિષેની સર્વ શંકાઓ દૂર થઈ હશે. સંપ્રતિ મારા વચનો સાવધાન થઈને સાંભળજો. તમારા હૃદયમાં શુદ્ધ ઉપદેશ સ્થાપવાની જરૂર છે.

જો તમારી બુદ્ધિમાં મારા ઉપદેશને અવકાશ મળશે, તો તમે સત્વર પ્રબુધ્ધ થઇ જશો. અને તમોને પછી જૈન ધર્મની પ્રાચીન ભાવના રૂચિકર લાગશે. જે ભાવના ભવિષ્યમાં તમોને ઘણી લાભદાયક થઇ પડશે. ”

મહાદેવીના આ વચનો સાંભળી પ્રાચીન અને નવીન સંસ્કારથી સંસ્કૃત થયેલ એક પ્રૌઢવયનો પુરૂષ વેત્રાસન ઉપરથી ઉભો થઇને બોલ્યો. “ મહેશ્વરી, આપ કૃપા કરી આ સ્થળે પધાર્યા, તે ખાતે અમે આપનો હૃદયથી આભાર માનીએ છીએ. પ્રથમ તો આવા નાસ્તિકતાને વધારનારા સમયમાં આપના જેવી દિવ્ય મૂર્તિ પ્રગટ થાય, એ અમોને અતિશય આશ્ચર્ય ઉત્પન્ન કરે છે. પદાર્થ વિજ્ઞાનમાં જડવાદને ઓળખનારા અમારા જેવા અલ્પમતિના યુવાનોને આપનો આ આવિર્ભાવ અતિ આશ્ચર્ય સાથે શ્રદ્ધાપર દોરી જાય છે. મહેશ્વરી, હવે કૃપા કરી, અમોને ઉપદેશ આપી કૃતાર્થ કરો અને અમારા હૃદયમાં રહેલી નાસ્તિકતાને વધારનારી નવીન ભાવનાને નિર્મળ બનાવો. જેથી અમો અમારા જીવનને સફળ કરવાને સમર્થ થઇ શકીએ. વિશેષ એટલી પણ વિનંતિ છે કે, જે આપની દિવ્ય મૂર્ત્તિ અદૃશ્ય રહેલી છે, તે પ્રકાશમાં લાવો કે જેથી આપના પવિત્ર દર્શન કરી, અમે સર્વ પ્રકારના પુણ્યને સંપાદન કરીએ. ”

તે યુવાન્ પુરૂષના આ વચનો સાંભળી, મહાનુભાવ શાસનદેવી મધુર સ્વરથી બોલ્યા. “ ભદ્ર, સાંપ્રત કાળે વિદેશી રાજ્યના પ્રવર્ત્તનથી તમારામાં નવીન સંસ્કારો પ્રાપ્ત થયેલાં છે, અને તે સંસ્કારોને લઇને તમારા સંવર્ત્તનમાં મોટો ફેરફાર થઇ ગયેલો છે. તમારા મન, વચન અને કાયાની ઉપર નવીન સંસ્કારે મહાન્ વ્યત્યય કરી દીધો છે. તમે આર્ય છતાં અનાર્યના જેવાં આચરણ કરો છો. તરૂણો, પ્રથમ તે વિષે તમોને ઉપદેશ આપવાની મારી ઇચ્છા છે; તે ઉપદેશને તમે ત્રિકરણ શુદ્ધિથી અંગીકાર કરજો. ત્રિકરણ શુદ્ધિથી કરેલો ઉપદેશ સર્વદા સફળ થાય છે. તેને માટે એક ચતુર વિદ્વાન્ આ પ્રમાણે સુભાષિત લખે છે—

“ शुद्धे मनो वचः कायै रुपदेशो य आदतः।
सफलः स जवेन्नून मुजयत्र हितावह ः॥ १ ॥ ”

“શુદ્ધ મન, વચન અને કાયાથી આદર કરેલો ઉપદેશ નિશ્ચયે સફળ થાય છે અને ઉભય લોકોમાં હિતકારી બને છે.” ૧

“યુવાનો, આ સુભાષિતને તમે તમારા હૃદયમાં સ્થાપિત કરજો અને ઉત્તમ પ્રકારના ઉપદેશ તરફ સંપૂર્ણ રીતે લક્ષ આપજો. તમે યદ્યપિ વિદેશી વિદ્યાના સંસ્કારથી

યુક્ત થયેલા છો, તો પણ તમે તેથી સર્વથા ભ્રષ્ટ થયેલા નથી. તે વિદેશી વિદ્યાએ તમારી બુદ્ધિને નવપલ્લવિત કરેલી છે અને તમારી મનોવૃત્તિને સન્માર્ગ તરફ દોરેલીછે, એમ હું સારીરીતે માનું છું. તેમ વળી જે રાજ્યકર્ત્તા તમારા આ આર્ય-દેશ ઉપર રાજ્ય કરે છે, તે ન્યાયથી વિભૂષિત છે. અને વિદ્યા તથા કળા ઉપર તેની પરમ પ્રીતિ છે. તે પશ્ચિમના ચતુર પુરૂષો આ ભારતવર્ષની પ્રજાને કળા કૌશલ્ય અને વિદ્યામાં ચડીઆતી કરવાની ખંત રાખે છે અને અનેક જાતના સુધારા કરી હિંદ ભૂમિની જાહોજહાલી કરવા મથે છે. જો કે તે ચતુર પ્રજાના હૃદયમાં સ્વાર્થ બુદ્ધિ હશે, તો પણ પરિણામે તે ન્યાયી પ્રજા આર્યાવર્ત્તનો આર્થિક ઉદય કરવાની અભિલાષા ધરાવે છે. યુવાનો, તમારે પણ એ પ્રાપ્ત થયેલા યોગનો પરમ લાભ મેળવવા પ્રયત્ન કરવો જોઇએ. અને તમારે તમારા ધર્મ, નીતિ અને આચારની રક્ષા કરી સાધન્ન સંપન્ન થવું જોઈએ. જો તમે તમારૂં પોતાનું ભુલી જઇ વિદેશના આચાર વિચારમાં લુબ્ધ બની જશો, તો તમે સ્વધર્મ અને સ્વ કર્ત્તવ્યથી ભ્રષ્ટ થઈ જશો, જે લાભ તમોને પ્રાપ્ત થયેલો છે, તે લાભ તમારે આત્મરક્ષા કરીને મેળવવાનો છે. તમારે તમારા નીશાનો ચુકવાના નથી; એ વાત સર્વદા સ્મરણમાં રાખવાની છે.

અરે અલ્પમતિ યુવાનો, આ વખતે આ તમારી સમાજ જોતાં, મને પ્રથમ તમારા વેષને માટે ભારે ખેદ ઉત્પન્ન થાય છે. તમે કોના સંતાન છો? એ તમારે વિચારવું જોઇએ. તમે ઇતર વિદ્યામાં વિદ્વત્તા મેળવેલી છે, પણ તમારી ધાર્મિક વિદ્યામાં તમે વહૂન અજ્ઞાત રહ્યા છો. જ્યાં સુધી તમે તમારા ધર્મના વર્ત્તનનું જ્ઞાન મેળવ્યું નથી, ત્યાં સુધી તમે આવા અનુદ્ભટ વેષ ધારણ કરવાની ઇચ્છા રાખો છો. તમારા અંગ ઉપર ધારણ કરેલો વેષ તમારી ઉચ્છૃંખલતાને પુષ્ટિ આપે છે. શ્રાવકના શુદ્ધ સંતાનોએ કેવા વેષને ધારણ કરવો જોઇએ? એ તમારે સારી રીતે જાણવું જોઇએ. મહાનુભાવ હરિભદ્રસૂરિ તમારા વેષને માટે શું લખે છે? એ તમે વાંચો અથવા સાંભળો. તે મહાનુભાવ તમારા વેષને માટે નીચેનું સૂત્ર લખે છે—

" वित्तवाद्यनुरूपो वेषो विरूद्ध त्यागेनेति "

" પોતાના વૈભવ વગેરેની સ્થિતિને યોગ્ય એવો વેષ રાખવો અને વિરૂદ્ધ વેષનો ત્યાગ કરવો. "

આ મહા વાક્ય તમોને કેવો ઉત્તમ બોધ આપે છે? આ ઉપરથી તમારે જાણવું જોઈએ કે, ' શ્રાવકના સંતાનોએ પોતાને ઘટે તેવો વેષ પહેરવો જોઇએ.

અને જે વેષ સ્વદેશ વિરૂધ્ધ અને જાત વિરૂધ્ધ હોય, તેનો સર્વથા ત્યાગ કરવો જોઇએ. તમારા બધાનો વેષ કેવો વિરૂધ્ધ છે ? તે તપાસો. તમારા શરીર ઉપરના વેષથી " તમે આર્ય છો, " એવુ કોઇ રીતે જણાય તેમ નથી. તમારા મસ્તક અને લલાટ ઉપર લટકી રહેલા કેશ તમે ' અનાર્ય છો, ' એમ સૂચવી આપે છે. તમે સ્વદેશના સુશોભિત વેશનો ત્યાગ કરી વિદેશના વિપરીત વેષને ધારણ કરો છો, એ તમારા કુસંસ્કારનું ફળ છે. પશ્ચિમની ન્યાયી પ્રજા તમોને આવો વેષ પહેરવાની ફરજ પાડતી નથી. તેમ તમારા આર્યવેષને ધિક્કારી, તેનો ત્યાગ કરવાનું કહેતી નથી. તમે પોતે ઉમંગથી તેમનું અનુકરણ કરવા તત્પર બનો છો. તમારે માટે એક ગુર્જર કવિ નીચે પ્રમાણે કહે છે:—

## ચોપાઇ

જુઓ નવીન સુધારાની રીત, ધરતા સર્વ વિદેશની પ્રીત;
નવ રૂચે નિજ દેશની વાત, નિત્ય ધિક્કારે દેશની જાત. (૧)
ધારી વિદેશી વેષને ધરે, અંતર પ્રીતિ તેમાં કરે;
ઉચ્છૃંખલ થઇ વાણી વદે, મ્હાલે નિત્યે રહેતા મદે; (૨)
એ રીતિ છે અધમ અપાર. રાખો પ્રીતિ તેમાં સાર;
આર્ય તણા છે શુભ આચાર, રાખો તેમાં પૂરણ પ્યાર. (૩)

તરૂણો, આ કવિતાનું મનન કરી, તમે તમારા વર્ત્તનને સુધારવા તત્પર બનજો. એક અંગ્રેજી કવિએ હિંદવાસીઓની આ પ્રમાણે ટીકા કરેલી છે.

" હિંદવાસીઓ ધર્મ, નીતિ અને આચારમાં ચડીઆતા છે, તેમના વડિલોએ બાંધેલા કાયદાઓ ઘણાં ઉમદા અને દીર્ઘદર્શી છે તેમનો ગૃહસંસાર સર્વથી ચઢિઆતો છે. તે સાદાઈ, સુઘડતા અને સફાઇથી ભરપૂર છે. તેમના ધર્મના નિયમો શારીરિક સુખને ઉદ્દેશીને લખાએલા છે. દરેક આર્ય કુટુંબ પોત પોતાની શક્તિને અનુસારે પોતાનો નિર્વાહ કરવાને શકિતવાન્ થઇ શકે છે. તેઓ આર્થિક સ્થિતિમાં સામાન્ય હોય તો પણ કુળની સ્થિતિમાં ચડીઆતા ગણાય છે; તેથી આ વિશ્વ ઉપર હિંદુ ધર્મ અને હિંદુ સંસાર ખરેખર પ્રશંસનીય છે."

તરૂણ ગૃહસ્થો, પાશ્ચિમાત્ય કવિના તમારા માટેના આ ઉદ્ગારો કેવા છે ? તેનો વિચાર કરો. તે ચતુર કવિના વચનો તમારા જેવા ઉચ્છૃખલ યુવાનોએ મનન કરવા યોગ્ય છે. પશ્ચિમના ચતુર પુરૂષો ભારત વાસીઓના અનુકરણને કદિ પણ કરતા નથી. તેઓ આર્યદેશની નીતિ રીતિને ઉપરથી પ્રશંસે છે, પણ અંદર-

થી તેઓ ધિક્કારે છે. તે છતાં તમે હૃદયમાં સમજતા નથી; એ ઘણુંજ ખેદની વાર્તા છે. તમે તમારા આચાર વિચારને ભુલી જઈ, વિદેશના આચાર વિચારને સ્વીકારો છો, એ તમારી મોટી મૂર્ખતાનો ત્યાગ કરી, તમારા-આર્યત્વના આચાર વિચારને માન આપવું જોઇએ. મહાનુભાવ હરિભદ્ર સૂરિએ તમારા પ્રાચીન ઉત્તમ આચાર વિચારનું રક્ષણ કરવા માટે 'ધર્મબિંદુ નામનો ગ્રંથ લખેલો છે અને તે લેખથી સર્વ જૈન પ્રજાનો મહાન્ ઉપકાર કરેલો છે.

યુવાન ગૃહસ્થો, તમારે વૈભવ, વય, અવસ્થા અને નિવાસ સ્થાન વગેરેને યોગ્ય એવો વેષ પેહેરવો જોઇએ. આર્ય સંતાનોનો વેષ એ ચાર બાબતને અનુસરીનેજ હોય છે. તે શિવાય આવા વિરૂદ્ધ વેષનો ત્યાગ કરવો જોઇએ. તે છતાં તેમાં અપવાદ તરીકે કહેવાનું કે, વિદેશી પ્રજાના રાજ્યને લઇને દેશકાળમાં જે પરિવર્ત્તન થયેલું હોય, તેને પણ માન આપવાનું છે. કદિ તમારે કોઇ કારણને લઇને વસ્ત્ર વગેરેનો વિચિત્ર વેષ પેહેરવાની જરૂર પડે, તો તેમ કરવામાં કોઇ જાતનો બાધ નથી. તમારે કોઇ એવી સેવા વૃત્તિમાં જોડાવું રહ્યું હોય તો કેટલીક રીતે તેમનું અનુકરણ કરવું પડે. પરંતુ તેવા કારણ શિવાય માત્ર શોખની ખાતર આવો ઉદ્ભટ વેષ ધારણ કરવો યોગ્ય નથી. કેટલાએક તરૂણો, કારણ વગર શોખની ખાતર એવા અનાર્ય વેષો ધારણ કરે છે. તેઓ આ આર્યભૂમિની અંદર સર્વ પ્રકારે ઉપહાસ્યના પાત્ર બને છે, એટલુંજ નહીં પણ તેઓ અનુક્રમે સ્વધર્મ અને સ્વાચારથી ભ્રષ્ટ બની, પરિણામે અધોગતિના અધિકારી થાય છે. ગૃહસ્થો, તમારે તમારા આર્યવેષનો કદિ પણ ત્યાગ કરવો ન જોઇએ. મહાનુભાવ ટીકાકાર લખે છે કે, જેનો વેષ પ્રસન્ન હોય, તે પુરૂષ મંગળમૂર્ત્તિ કહેવાય છે અને મંગળથી લક્ષ્મીની ઉત્પત્તિ થાય છે,

તે વિષે એક ગ્રંથકાર લખે છે કે—"લક્ષ્મી મંગળથી ઉત્પન્ન થાય છે, ચતુરાઇથી વધે છે, ડાહાપણથી ઊંડા મૂળ નાંખે છે અને સંયમથી પ્રતિષ્ઠા મેળવે છે." તરૂણો, એવા આર્ય મંગળમય વેષનો ત્યાગ કરી, તમે શોખની ખાતર આવો ઉચ્છૃંખલ વેષ ધારણ કરો છો, એ તમારી મહાન્ મૂર્ખતા છે. નવીન સંસ્કાર પ્રાપ્ત થાય તેનાથી કાંઇ નવીન વેષ કરવાનો નથી; પણ તેમાંથી સાર ગ્રહણ કરવાનો છે. નવીન વિદ્યાની અંદર જે આપણા ધર્મ, અર્થ અને કામના તત્ત્વો રહેલા હોય તેમને સ્વીકારવા. અને તેમાંથી આપણો સ્વાર્થ સાધ્ય કરી લેવો. યુવાનો, જો તમે તમારા ધર્મ, આચાર અને વિચારને પ્રધાન રાખી, નવીન વિદ્યાનો ઉપયોગ કરશો તો તમે અલ્પ સમયમાં આત્મ ધર્મનો અને દેશનો અભ્યુદય સાધી શકશો. એ નિઃસંશય વાત છે;

કારણ કે, અભ્યુદયને પ્રાપ્ત કરાવનારા સાધનો સાંપ્રત કાળની વિદ્યાને આધીન છે. હે યુવાન ગૃહસ્થો, તમે વિચાર કરો કે, જે પ્રજા આપણી ઊપર રાજ્ય કરે છે, તે પ્રજાનું વર્ત્તન કેવા ઊત્તમ પ્રકારનું છે? તેઓને તેમના ધર્મ, આચાર અને વેષ ઊપર કેવી પ્રીતિ છે? તેઓનો સ્વધર્મ, સ્વાચાર અને સ્વદેશ તરફ કેવો પ્રેમ છે? એ પ્રેમનો એક અંશ પણ તમારામાં દેખાતો નથી. તમે તેમના અર્પેલા જ્ઞાન બળથી આકર્ષાઈ જાઓ છો અને તેમના વેષ—આચારમાં તલ્લીન બની જાઓ છો, એ તમારો કેવો અનુચિત મોહ છે? એ મોહમાં તમે અતિશય મૂઢ બની ગયેલા છો. તમારી આર્ય મનોવૃત્તિમાં પડેલી મોહની છાયા ધિક્કાર કરવા યોગ્ય છે. તરૂણો, બુદ્ધિથી વિચાર કરો. તમે તમારા આર્યત્વનું અભિમાન રાખો. તે સાથે તમારા ધર્મના સ્વરૂપનો વિચાર કરો. તેમ કરવાથી તમોને માલમ પડશે કે, અમે ભારતવાસી આર્ય છીએ. શ્રી વીર પ્રભુના પરિવારના બાળકો છીએ. અમારો દેશ, અમારો વેષ અને અમારો આચાર અનુદ્ભટ હોવો જોઈએ: અમારૂં વર્ત્તન ઊચ્ચ હોવું જોઈએ. ભારત વર્ષના જે ધર્મ અને આચાર આખી દુનિઆમાં સર્વોત્તમ ગણાય છે, તે ધર્મ અને આચારના અમે પાળક છીએ. અમે જગત્માં જૈન અથવા શ્રાવકના નામથી ઓળખાઈએ છીએ. અમારી પ્રતિષ્ટા વિશ્વ ઊપર સર્વોત્તમ ગણાય છે. વિદેશી પ્રજા પણ અમારા ધર્મ અને આચાર ઊપર મોહિત થઈ જાય છે. તરૂણો, આવા ઊમદા વિચારથી તમારે અંકિત રહેવું જોઈએ જ્યારે તમારા હૃદયમાં આવા વિચારની સ્ફુરણા થઈ આવશે, ત્યારે તમારા હૃદયની ભાવના જુદીજ થઈ જશે. પછી તમોને આવો ઊદ્ભટ વેષ રૂચિકર થશે નહીં. વિદેશી અનુકરણ તરફ તમને અણગમો પેદા થઈ આવશે. અને પછી શ્રીવીર પ્રભુના શાસનના અધિષ્ઠાયકો તમને સહાયભુત થશે."

મહાનુભવ શાસનદેવીના આ વચનો સાંભળી તે સુધારકસમાજ આનંદમય બની ગયો. તેમના હૃદય ઉપર દિવ્ય વાણીની ઉત્તમ અસર થઈ આવી. તેઓમાંથી એક ઉભય સંસ્કારથી અંકિત થયેલો પુરૂષ વિનયથી બોલી ઉઠયો—"મહેશ્વરી, આપના ઉપદેશ વચનોએ અમારી અજ્ઞાનતાને દૂર કરી છે અને અમારા મિથ્યાભિમાનને ચૂર્ણ કરી નાખ્યું છે. અમોં મૂર્ખતાથી મુગ્ધ બની સુધારાના સાથી થઈ પડયા છીએ અને સુધારાનું શુદ્ધ સ્વરૂપ સમજ્યા વગર ઊચ્છૃંખલ બની ગયા છીએ. ધર્મમાતા, હવે કૃપા કરી બીજો વિશેષ ઊપદેશ આપો અને અમારા મલિન હૃદયને સન્માર્ગ તરફ દોરી જાઓ. આટલું કહી તે તરૂણ ગૃહસ્થ ગદ્ગદિત કંઠે આ પ્રમાણે સ્તુતિનું સુભાષિત બોલ્યો.—

" जैन संघोदयकरि सर्वोपद्रव नाशिनि ।
दया सरित् सुखाधारे शासनदेवि नमोऽस्तुते " ॥ १ ॥

"જૈન સંઘનો ઊદય કરનારી, સર્વ ઊપદ્રવોનો નાશ કરનારી દયાની સરિતારૂપ, અને સુખના આધાર રૂપ હે શાસનદેવી, તમોને નમસ્કાર હો." ૧

મહેશ્વરી, આપ મહાનુભવા અમોને પ્રત્યક્ષ દર્શન આપી કૃતાર્થ કરો અને વિશેષ ઊપદેશ આપી, અમારા મલિન હૃદયને શુદ્ધ બનાવો."

તેના આ નમ્રતા ભરેલાં વચનો સાંભળી, મહાદેવી પ્રસન્ન થઇ મધુર સ્વરથી બોલ્યા–"ભદ્ર તરૂણ ગૃહસ્થો, તમારી મનોવૃત્તિની નિર્મળતા જોઇ મારૂં હૃદય અતિશય પ્રસન્ન થાયછે અને મારા હૃદયમાં તમોને ઉપદેશ આપવાની પ્રબળ ઇચ્છા પ્રગટ થાયછે યુવાન ગૃહસ્થો, તમારામાંના એક ગૃહસ્થે ખર્ચ કરવાની બાબતમાં કેટલુંએક ઊચ્છૃંખલ વિવેચન કરેલું છે અને તેની અંદર પોતાની મૂર્ખતા દર્શાવેલી છે, તે સાંભળી મારૂં હૃદય સંતાપથી પરિતપ્ત થયેલું છે અને મારા અંતરની લાગણીઓ દગ્ધ થયેલી છે, તેથી તેને માટે કેટલોએક સંક્ષિપ્ત ઉપદેશ આપવાની હું ઇચ્છા કરૂંછું.

ભદ્ર. ગૃહસ્થ શ્રાવકે પોતાના વ્યવહાર માર્ગની પૂર્ણ શુદ્ધિ રાખવી જોઇએ. જેનામાં વ્યવહાર શુદ્ધિ હોય તે પુરૂષ આ લોકમાં પૂર્ણ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી શકે છે. વ્યવહાર શુદ્ધિ એ ગૃહસ્થ ધર્મનું શુદ્ધ સ્વરૂપ છે. વ્યવહારની શુદ્ધિને સાચવનાર ગૃહાવાસી પોતાના ગૃહસ્થ જીવનને પૂર્ણ રીતે સાર્થક કરેછે અને આ લોક તથા પરલોકના કાર્યોને સાધી શકે છે. તે વ્યવહાર શુદ્ધિનું મૂલ અર્થ–દ્રવ્ય છે અને તે અર્થરૂપ સ્તંભના આધાર ઉપર ગૃહ વ્યવહારનો રમણીય પ્રાસાદ ઊભો રહી શકે છે. જેઓ એ અર્થરૂપ સ્તંભ તરફ ઉપેક્ષા કરેછે, તેઓનો વ્યવહાર રૂપ પ્રાસાદ એકદમ તુટી પડેછે, માટે ગૃહસ્થ શ્રાવકે પ્રથમ અર્થ ઉપર સૂક્ષ્મ દૃષ્ટિ રાખી વર્ત્તવાનું છે. તેથીજ મહાનુભાવ હરિભદ્રસૂરિ લખેછે કે,

"आयोचितो व्यय इति" ॥

"આવક પ્રમાણે ખર્ચ રાખવો." તે ઉપર ટીકાકાર શ્રી મુનિચંદ્રસૂરિ વિવેચન કરેછે કે, ગૃહસ્થે પોતાની જેટલી આવક હોય તે પ્રમાણે ઘરનો ખર્ચ રાખવો જોઇએ. ખર્ચ એટલે જે ભરણ પોષણ કરવા યોગ્ય કુટુંબ હોય તેના ભરણ પોષણમાં, પોતાના ઉપભોગમાં અને દેવ અતિથિના પૂજન વગેરેના પ્રયોજનમાં વપરાય તે ખર્ચ રાખવાને માટે નીતિ શાસ્ત્રકાર આ પ્રમાણે લખેછે–"ધનની આવકના પ્રથમ ચાર ભાગ કરવા, તેમાંનો એક ભાગ ઘરમાં અનામત રાખવો, એક ભાગ વ્યાપારમાં

જોડવો, એક ભાગ ધર્મ અને પોતાના ઉપભોગમાં વાપરવો અને એક ભાગ કુટુંબના ભરણ પોષણમાં ખર્ચવો. " કોઈ નીતિકાર એમ પણ લખેછે કે, "ધનની આવકના બે ભાગ કરવા. તેમાંનો કાંઇક અધિક ભાગ ધર્મમાં વાપરવો અને બાકી રહેલા ભાગને આલોકના કાર્ય–વ્યવહારમાં વાપરવો."

જો ગૃહસ્થ આવક ઉપરાંત ખર્ચ રાખે, તો જેમ રોગ શરીરને કૃશ કરી નાંખેછે, તેમ તે ઘર ખર્ચ તેના ગૃહ–વૈભવને કૃશ કરી નાંખેછે. જ્યારે તેનો વૈભવ દુર્બળ થઇ જાયછે, ત્યારે તે ગૃહસ્થ પછી બધા વ્યવહારો ચલાવવામાં અસમર્થ થઈ જાયછે. તેને માટે નીતિશાસ્ત્ર એટલે સુધી લખેછે કે, " જે પુરૂષ આવક તથા ખર્ચ જોયા વગર કુબેરની જેમ પ્રવર્ત્તે છે, તે થોડા વખતમાં ધનાઢ્ય હતો નહતો થઈ જાયછે." એટલે તે તદ્દન નિર્ધન સ્થિતિમાં આવી પડે છે." યુવાનો, તે મહાનુભાવ ટીકાકારે કરેલા આ વિવેચનના અક્ષરો તમે સ્મરણમાં રાખજો અને તે પ્રમાણે ગૃહ–વ્યવહારમાં પ્રવર્ત્તી તમારા ગૃહસ્થાવાસને સુધારજો. સુધરેલો ગૃહસ્થાવાસ સ્વર્ગના સુખને આપેછે. તે વિષે એક ગુર્જર કવિ આ પ્રમાણે કહેછે.

## વસંતતિલકા.

જ્યાં સંપથી હળી મળી સુ કુટુંબ રહે છે, પ્રેમે પરસ્પર બધા મધુ વાક્ય કહે છે;
સદ્બોધ શિક્ષણ વિષે રતિ સર્વ ધારે, તે ધન્ય રૂપ ગૃહવાસ સુખો વધારે. (૧)
જ્યાં બાળકો વડિલના વિનયે રહે છે, જ્યાં ધર્મ પુણ્ય કૃતિમાં રૂચિને વહે છે;
વિદ્યા કળા નિપુણતા રસથી પ્રસારે, તે ધન્ય રૂપ ગૃહવાસ સુખો વધારે. (૨)

આ મધુર અને સુબોધક કવિતા તમારે સર્વદા સ્મરણ માર્ગમાં રાખવા યોગ્ય છે. એ કવિતા શુદ્ધ ગૃહસ્થાવાસને દર્શાવે છે. તે વિષે એક સંસ્કૃત કવિ પણ આ પ્રમાણે લખે છે—

" सानंदं सदनं सुताश्च सुधियः कांता न दुर्भाषिणि
स्वेच्छापूर्णधनंस्वयोषिति रतिः स्वाज्ञापराः सेवकाः।
आतिथ्यं जिन पूजनं प्रतिदिनं मिष्टान्न पाने गृहे
साधोः संग मुपासते हि सततं धन्यो गृहस्थाश्रमः" ॥ १ ॥

"જેનું ઘર આનંદ સહિત હોય, છોકરાઓ સારી બુદ્ધિવાળા હોય, સ્ત્રી દુષ્ટ ભાષણ કરનારી ન હોય, પોતાની ઇચ્છા પ્રમાણે દ્રવ્ય હોય, પોતાની સ્ત્રી ઉપર પ્રીતિ હોય, નોકરો આજ્ઞામાં વર્તનારા હોય, મેહેમાનગત થતી હોય, દરરોજ જીન પૂજા થતી હોય, ઘરમાં ખાવાને મિષ્ટાન્ન પાન હોય અને સર્વદા સાધુ પુરૂષનો સંગ હોય

તે ગૃહસ્થાશ્રમને ધન્ય છે જે શ્રાવક ગૃહસ્થ આ સુભાષિત પ્રમાણે વર્તી સ્વધર્મ-ને વિષે તત્પર રહે છે, તે ગૃહસ્થ ઉભય લોકના સુખને સંપાદન કરી પરિણામે શિવ માર્ગનો પથિક બને છે યુવાન ગૃહસ્થો, તેથી તમે સર્વે આવક પ્રમાણે ખર્ચ રાખી, તમારા ગૃહવ્યવહારને ચલાવજો અને સ્વધર્મ અને સ્વ કર્ત્તવ્ય તરફ એક નિષ્ટા રાખી સર્વદા પ્રવર્ત્તજો."

મહાદેવી આ પ્રમાણે કહી વિરામ પામ્યા. એટલે એક તરૂણ ગૃહસ્થે વિનય-થી જણાવ્યું કેઃ-" મહેશ્વરી, આપે આપેલો ગૃહવ્યવહારનો આ ઉપદેશ અમે હૃદયથી ગ્રહણ કરીએ છીએ. અને આપના વચનો પ્રમાણે વર્ત્તવા યાવજજીવિત દઢ પ્રતિજ્ઞ થઈએ છીએ આજકાલ ચાલતા જમાનાને લઈને અમે ગૃહવ્યવહારમાં તદ્દન મૂઢ થઈ ગયા છીએ અને વિદેશી પ્રજાના મોજશોખની દેખાદેખીથી ઘણાં ખર્ચાળ અને ઉડાઉ થઈ ગયા છીએ. અમે પ્રત્યેક માસે લક્ષ્મીનો મોટો પ્રવાહ જોઈએ છીએ પણ માસની આખરે તે પ્રવાહને છિન્ન ભિન્ન થયેલો દેખીએ છીએ. વિદેશી માસની પ્રથમ તારીખે ધનવંત થયેલા અમો તેજ માસની અધવચ-માં નિર્ધન બની જઈએ છીએ. જ્યારે કોઈ પણ શુભાશુભ વ્યવહારના પ્રસં-ગો આવી પડે, ત્યારે અમો ઘણુંજ મુંઝાઈએ છીએ અને કરજ રૂપી ક્રૂર સિંહના પંજામાં સપડાઈ જઈએ છીએ. મહેશ્વરી, આપે આપેલો આ ઉપદેશ ખરેખર અમારા હિતને સાધનારો અને અમારા વ્યવહારને સુધારનારો છે. હવે કૃપા કરી, કોઈ બીજો સુબોધક ઉપદેશ. આપો. જે સાંભળી અમે અમારા ગૃહસ્થ જીવનને કૃતાર્થ કરનારા થઈએ. "

તે ગૃહસ્થના આવાં વચનો સાંભળી, મહાનુભાવા મહેશ્વરી હૃદયમાં પ્રસન્ન થઈ ગયા અને તેઓ મેઘના જેવી ગંભીર વાણીથી બોલ્યા-"યુવાનો, તમારી મનોવૃત્તિ નિર્મળ અને સદ્બોધને ગ્રહણ કરવામાં ઉત્સુક જોઈ મને મારા હૃદયમાં અતિશય આનંદ ઉત્પન્ન થાય છે, તેથી હું તમોને અંગમાં ઉમંગ લાવી વિશેષ ઉપદેશ આ-પવાની ઇચ્છા રાખું છું. ભદ્ર તરૂણો, હમણા થોડા વખત પેહેલાં આ સમાજની અંદર તમારામાંના એક ગૃહસ્થે આચાર અથવા વર્ત્તનને માટે જે શબ્દો ઉચ્ચાર્યા હતા, તે સાંભળી મને અતિશય ખેદ ઉત્પન્ન થયો હતો. નવીન સંસ્કારવાળા પુરૂષો સ્વાચારથી ભ્રષ્ટ થઈ જાય છે, એ કહેવત મને યથાર્થ લાગી હતી. તે ઉચ્છૃંખલ યુવાનના વચનો એટલા બધા વિપરીત હતા, કે જે સાંભળવાથી આર્યત્વનું અભિમા-ન રાખનારા પુરૂષો અતિશય ખેદ પામ્યા વિના રહે નહીં. ભદ્ર યુવાન ગૃહસ્થો, તમારે નવીન વિદ્યાનો એવો દુરૂપયોગ કરવો ન જોઈએ. મહાનુભાવ હરિભદ્ર સૂરિએ તમારા વર્ત્તનને માટે ખાસ લખેલું છે કે—

"પ્રસિદ્ધ દેશાચાર પાલનમિતિ ॥

"જે પ્રસિદ્ધ દેશાચાર હોય, તે પાળવા." તે સૂત્ર ઉપર મહાશય ટીકાકાર વિવેચન કરતાં લખે છે કે, પ્રસિદ્ધ એટલે શિષ્ટ પુરૂષોને સંમત હોવાથી, ઘણાં કાળથી રૂઢિમાં આવી ગયેલા દેશાચાર; એટલે ભોજન વસ્ત્ર વગેરેની ક્રિયા રૂપ સર્વ મંડળનો જે વ્યવહાર તેનું પાલન કરવું; એટલે તે પ્રમાણે પ્રવર્ત્તન કરવું; અર્થાત્ ગૃહસ્થે પોતાના પ્રખ્યાત દેશાચાર પ્રમાણે વર્ત્તવું. જો તેમ ન વર્ત્તે એટલે તે દેશાચારનું ઉલ્લંઘન કરે તો તે દેશના રહેવાસી જનસમૂહની સાથે વિરોધ થવાનો સંભવ થતાં અકલ્યાણનો લાભ થાય છે. તે વિષે બીજા લૌકિક પુરૂષો કહે છે કે, "યોગી પુરૂષ બધી પૃથ્વીને છિદ્રવાળી જુવે છે અર્થાત્ પૃથ્વીના સર્વ લોકોને દૂષિત થયેલા દેખે છે, તથાપિ તે મનથી પણ લૌકિક આચારને ઉલ્લંઘન કરતો નથી."

યુવાનો, આ ઉપરથી તમારે સમજવાનું કે, તમે ગમે તેટલી નવીન કેળવણી સંપાદન કરો અને અનેક રીતે સુધારામાં આગળ પડો, તોપણ તમારે સ્વદેશાચારનું ઉલ્લંઘન કરવું નહીં. દેશાચારને માન આપીને વર્ત્તવું. આર્ય પુરૂષો કદિ પણ દેશાચારનો અતિક્રમ કરતા નથી. તેઓ પોતાના આર્ય આચારને મુખ્ય ગણી, પ્રવૃત્તિ કરેછે. ભદ્ર તરૂણો, તમે અલ્પ બુદ્ધિને લઇ દેશાચારથી ભ્રષ્ટ થતા જાઓછો. તમોને દેશાચાર તરફ ભારે તિરસ્કાર છુટેછે, એ ઘણુંજ અનુચિત કહેવાય છે. તમે તમારા મનમાં વિચારશો, તો તમોને માલમ પડશે કે, ભારત વર્ષના દેશોના આચાર સર્વોત્કૃષ્ટ ગણાયછે. પશ્ચિમની ચતુર પ્રજા પણ આર્યોના કેટલાએક આચાર વિચારને માન આપેછે અને છુટે મુખે તેના વખાણ કરેછે. એવા પવિત્ર આચારનો ત્યાગ કરવા તત્પર બનેલા તમોને જોઇ મારા હૃદયમા અતિશય પરિતાપ થાયછે. નવીન વિદ્યાના સામાન્ય જ્ઞાનથી તમે ઉચ્છૃંખલ બની ગયાછો. અને હૃદયમાં ભ્રમિત થઇ ગયાછો. નવીન વિદ્યાથી ભ્રમિત થયેલા અયોગ્ય સુધારકોને માટે એક વિદ્વાન્ નીચે પ્રમાણે લખેછેઃ—

" कलावनार्य संसर्ग दूषिता दोषसंकुलाः ।
संभ्रांत मनसोऽधीरा जायंते भ्रष्ट मानसाः " ॥१॥

"કલિયુગમાં અનાર્ય લોકોના સંસર્ગથી દૂષિત થયેલા લોકો દોષથી વ્યાપ્ત થાયછે. તેમના મન ભમી જાયછે, અધીરા બની જાયછે અને ભ્રષ્ટ થઇ જાયછે." ૧

યુવાનો, તેથી તમારે દેશાચાર પાળવામાં સદા ઉદ્યુક્ત રહેવું અને સ્વધર્મ તથા કર્ત્તવ્યને પ્રધાન ગણી, ગૃહ-વ્યવહારની શુદ્ધિ રાખવી. તમે હવેથી તમારા આચારનું

અવલંબન કરજો. અને આર્યત્વનું અભિમાન રાખી, વર્તજો કે જેથી તમે પરિણામે આત્મિક સુખના સંપાદક થશો. મારા શાસનના અધિષ્ઠાયકો તમોને સર્વદા સહાયભૂત થાઓ."

આટલું કહી મહેશ્વરી વિરામ પામ્યા એટલે એક તરૂણ સુધારક નમ્રતાથી નીચે પ્રમાણે સ્તવન રૂપ સુભાષિત બોલ્યો.

" परोपकार रसिके दयाधर्म धुरंधरे ।
धर्मोपदेश कुशले शासनदेवि नमोऽस्तु ते " ॥ १ ॥

પરોપકાર કરવામાં રસિક, દયા ધર્મના ધુરંધર અને ધર્મનો ઉપદેશ આપવામાં કુશળ એવા હે શાસનદેવી, તમોને નમસ્કાર હો. ૧

આ સ્તુતિ રૂપ સુભાષિત કહી તેણે કહ્યું કે, "મહેશ્વરી, આપે આપેલા ઉપદેશે અમારા અજ્ઞાન રૂપ અંધકારને દૂર કરી, બોધના પ્રકાશને પ્રગટ કરેલો છે. અને અમારા જ્ઞાનચક્ષુ ઉપર વળી ગયેલા પડળોને દૂર કરી, તેને નિર્મળ બનાવેલા છે. ધર્મમાતા, હજુ કૃપા કરી અમોને વિશેષ ઉપદેશનું દાન કરો અને અમારી મનોવૃત્તિને ધર્મ, નીતિ અને વ્યવહારની શુદ્ધિમાં પ્રવર્તાવો." તે ગૃહસ્થના આ વચનો સાંભળી, મહેશ્વરી શાસનદેવી હૃદયમાં પ્રસન્ન થઇ ગંભીર સ્વરથી બોલ્યા. " ભદ્ર તરૂણ ગૃહસ્થો, તમારી ઉપદેશ સાંભળવાની તીવ્ર ઇચ્છા જોઇ, મને અતિશય આનંદ ઉત્પન્ન થાય છે. તમારામાંના એક ગૃહસ્થે પોતાના ભાષણમાં જણાવ્યું હતું કે, આપણે નિંદા કરવામાં દરકાર રાખવી ન જોઇએ. રાજા કે મંત્રી ગમે તે હોય તોપણ તેના દોષો ઉઘાડા કરવા જોઇએ. જે સત્ય હોય તે બેધડક કહેવું જોઇએ ઇત્યાદિ." તે વિષે તેણે ઘણું અનુચિત વિવેચન કહી બતાવ્યું હતું. આ પ્રસંગે મારે તમને કહેવું જોઇએ કે, તે ગૃહસ્થના પ્રત્યેક વચન તમારા વ્યવહાર ધર્મની વિરૂદ્ધ છે. મહાનુભાવ હરિભદ્રસૂરિ ગૃહસ્થ ધર્મને અંગે સ્પષ્ટ રીતે દર્શાવે છે કે, " નિંદિત કાર્યમાં ગાઢ પ્રવૃત્તિ કરવી નહીં." આ તેમના ઉપદેશ વચનો ઘણાં મનન કરવા યોગ્ય છે. આ સંસારમાં જે કાર્યો નિંદવા યોગ્ય છે, તેવા કાર્યોમાં મન, વચન અને કાયાને પ્રવર્ત્તાવવા નહીં. કારણ કે તેમ કરવાથી આચાર ભ્રષ્ટ થઇ જવાય છે. જ્યારે આચારથી ભ્રષ્ટ થવાય તો પછી ધર્મ અને નીતિનો ભંગ થવાથી છેવટે શ્રાવક પણાથી પણ રહિત થઇ જવાય છે. આચાર એ સર્વ ધર્મ અને નીતિનો સ્તંભ છે. જો આચાર શુદ્ધ હોય તો કદિ સામાન્ય કૂળમાં ઉત્પત્તિ થઇ હોય તોપણ તે પુરૂષનું માહાત્મ્ય મોટું ગણાય છે. તેને માટે મહાનુભાવ ટીકાકાર એક પ્રમાણ આપે છે.

" न कुलं वृत्तहीनस्य प्रमाणमिति मे मतिः ।
अंत्येष्वपि हि जातानां वृत्तमेव विशिष्यते " ।।१।।

" જે પુરૂષ સદાચારથી રહિત હોય, તે પુરૂષ ઊંચા કુલનો હોય તોપણ તેનું કુળ પ્રમાણભૂત ગણાતું નથી, એમ મારૂં માનવું છે. કદિ અંત્ય જાતિમાં થયેલા હોય, પણ જો તેમનામાં સદાચાર હોય તો તે સર્વથી વિશેષ થાય છે. તરૂણો! સદાચારને માટે બીજા પણ વિદ્વાનો ઊંચી જાતના વિચારો દર્શાવે છે. "

" સદાચાર એ ગૃહસ્થ ધર્મનો ઉંચામાં ઊંચો શ્રૃંગાર છે. સદાચાર એ ગૃહસ્થ ધર્મરૂપી મહારાજાનો સુશોભિત મુગટ છે. સદાચાર રૂપી તીક્ષ્ણ ખડ્ગને ધારણ કરનારો ગૃહસ્થ વીર, આ વિશ્વ ઉપર મહાન્ વિજય મેળવી શકે છે. જેના હાથમા સદાચાર રૂપી તેજસ્વી ખડ્ગ છે, તે પુરૂષને દોષ રૂપી મહાન્ શત્રુઓ પણ પરાભવ કરી શકતા નથી. "

ગૃહસ્થો! આથી તમારે સદાચારને પ્રધાન કરી વર્ત્તવું જોઇએ. જો તમે સદાચારને અનુસરી વર્ત્તશો તો તમો કોઇ પણ નિંદિત કાર્યમાં પ્રવૃત્તિ કરતા અચકાશો. કોઇની નિંદા કરવી ન જોઇએ. તેમાં ખાસ કરીને રાજા, મંત્રી કે કોઇ પણ અધિકારીની નિંદા કરવી નહીં. તેમની નિંદા કરવાથી કોઇવાર મહાન્ ઊપદ્રવ થઇ આવે છે; જે ઉપદ્રવનું પરિણામ ઘણુંજ નઠારૂં આવે છે.

ભદ્ર યુવાનો! હવે મારે તમને એક ખાસ ઉપદેશ કરવાનો છે, જે ઉપદેશના વચનો તમોને બીજા સર્વ પ્રકારના દોષમાંથી મુક્ત કરી શકશે. તે ઊપદેશ એ છે કે, તમારે સર્વથા નઠારા સંસર્ગનો પરિહાર કરવો. નઠારા સંસર્ગને લઇને અનેક જાતના દોષો ઉત્પન્ન થાય છે અને અનેક ઉપદ્રવો અકસ્માત્ આવી પડે છે. તેને માટે મહાનુભાવ હરિભદ્રસૂરિ લખે છે કેઃ—

" असदाचारैरसंसर्ग इति ।। "

" સદાચાર વગરના પુરૂષોની સાથે સંસર્ગ રાખવો નહીં. "

તે ઉપર મહાનુભાવ મુનિચંદ્ર સૂરિ ટીકા કરે છે કે, અસત્ એટલે આ લોક તથા પરલોકમાં અહિતકારી હોવાથી નઠારો એવો જેમનો આચાર છે, એવા પુરૂષોના સંસર્ગનો ત્યાગ કરવો. જે દેશમાં અગ્નિની લ્હાય, દુકાળ, મહામારી વગેરે ઊપદ્રવો થતાં હોય, તેવા દેશને જેમ લોકો છોડી દે છે, તેમ નઠારા આચારવાળા લોકોનો સંબંધ છોડી દેવો. કારણકે, તેવા નઠારા આચારવાળા લોકોની સાથે સં-

સર્ગ રાખવાથી અનેક જાતના ઉપદ્રવો આવી પડે છે; જેથી તેના સંબંધી લોકોને અનેક જાતના કષ્ટો ભોગવવાં પડે છે. તેથી તે સર્વથા ત્યાગ કરવા યોગ્ય છે. તે પછી તે મહાત્મા ભલામણ કરે છે કે, "સદાચારી પુરૂષોની સાથે સંબંધ રાખવો; જેથી અનેક જાતના સુખો મેળવી શકાય છે." કોઇ એક યુવાને પોતાના પિતાને પૂછયું કે, "પિતાજી ! મારી આબાદી શી રીતે થશે ?" ત્યારે તે વિદ્વાન્ પિતાએ તેને નીચેનો શ્લોક કહ્યો હતો, જે શ્લોક મહાનુભાવ મુનિચંદ્ર સૂરિ પોતાની ટીકામાં પ્રમાણ રૂપે આપે છે.

" यदि सत्संग निरतो जविष्यसि जविष्यसि ।
अथासज्जन गोष्ठीषु पतिष्यसि पतिष्यसि ॥ १ ॥

"જો તું સત્સંગ કરવામાં તત્પર થઇશ, તો આબાદ થઇશ અને જો નઠારા માણસોની ગોષ્ટીમાં પડીશ તો આબાદીમાંથી પડીશ."

તરૂણો ! આ સુભાષિત તમારે હૃદયારૂઢ કરવા યોગ્ય છે. સત્સંગનો દિવ્ય મહિમા અવર્ણનીય અને સર્વોત્તમ છે. સમર્થ વિદ્વાનોએ એ સત્સંગને માટે અનેક લેખો લખી આર્ય પ્રજાને મહાન્ બોધ આપેલો છે. ભદ્ર તરૂણો ! જો તમારે તમારા જીવનને ઉચ્ચ સ્થિતિ પર મુકવું હોય તો તમે સર્વદા સત્સંગનુ સેવન કરજો, સત્સંગના સેવનથી તમે સર્વ પ્રકારે સુખી થશો અને પરિણામે આ લોકના સુખ સંપાદન કરી પર લોકના પૂર્ણ અધિકારી થઇ શકશો. હું તમોને હૃદયથી આશીષ્ આપું છું કે, તમારી મનોવૃત્તિ સદા સત્સંગની સેવા કરવામાં તત્પર રહે. અને તમારા હૃદયમાં નિરંતર ઉત્તમ ભાવનાઓ પ્રગટ થાય."

મહાશયા શાસનદેવીના આ વચનો સાંભળી સર્વ સુધારકો આનંદમય બની ગયા અને તેમના હૃદયમા શ્રદ્ધાના અંકુરો પ્રગટ થઇ આવ્યા. તેઓમાંથી એક તરૂણે વિનયથી જણાવ્યુ કે, "ધર્મ જનનિ, આપે આપેલા ઉપદેશે અમારા હૃદય પર ઉત્તમ અસર કરેલી છે અને અમારી નાસ્તિકતા રૂપી શૃંખલાને તોડી નાખી છે. હવે કૃપા કરી અમારા આત્માઓનું વિશેષ હિત થાય, તેવો બીજો ઉપદેશ આપો. આપ મહાનુભાવાનો અવતાર આ વિશ્વના ઉદયને માટેજ છે."

તે પુરૂષની આવી વિનીત વાણી સાંભળી, મહાદેવી અતિશય પ્રસન્ન થઇ ગયાં; અને તેમના હૃદયમાં તે યુવાનો તરફ ઉત્તમ ભાવ પ્રગટ થઇ આવ્યો. મહેશ્વરી પોતાની મુખ મુદ્રાને પ્રસન્ન કરતા બોલ્યાં. ભદ્ર તરૂણો ! મારા મુખનો બોધ શ્રવણ કરવાની તમારી ઉચ્ચ અભિલાષા જાણી મને અતિશય આનદ ઉત્પન્ન થાય છે,

તમારા હિતને સિદ્ધ કરવાની તમારી ખંત મને બળાત્કારે ઉપદેશ આપવાની ફરજ પાડે છે, અને મારા અંતરના પ્રદેશને હલાવે છે. ભદ્ર યુવાનો! એક ચિત્તે સાંભળો. આ તમારા સમાજમાં એક ઉચ્છૃંખલ યુવાને વડિલ વર્ગને માટે કેટલીએક અનુચિત ટીકા કરી હતી તે ટીકાના શબ્દો સાંભળી મારા મનને અત્યંત પરિતાપ થયેલો છે. પોતાના માતા પિતા વગેરે વડિલ વર્ગ તરફ આવી અધમ વૃત્તિ રાખવી, એ ઘણુંજ નીચ કૃત્ય છે. ગુરૂ વર્ગ તરફ કેવી રીતે વર્ત્તવું જોઇએ? તેને માટે પ્રાચીન મહાત્માઓએ અનેક સ્થળે કહેલું છે હે યુવાન્ શ્રાવકો! તમારા આચાર ગ્રંથમાં તેને માટે શું લખ્યું છે? એ તમે તદ્દન જાણતા નથી. વડિલ વર્ગ તરફ પૂજ્ય બુદ્ધિ રાખવાને માટે મહાનુભાવ હરિભદ્રસૂરિ ધર્મબિંદુમાં ખાસ આ પ્રમાણે લખે છેઃ—

"मातृ पितृ पूजेति"॥

"માતા પિતાની પૂજા કરવી."

આ મહા સૂત્ર તમારે સર્વદા હૃદયમાં સ્થાપિત કરવું જોઇએ. મહાનુભાવ મુનિચંદ્રસૂરિ તે સૂત્ર ઉપર ટીકા કરતાં લખે છે કે, ગૃહસ્થ શ્રાવકે, પોતાને ઉત્પન્ન કરી પાળીપોષી ઉછેરનાર ઉપકારી જનની અને જનકની પૂજા કરવી. એટલે ત્રિકાળ પ્રણામ વગેરેથી ભક્તિ કરવી. માતા પિતા વગેરે વડિલોની સેવા ભક્તિ કરવી, એ તેમની પૂજા કહેવાય છે. વડિલ વર્ગમાં કોની કોની ગણના છે, તેને માટે ટીકાકાર એક શ્લોકનું પ્રમાણ આપે છેઃ—

" माता पिता कलाचार्य एतेषां ज्ञातयस्तथा ।
वृद्धा धर्मोपदेष्टारो गुरुवर्गः सतां मतः " ॥ १ ॥

" માતા, પિતા, કળાચાર્ય ( શિક્ષાગુરૂ ) તેમના સગાસંબંધી, વૃદ્ધ અને ધર્મનો ઉપદેશ કરનાર, એ ગુરૂ વર્ગ કહેવાય છે. " ૧

તેવા ગુરૂજન આવે ત્યારે તેમને માન આપવું, ઉભા થઇ સામા જવું, તેમને સુખશાતા પૂછવી, તેમની પાસે નમ્ર થઇ બેસવું, અઘટિત સ્થાને તેમનું નામ લેવું નહીં અને તેમની નિંદા સાંભળવી નહીં. તે પછી તે મહાનુભાવ હરિભદ્ર સૂરિ લખે છે કે, " માતપિતાને પરલોકના ધર્મ વ્યાપારમાં પ્રેરણા કરવી, તેમની આજ્ઞાથી આ લોક તથા પરલોકના કાર્યમાં પ્રવૃત્તિ કરવી, કોઇ શ્રેષ્ઠ નવી વસ્તુ મળે તો તેની તેમને પ્રથમ ભેટ કરવી અને જે વસ્તુ તેમણે કોઇ વ્રત નિમિત્તે છોડી દીધી હોય તે શિવાયની વસ્તુનો ઉપભોગ તેમના કર્યા પછી કરવો. "

તરૂણ ગૃહસ્થો ! આ તે મહાત્માના મહા વાક્યને સર્વદા સ્મરણમાં રાખજો. તે મહા વાક્યની અંદર તેમણે જે આશય દર્શાવેલ છે, તે ઘણોજ ઉચ્ચ અને આદરણીય છે. તમારા પૂર્વજો તે પ્રમાણે પ્રવૃત્તિ કરતા હતા અને વડિલવર્ગને ભારે માન આપતા હતા તેથી તેઓ ઉભય લોકમા કીર્ત્તિ તથા પુણ્યને પ્રાપ્ત કરી સદ્ગતિના ભાજન બનતા હતા. તમે તમારા પૂર્વજોની પ્રવૃત્તિનું અનુકરણ કરવા ઉદ્યત થાઓ. તેમ થવાથી તમે પ્રતિદિન ઉચ્ચ સ્થિતિમાં આવતા જશો. જ્યાં સુધી તમે એ પૂર્વજોનું અનુકરણ કરશો નહીં, ત્યાં સુધી તમે તમારી વિદ્યાકળાની સાર્થકતા કરી શકશો નહીં. તમે ગમે તેટલા વિદ્યાકળામા આગળ વધશો, ગમે તેવા મોટા સુધારાવાળા થશો, અને ગમે તેવો ઉચ્ચ અધિકાર મેળવશો, પણ જો તમે તમારા વડિલવર્ગ તરફ અનાદર રાખશો, તેમની ઉપરથી પૂજ્યભાવ છોડી દેશો, તો એ સર્વ તમારૂં તદ્દન નિષ્ફળ થઇ જશે. તમે એકી સાથે અવનતિમાં આવી પડશો. વડિલ વર્ગ તરફ અનાદર કરનારાને માટે એક વિદ્વાન્ કવિ નીચે પ્રમાણે લખે છે—

" गुरूवर्गं तिरस्कृत्य स्वतंत्रोयः प्रवर्त्तते।
स लोकबाह्यो भवति कृतघ्नः पातकी नरः "॥ १॥

જે પોતાના વડિલ વર્ગનો તિરસ્કાર કરી પોતે સ્વતંત્ર થઇ પ્રવર્ત્તે છે, તે કૃતઘ્ન અને પાપી પુરૂષ લોકબાહ્ય થઇ જાય છે. એટલે લોકોથી અનાદર પામેછે. ૧

યુવાનો ! આ કથનનું મનન કરજો. તમે પણ તમારા વડિલનો અનાદર કરશો તો તેવીજ જાતની નિંદાના પાત્ર બનશો. તમારે તમારા માતા પિતા પ્રમુખ વડિલ વર્ગને હૃદયથી માન આપવું અને તેમની આજ્ઞાને શિરપર ધારણ કરવી. તમારે તમારા મનમાં સમજવું જોઇએ કે, માતા પિતા પ્રમુખ તમારા પરમ ઉપકારી છે. તેમણે તમારા પર જે ઉપકારો કરેલા છે, તેમનો બદલો તમારાથી કદિ પણ આપી શકાય તેમ નથી. તેમના કરેલા ઉપકારોને કદિ પણ ભુલી જવા ન જોઇએ. તેમને માટે સર્વદા કૃતજ્ઞ રહેવું જોઇએ. જો તમે તેમની તરફ ઉપેક્ષા રાખશો તો તમારા જેવા કોઇ કૃતઘ્ની ગણાશે નહીં.

તરૂણ શ્રાવકો ! આ મારા ઉપદેશને હૃદયથી ગ્રહણ કરજો, અને મન, વચન તથા કાયાની શુદ્ધિથી તે પ્રમાણે પ્રવૃત્તિ કરજો. તમારામાંના એક ગૃહસ્થે એવી વાત જણાવી હતી કે, કોઇને ખોટું લાગે તો પણ જે સત્ય હોય તે કહી દેવું, કોઇનું મન દુખાવવામા જરા પણ આંચકો ખાવો નહી, બીજાને ઉદ્વેગ કરવામાં પાછી પાની લેવી નહી. ભદ્ર તરૂણો ! તે ગૃહસ્થના આ વચનો તેની મૂર્ખતાને સૂચવનારાં છે.

ઉત્તમ અને કેળવાએલા પુરૂષે કદિ પણ તેવા વિચાર દર્શાવવા ન જોઇએ. તેમ તેવી જાતની પ્રવૃત્તિ પણ કરવી ન જોઇએ. મહાનુભાવ હરિભદ્ર સૂરિ તેને માટે લખેછે કે, ' કોઇને ઉદ્વેગ ન થાય તેવી પ્રવૃત્તિ કરવી. " તે ઉપર ટીકાકાર લખે છે કે— " મન, વચન અને કાયાની એવી ચેષ્ટા કરવી કે જેથી બીજા કોઇના મનને ઉદ્વેગ ન થાય. કારણ કે, જે પુરૂષ બીજાના ઉદ્વેગનો હેતુ થાય તેને કોઇ ઠેકાણે પણ સમાધિ લાભ થતો નથી. જેવી પ્રવૃત્તિ કરે તેવું ફળ મળેછે. "

યુવાનો! તમે આ વાત સર્વદા લક્ષમાં રાખજો. તમારી મનોવૃત્તિની શુદ્ધિને માટે આ પ્રધાન પ્રવૃત્તિ છે. કોઇના હૃદયને દુભાવવું, કોઇને ઉદ્વેગ કરવો અને કોઇ તરફ અભાવ દર્શાવવો, એ શ્રાવકના સદાચારની વિરૂદ્ધ છે. બીજાને માઠું લગાડવું, એ કેવું વિપરીત છે ? તેને માટે એક ચતુર કવિ આ પ્રમાણે લખે છે—

" नोद्वेगः कर्त्तव्यः परजन मानस समाधि भंगकरः।
तेन भवंति जनानां दुर्गतिदः कर्मबंधश्च "॥१॥

"બીજાના મનની સમાધિનો ભંગ કરનારો ઉદ્વેગ કરવો નહીં, તે કરવાથી લોકોને દુર્ગતિને આપનાર કર્મનો બંધ થાય છે." ૧

परोद्वेगः कृतः पीडाकारकः प्राणिनां ध्रुवम्।
येनेहामुत्र जायेत दुःख श्रेणि भुगातुरः॥१॥

" બીજાને કરેલો ઉદ્વેગ પ્રાણીઓને અવશ્ય પીડાકારી થાયછે. જેથી આ લોક તથા પરલોકમાં માણસ દુઃખોની શ્રેણીને ભોગવનાર અને આકુળ વ્યાકુળ થાય છે. " યુવાન ગૃહસ્થો ! આ સુબોધક વચનોનો વિચાર કરી તમે હવેથી કદિ પણ બીજાના ઉદ્વેગનું કારણ થશો નહીં. બીજાને ઉદ્વેગનું કારણ થવું, એ એક જાતની ભાવ હિંસા કહેવાય છે. તે અનેક પ્રકારના કર્મના બંધ કરે છે, તેથી તમારે તેનો સર્વથા ત્યાગ કરવો."

આટલું કહી મહાદેવી વિરામ પામ્યાં એટલે એક સુધારક તરૂણ વિનયથી બોલ્યો. 'મહેશ્વરી ! જે વચનોને માટે આપે ઉપદેશ આપેલો છે, તે વચનો મારા મુખમાંથીજ પ્રગટ થયાં હતાં. હું તેને માટે આપની ક્ષમા યાચું છું અને હવેથી તેવા કુવિચારો પુનઃ ન જણાવવાની પ્રતિજ્ઞા કરૂં છું. ધર્મ માતા ! મારા મુખમાંથી જે એવા કુવિચારોના ઉદ્ગારો પ્રગટ થયા હતા. તે નવીન વિદ્યાના–પ્રૌઢતા વગરના અવિચારી સંસ્કારોનું પરિણામ છે. અમે આજ કાલના સુધારકો દીર્ઘ વિચાર કરતા

નથી. થોડી ઘણી જ્ઞાન સંપત્તિ પ્રાપ્ત થતાંજ અમે ફુલેકી જઇએ છીએ. અમારી ઉછાંછળી પ્રકૃતિ વિપરીત ભાવને પામી જાય છે. અને અમારા હૃદયની મલિનતાની છાયા ચારે તરફ પ્રસરી જાય છે.

મહેશ્વરી! આપ કૃપા કરી અમોને ક્ષમા આપો અને અમારી નઠારી ભાવનાઓને આક્રાંત કરી શુદ્ધ ભાવનાઓને જાગ્રત કરાવો."

તે તરૂણના આવા વચનો સાંભળી મહેશ્વરી હૃદયમાં પ્રસન્ન થઇ ગયાં અને મેઘના જેવી ગંભીર વાણીથી બોલ્યાં. ભદ્ર તરૂણો! તમારા હૃદયમાં પ્રગટ થયેલી ઉપદેશ સાંભળવાની પ્રીતિ મારા મનને અતિશય આનંદિત કરે છે અને તમારી તરફ શુદ્ધ ભાવ ઉત્પન્ન કરાવે છે, તેથી બીજો વિશેષ ઉપદેશ આપવાને માટે મારૂં હૃદય ઉત્સાહિત બને છે. યુવાન શ્રાવકો! તમારા આ સુધારક મંડળમાંના એક ગૃહસ્થે પોષ્ય વર્ગને માટે કેટલુંએક અનુચિત વિવેચન કરેલું હતું, જે સાંભળી મને મારા હૃદયમાં અતિશય ખેદ ઉત્પન્ન થયેલો છે. કેટલાએક મનુષ્યો કોઇ વાત ક્રિયામાં મુકી શકતા નથી તેમ મુકાવી શકતા નથી; તેઓ માત્ર વાણીથી દર્શાવી શકે છે, તેવા મનુષ્યો સર્વને વિશેષ અપ્રિય થઇ પડે છે. બોલ્યા પ્રમાણે નહીં વર્ત્તનારા મનુષ્યોને માટે એક સમર્થ વિદ્વાન્ નીચે પ્રમાણે લખે છે—

" यादृशी वाक् प्रजायेत तादृशी च क्रिया भवेत् ।
वाक् क्रिया वैपरीत्येन नरो भवति पापभाक् " ॥ १ ॥

"જેવી વાણી ઉત્પન્ન થાય, તેવી ક્રિયા હોવી જોઇએ, વાણી અને ક્રિયાના વિપરીત ભાવથી એટલે વાણી જુદી અને ક્રિયા જુદી એમ થવાથી, માણુસ પાપી ગણાય છે. તેથી જે બોલવું, તે પ્રમાણે વર્ત્તવું જોઇએ." ૧

યુવાનો! તે વિદ્વાનના આ ઉદ્ગારો ખરેખર મનન કરવા જેવા છે. તમારામાંના તે ગૃહસ્થે ઉચ્ચારેલા વચનો હજુ પણ સંભારતાં મારા મનને ખેદાતુર બનાવી દે છે. જ્યારે હું તેવા માણસોની અજ્ઞાનતાનો વિચાર કરૂં છું, ત્યારે મારા મનને જરા શાંતિ વળે છે, અને તેમની તરફ ક્ષંતવ્ય ભાવ પ્રગટ થાય છે.

ભદ્ર યુવાનો! તમારે એવી પ્રવૃત્તિ કરવી ન જોઇએ. શ્રાવક—ગૃહસ્થ જ્યારે પોતાના કુટુંબનો સ્વામી બને છે, કુટુંબની સર્વ સત્તાનો અધિપતિ થાય છે, ત્યારે તેના શિર ઉપર અનેક જાતની ફરજો આવી પડે છે. તે ફરજો માંહેલી પ્રથમ ફરજ તેના કુટુંબનું ભરણપોષણ કરવાની છે. કુટુંબના માણસો કે જેઓ પોષ્યવર્ગમા ગણાય છે, તેમનું ગૃહસ્વામીએ ભરણ—પોષણ કરવું જોઇએ. મહાનુભાવ હરિભદ્રસૂરિ, ગૃહસ્થ ધર્મને માટે—તે વિષે એક મહાસૂત્ર લખે છે—

" भर्त्तव्यभरण मिति " ॥

" જે ભરણુ–પોષણુ કરવા યોગ્ય હોય, તેમનું ભરણુ–પોષણુ કરવું. "

યુવાનો ! આ મહાસૂત્ર તમારા ગૃહસ્થ ધર્મનું શુદ્ધ સ્વરૂપ પ્રતિપાદન કરે છે. ટીકાકાર મુનિચંદ્રસૂરિ તેનું વિવેચન કરે છે કે, " ગૃહસ્થ પુરૂષને પોતાના કુટુંબના આશ્રિત માણુસો પોષ્ય તરીકે ગણાય છે. તેઓમાં માતા, પિતા, સતી સ્ત્રી, અને બાળ છોકરાંઓ–એ ત્રણુ અવશ્ય ભરણુ–પોષણુ કરવા યોગ્ય છે. લૌકિકમાં પણુ લખે છે કે,—

" वृद्धौ च मातापितरौ सतीं भार्यां सुतान् शिशून् ।
अप्यकर्मशतं कृत्वा भर्तव्यान् मनुरब्रवीत् " ॥ १ ॥

" વૃદ્ધ માતા પિતા, સતી સ્ત્રી અને શિશુવયના છોકરાંઓનું ન કરવાનાં કામ કરીને પણુ ભરણુ–પોષણુ કરવું, એમ મનુ કહે છે. "

અહિં ' ન કરવાના કામ ' એ શબ્દ ઉપર વિચાર કરવાનો છે. ન કરવાના કામ એટલે અનીતિના કે નઠારા કામ નહીં, પણુ પોતાને ઘટે નહીં તેવા હલકા મજુરીના કામ, એવો અર્થ લેવાનો છે.

તરૂણો ! આ ઉપરથી તમારે સમજવું કે, જો તમારામાં શક્તિ હોય તો તમારે તમારા કુટુંબના આશ્રિત જનોનું ભરણુ–પોષણુ કરવું જોઇએ. જો તમે તમારા એ કર્ત્તવ્યથી ભ્રષ્ટ થશો તો પછી તમારા શિર ઉપર દોષારોપ થયા વિના રહેશે નહીં. પોષ્યવર્ગનું પોષણુ કરવાને દરેક શ્રાવક–આર્ય ગૃહસ્થ બંધાએલો છે. તેનું એ સર્વથી પ્રથમ કર્ત્તવ્ય છે મન, વચન અને કાયાની શુદ્ધિથી પોષ્ય વર્ગનું પોષણુ કરવું જોઇએ. તમે ઉચ્છૃંખળતાથી એ કર્ત્તવ્ય તરફ ધિક્કાર બતાવો છો, એ સહન થઇ શકે તેમ નથી. તમારૂં એ વર્ત્તન સર્વ રીતે ધિક્કારવા યોગ્ય છે. આજ કાલના સુધારકો એ માર્ગથી તદ્દન ભ્રષ્ટ થતા જાય છે. તેઓ કેવળ આત્મપોષક બની નિંદાના પાત્ર બને છે અને છેવટ ઉભય લોકમાંથી ભ્રષ્ટ થાય છે.

ભદ્ર યુવકો ! તમારામાંના ગૃહસ્થે તે વિષે જે ઉદ્દગારો કાઢયા છે, જે કુવિચારો દર્શાવ્યા છે અને જે અજ્ઞાનતા બતાવી છે, તે ખરેખર આર્ય જનને મહાન્ શોક તથા સંતાપને ઊત્પન્ન કરેછે જે માતા પિતા, તમોને ઊછેરી પાલન પોષણુ કરી ઉત્તમ પ્રકારનું શિક્ષણુ આપેછે, તે માતા પિતા અને તેના આશ્રિત નાના છોકરાઓના ભરણુ–પોષણુમાં આનાકાની કરવી, તેમને આશ્રય આપવો નહીં, એ કેવી મોટી કૃત-

ધ્નતા કહેવાય? તરૂણો! તમારે આ વિચાર શુદ્ધ બુદ્ધિથી કરવાનો છે. જ્યારે તમે આવી નઠારી પ્રવૃત્તિ કરશો, તો પછી તમારી કેળવણી તદ્દન નકામી થઇ પડશે, તમારી સુધારાવાળી નવીન વિદ્યા તથા કળાને કલંક લાગશે. ભદ્ર જૈન યુવાનો! તમે જે નવીન વિદ્યા પ્રાપ્ત કરી છે, તેનો દુરૂપયોગ કરો નહીં. તે વિદ્યા પણ નીતિનીજ વિદ્યા છે. તે આવી અધમ પ્રવૃત્તિ કે આવા અનાચારને બોધ આપનારી નથી. તે માર્ગની દર્શાવનારી છે. તેમ છતા કદિ વિદેશના આચાર વિચારને અનુસરતી તે વિદ્યા તેવા કોઇ બોધનો અંશ દર્શાવતી હોય, તો તે ઉપરથી તમારે કોઇ જાતનો નિર્ણય કરવાનો નથી. તમે આર્યાવર્ત્તના વતની છો. આર્ય-જૈન નામને ધારણ કરનારા છો. તમારો ધર્મ, તમારી નીતિ અને તમારા આચાર-વિચાર આર્યત્વથી ભરપૂર છે. તેની અંદર કોઇ જાતની કૃત્રિમતા નથી. નવીન વિદ્યા જડાત્મવાદથી યુક્ત છે, પણ નીતિના તત્ત્વોને સ્પષ્ટ રીતે દર્શાવે છે. તેમાં પણ વડિલ વર્ગને માન આપવાનો નિષેધ નથી. વિનય, નમ્રતા અને વિવેક વગેરે સદ્દગુણોને તે દર્શાવે છે.

યુવાનો! પોષ્ય વર્ગને માટે મહાનુભાવ હરિભદ્રસૂરિ વિશેષ વિવેચન કરી બતાવે છે. કદિ જો ગૃહ કુટુંબનો પોષક પુરૂષ એકલો તેમનું ભરણ પોષણ કરવાને અશક્ત હોય તો તેણે પોતાના કુટુંબી જનોને યોગ્ય એવા ઊદ્યોગના કામમાં લગાડી દેવા. અહિં 'યોગ્ય એવા કામમા' એમ જે કેહેવામાં આવ્યું છે, તેને માટે મહાનુભાવ મુનિચંદ્રસૂરિ ટીકામાં લખેછે કે, "જે કુટુંબનો પરિવાર અવ્યાપારમાં એટલે તેને અઘટતા વ્યાપારમાં જોડવામાં આવ્યો હોય તો પોતાને યોગ્ય એવા આચરણમાં વિનોદ-આનંદ ન આવવાથી નવરો પડી જુગાર વગેરે દુર્વ્યસનનો પણ અભ્યાસી થાય અને નિષ્ફળ રીતે શક્તિનો ક્ષય થવાથી એટલે પોતાને યોગ્ય એવા કામની શક્તિ નિષ્ફળ જવાથી તે કાંઇ પણ કરી શકતો નથી, તેથી તે નિરૂપયોગી થઈ જાયછે. અને જ્યારે નિરૂપયોગી થાયછે ત્યારે તેના ઉપર અનુગ્રહ કર્યો કહેવાતો નથી પણ ઉલટો તેનો વિનાશ કર્યો કહેવાય છે. તેથી ગૃહનાયકે પોતાના કુટુંબી જનોને યોગ્ય કાર્યમાં લગાડી દેવા. તેમ કરવાથી તે કુટુંબાશ્રિત જનો તેના પોષકને સહાયકારક થઈ પડે છે, જેથી તે સુખ સમાધિથી પોતાના પોષ્ય વર્ગનું ભરણ-પોષણ કરવાને સમર્થ થાયછે.

વિદ્વાન્ તરૂણો, આ વાત તમો સર્વદા લક્ષમાં રાખી પ્રવર્ત્તજો. કુટુંબના આશ્રિતોને માટે તેના નાયકે કેટલી બધી કાળજી રાખવાની છે? તેને માટે મહાનુભાવ હરિભદ્રસૂરિ પુનઃ વિશેષમાં લખેછે કે,

"तत्प्रयोजनेषु बद्ध लक्षतेति"

"તે પોષ્ય વર્ગના ધર્મ, અર્થ અને કામના પ્રયોજનમાં હંમેશા લક્ષ રાખવું."

આ મહા વાક્યના પ્રત્યેક અક્ષર તમારે મનન કરવા યોગ્ય છે. મહાનુભાવ મુનિચંદ્રસૂરિ તેની ટીકા કરતાં લખે છે," કે તે પોષ્ય વર્ગના વિવિધ જાતના ધર્મ, અર્થ અને કામ સંબંધી પ્રયોજનમાં બદ્ધલક્ષ થવું. એટલે હંમેશા તેમાં ચિત્ત રાખવું. પોષણ કરનાર ગૃહસ્વામી પોતાના આશ્રિતોના પ્રયોજનની ચિંતા રાખે તો તે આશ્રિતો હંમેશાં પોતાને બતાવેલા કાર્યમાં પોતાના હૃદયને જોડે છે. એટલે દિલ આપીને કામ કરેછે અને જો તેમના કાર્યની ચિંતા રાખવામાં ન આવે, તો તે આશ્રિતો સીદાઇ જાયછે અને તેમના મનમાં નાખુશી થવાથી પોતાને જે કાર્યમાં યોજ્યા હોય, તે કાર્ય કરવાને તેઓ સમર્થ થતા નથી."

યુવાનો ! ટીકાકારના આ વચનો સર્વદા ધ્યાનમાં રાખી, તે પ્રમાણે જો તમે તમારા કુટુંબમાં પ્રવર્ત્તશો, તો તમે કુટુંબ સાથે સર્વદા સુખી રહેશો.

તરૂણ ગૃહસ્થો ! આ સાથે બીજી એક વાત ખાસ લક્ષમાં રાખવા યોગ્ય છે કે, જે પોષ્ય વર્ગ તમારા આશ્રયમાં રહેલો છે, તેની રક્ષા કરવાને માટે તમારે સર્વદા તત્પર રહેવું. તેને માટે મહાશય હરિભદ્રસૂરિ લખેછેઃ—

"अपाय परिरक्षोद्योग" इति ॥

"તે પોષ્ય વર્ગની અનર્થમાંથી રક્ષા કરવાનો ઉદ્યોગ કરવો."

આ શુભાક્ષર ઉપર ટીકા કરતાં મહાનુભાવ મુનિચંદ્રસૂરિ લખેછે કે, "આ લોક તથા પરલોકના અનર્થમાંથી પોષ્ય વર્ગની રક્ષા કરવામાં મહાન્ ઉદ્યમ કરવો" એવી રીતે પોષ્ય વર્ગની રક્ષા કરવાથી પોષ્ય વર્ગ પ્રત્યે સ્વામિત્વ પ્રાપ્ત થાયછે, જેથી તે પોષ્ય વર્ગ અપ્રાપ્ત વસ્તુના લાભ રૂપ યોગ અને પ્રાપ્ત વસ્તુની રક્ષા રૂપ ક્ષેમ એટલે યોગક્ષેમ પ્રાપ્ત કરી શકે છે. રક્ષા કરાએલો પોષ્ય વર્ગ પોતાના પોષકને માટે કેવો પ્રેમ ધારણ કરેછે ? તેને માટે એક વિદ્વાન્ આ પ્રમાણે લખેછેઃ—

"पोषितः पोष्य वर्गश्च समेम निज पालकम् ।
उपास्ते शुद्ध हृदयः उपकारकरं वरम् " ॥ १ ॥
कृतज्ञः कुलशाली च पोष्य वर्गः शुभाशयः ।
उपकारं स्मरन् प्रेम्णा सेवते पालकं निजम् ॥ २ ॥

"પોષણ કરેલો પોષ્યવર્ગ શુદ્ધ હૃદયવાળો થઇ પોતાના ઉપકારી પાળકની પ્રેમથી ઉપાસના કરે છે. ૧

"કુલીન, કૃતજ્ઞ અને શુભ આશયવાળો પોષ્યવર્ગ પોતાના પાળકના ઉપકારનું સ્મરણ કરતો પ્રેમથી તેની સેવા કરે છે." ૨

આ સુબોધક સુભાષિત પોષ્યવર્ગને માટે કેવી ઉત્તમ ભાવના દર્શાવે છે? તે મનન કરવા જેવું છે. કોઇ એક ગૃહસ્વામી અકસ્માત્ અંધ થઇ ગયો હતો. તેની અંધાવસ્થામાં તેના પોષ્યવર્ગે તેની ઉત્તમ પ્રકારની સેવા કરી હતી. એક વખતે તે પોતાના પોષ્યવર્ગનો ભારે ઉપકાર માનવા લાગ્યો. ત્યારે તેના પોષ્યવર્ગે આ પ્રમાણે એક શ્લોક કહ્યો હતોઃ—

"कर्त्तव्यं कुर्महे स्वीयं भद्र भावित मानसाः ।
पूर्वोपकार मस्माकं स्मरामः चित्रमत्र किम्" ॥ १ ॥

"હે ભદ્ર! અમારીપર કરેલા પૂર્વના ઉપકારને સંભારતા એવા અમે, અમારૂં કર્ત્તવ્ય બજાવીએ છીએ. તેમાં શું આશ્ચર્ય છે"? ૧

યુવાન્ ગૃહસ્થો! તે પોષ્યવર્ગે ઉચ્ચારેલો આ શ્લોક તમે સર્વદા હૃદયમા સ્થાપિત કરજો. અને તે ભાવનાને ભાવી તમે શુભ પ્રવૃત્તિ કર્યા કરજો.

યુવાનો! આજ કાલ કેટલાએક સુધરેલા લોકો એક સામાન્ય કારણને લઇને પોતાના આશ્રિતોનો ત્યાગ કરી દે છે; તે ઘણુંજ અનુચિત ગણાય છે. કેટલાએક તો કોઇ પોતાને પસંદ ન હોય અથવા પોતાની મરજી પ્રમાણે વર્ત્તતો ન હોય તો તેનો તત્કાળ ત્યાગ કરી દે છે. એ પણ ધર્મ તથા નીતિની વિરૂદ્ધ છે કદિ કોઇ સંગના દોષથી કે બીજા કોઇ પ્રમાદના કારણથી પોતાનો પોષ્યવર્ગ નિંદનીય કાર્ય આચરે અથવા કોઇ જાતની ભુલ કરે તો પણ તેને સુધારવામા યત્ન કરવો જોઇએ. ઘણાં પ્રયત્નથી સુધારતાં છતાં જો તે સુધરે નહીં તો પછી તેને યોગ્ય શિક્ષા આપવી તેને માટે મહાનુભાવ હરિભદ્રસૂરિ આ પ્રમાણે લખે છેઃ—

"गर्हें ज्ञानस्वगौरवरक्षे इति"

"જો તે પોષ્યવર્ગ નિંદા કરવા યોગ્ય થાય, તો પછી ગૃહસ્થે પોતાના જ્ઞાન અને ગૌરવપણાની રક્ષા કરવી."

તરૂણો! આ સૂત્રવાણીનો વિચાર કરજો જો તમારો પોષ્યવર્ગ સામાન્ય રીતે હલકા કામ કરનારો થાય, તો પછી પોતાના જ્ઞાન અને ગૌરવની રક્ષા કરવી; એટલે

જો પોતાના પોષ્યવર્ગમાં નિંદા કરવા યોગ્ય બનાવ થયો હોય, તો તે પ્રથમ સારી રીતે જાણી લેવો અને તે પછી તેમાં અનુમોદન કરવાનો દોષ ન થાય તે માટે સર્વ પ્રકારે તેવા માણસને માન આપવું નહીં.

યુવાન ગૃહસ્થો! અહિં પોતાના જ્ઞાનની રક્ષા કરવાને માટે જે કહ્યું છે, તે વિષે ઘણું સમજવાનું છે. જ્ઞાન એ શબ્દનો અર્થ ઘણો ગંભીર છે. સંશય, વિપર્યય અને અનધ્યવસાય—એ ત્રણ દોષને છોડી યથાર્થ સ્વરૂપનો નિશ્ચય કરવો તે જ્ઞાન કહેવાય છે. 'આ આમ હશે કે આમ' એમ પરસ્પર વિરૂદ્ધ અર્થનું બે પ્રકારનું જ્ઞાન તે સંશય કહેવાય છે. 'હું, આત્મા છું કે શરીર છું' 'આ એમજ છે' એ યથાર્થ વસ્તુના સ્વરૂપથી વિરૂદ્ધ એવું એકજ જ્ઞાન લઇ બેસવું તે વિપર્યય કહેવાય છે 'હું શરીરજ છું'' આ કાંઇક છે' એમ નિશ્ચયરહિત વિચાર બાંધવો એ 'અનધ્યવસાય' કહેવાય છે. આ પ્રમાણે સંશય વિપર્યય અને અનધ્યવસાય—એ ત્રણ દોષ વગરનું પોતાનું જ્ઞાન તે શુદ્ધજ્ઞાન કહેવાય છે, તેવા જ્ઞાનનું ગૃહસ્થ શ્રાવકે હંમેશા રક્ષણ કરવું જોઇએ.

તરૂણો! આ પ્રમાણે જ્ઞાન તથા પોતાના ગૌરવ—માનનું રક્ષણ કરવામાં તમારે સર્વદા સાવધાન રહેવું. અને તેવી રીતે વર્તીને પોષ્યવર્ગની ત્રિકરણ શુદ્ધિથી રક્ષા કરવી એ તમારો મુખ્ય ગૃહસ્થધર્મ છે. જ્યારે તમે નવીન વિદ્યાના બોધનો વિપરીત અર્થ લઇ પોષ્યવર્ગ તરફ અનાદર દર્શાવો, તો પછી તમારામાં શ્રાવકધર્મનો તદ્દન અભાવ થઇ જશે; અને જ્યારે તમે શ્રાવકધર્મથી તદ્દન ભ્રષ્ટ થઇ જશો તો પછી અનાર્ય અને નાસ્તિકની ગણનામાં ગણાશો. અનાર્યતા અને નાસ્તિકતાવાળું જીવન એ મનુષ્ય જીવન નથી પણ પશુ જીવન છે. એવા જીવનથી જીવવું, એ જીવવું ન કહેવાય, પણ લુહારની ધમણના જેમ શ્વાસોશ્વાસ લીધા કહેવાય. તેથી તરૂણો, તમે એવા પશુજીવનમાંથી દૂર થઇ આર્યજીવનને અંગીકાર કરજો."

આટલું કહી તે મહાદેવી વિરામ પામ્યાં, એટલે સમાજમાં રહેલા એક તરૂણના હૃદયમા તેની ઉત્તમ અસર થઇ આવી અને તેથી તે ગદ્દગદિત કંઠે નીચે પ્રમાણે શાસનદેવીની સ્તુતિ કરવા લાગ્યો.

" नमस्ते शासनाधीशे सदाश्रेयो विधायिनि ।
अज्ञानांध्यविनाशाय कृतनित्य महोदये " ॥ १ ॥

" સદા કલ્યાણને કરનારી અને અજ્ઞાનરૂપ અંધતાનો નાશ કરવા માટે નિત્ય કરનારી હે શાસનદેવી, મહોદયે તમોને નમસ્કાર છે." ૧

આ પ્રમાણે સ્તુતિ કરી તેણે નમ્રતાથી જણાવ્યું:—"પૂજ્ય માતા ! આપે આપેલા ઉપદેશે મારા હૃદયમાં અતિ અસર કરેલી છે. તે અસરના આવેશથી મારી ભાવનામાં કોઇ વિલક્ષણ ફેરફાર થઈ ગયો છે હું અધમતાથી મુક્ત થઇ ઉત્તમતામાં પ્રવિષ્ટ થયો છું. મારી મનોવૃત્તિ ઉપર તમારા ઉપદેશનો પૂર્ણ પ્રકાશ પડેલો છે. તેણે તે મનોવૃત્તિની મલિનતાને અત્યંત દુર કરી છે. આ વખતે મને એક સુંદર સુભાષિત યાદ આવે છે.

" उपदेश प्रभानष्ट मालिनस्य महामतेः
सफलं जीवितं नित्यं धर्मबोध विलासिनः " ॥ १ ॥

"ઉપદેશની પ્રભાથી જેની મલિનતા નાશ પામેલી છે, જેની બુદ્ધિ વિશાળ છે અને જે ધર્મના બોધના વિલાસવાળો છે, એવા પુરૂષનું જીવિત સફળ છે." ૧

મહેશ્વરી ! હવેથી હું અને મારા આ સુધારક મિત્રો કદિ પણ વિરૂદ્ધ વર્ત્તીશું નહીં. આપે આપેલા ઉપદેશને મન, વચન અને કાયાથી અનુસરીશું. પુનઃ બીજો ઉત્તમ ઉપદેશ આપી અમારા જીવનને સફળ કરો; એ અમારી નમ્ર પ્રાર્થના છે. તે સુધારકના આવા વચનો સાંભળી મહેશ્વરી પ્રસન્ન થઇને બોલ્યાં. ભવ્ય તરૂણ શ્રાવક ! તારા હૃદયની ભાવના નિર્મળ જોઈ મારૂં ચિત્ત અત્યંત પ્રસન્ન થાયછે. હવે અહીં વધારે વખત રહેવાનો મને અવકાશ નથી. હજુ મારે ઘણું કામ કરવાનું છે. ભારત વર્ષની જૈન પ્રજામાં પ્રવાસ કરી તેમને સન્માર્ગનું દર્શન કરાવવા મારી તીવ્ર ઇચ્છા છે. હવે હું આ મારો પ્રવાસ પૂર્ણ કરવા ઇચ્છા રાખુંછું. તે છતાં તમારા સવની ઉત્તમ ઇચ્છા અને ભાવના જાણી હું કેટલોએક સંક્ષિપ્ત બોધ આપવા ઇચ્છા રાખુ છું, તે તમે સાવધાન.થઇને સાંભળો.

યુવાન તરૂણો ! મહાનુભાવ હરિભદ્ર સૂરિએ તમારા ગૃહસ્થ ધર્મને માટે કેટલાએક સૂત્રો આપેલાં છે, તે તમારે સર્વદા હૃદયમાં રાખવાં અને તેનું મનન કરી તે પ્રમાણે વર્ત્તવા પ્રવૃત્તિ કરવી. તમારે સર્વદા દેવ, અતિથી અને ગરીબોની સેવા કરવી. આર્હત્ ઇતિહાસમાં જે ઉત્તમ પુરૂષો થઇ ગયા છે, તેમનો દાખલો લઇ તે દેવ વગેરેની યોગ્યતાનું ઉલ્લંઘન કરવું નહીં. તે સાથે તમારે તમારી શારીરિક સ્થિતિની સંભાળ રાખવી શારીરિક સંપત્તિ એ મનુષ્યને સર્વદા રક્ષણીયછે; કારણ કે, ધર્મ સાધવાનું આદ્ય સાધન શરીર છે. શરીરને લઇને ધર્માદિ સર્વ કાર્યો સાધી શકાય છે. મહાનુભાવ હરિભદ્ર સૂરિ તેને માટે લખેછે કેઃ—"ગૃહસ્થ શ્રાવકે પોતાની પ્રકૃતિની અનુકૂળતાએ વખતસર ભોજન કરવું. વખતસર ભોજન કરવામાં પણ રૂચિ

ઉપરાંત જમવાની લોલુપતા કરવી નહીં. શરીરમાં જો નબળાઇ લાગે તો તેનો ઉપાય કરવો." તરૂણો ! આ તે મહાનુભાવના ઉપદેશ વચનોને સદા સ્મરણમાં રાખજો. અને તે પ્રમાણે વર્ત્તન કરી તમારા જીવનને ઉચ્ચ સ્થિતિમાં મુકજો. તમે કેવળ શુષ્ક સુધારાવાળા થશો નહીં. પણ સરસ સુધારાવાળા થજો. નવીન વિદ્યાનો અપચો રાખશો નહીં. તેને સારી રીતે પચાવી ચારિત્રને નિર્મળ કરજો. ધર્મ, અર્થ અને કામ ને નિરાબાધપણે સાધજો. તેને નિરાબાધપણે સાધવાથી તમોને અનુક્રમે મોક્ષનો માર્ગ પણ પ્રાપ્ત થઇ શકશે. તમો આર્યાવર્ત્તની પવિત્ર જૈન પ્રજાના સંતાનો છો. પૂર્વના પુણ્ય રાશિના યોગથી તમોને આર્હત્ ધર્મનો મહાન્ લાભ પ્રાપ્ત થયો છે. એ પવિત્ર ધર્મની ઉપયોગિતા સાધ્ય કરવાને તમારે સર્વદા તત્પર રહેવું જોઇએ. જો તમે તમારા પૂર્વજોનો ઇતિહાસ વાંચશો અને તેમના ઉચ્ચ વર્ત્તનને જાણી તેનો વિચાર કરશો તો તમોને માલુમ પડશે કે, આપણે કાંઇ પણ હીસાબમાં નથી. આપણે મનુષ્ય છતા પશુના જેવું જીવન ગાળીએ છીએ. તેને માટે એક અનુભવી વિદ્વાને આ પ્રમાણે કહેલું છે—

"स्वच्छंद चारिणां नित्या स्वधर्माचार वर्त्तिनाम्
जनानां जीवनं प्रायः पशुवत्कथ्यते बुधैः" ॥ १ ॥

"સ્વચ્છંદપણે વર્ત્તનારા, અને હંમેશા સ્વધર્મ તથા આચારથી નહીં વર્ત્તનારા એવા લોકોનું જીવન પ્રાયે કરીને પશુના જેવું છે, એમ વિદ્વાનો કહે છે. ૧"

યુવાનો! તમારે કદિ પણ ઉચ્છૃંખલ બની જવું નહીં. પ્રાચીન ધર્મ, નીતિ રીતિ અને આચારને માન આપી દેશ કાળ પ્રમાણે વર્ત્તવું. તમે વિદ્વત્તાથી અલંકૃત્ત છો. રાજભાષામાં ઉત્તમ પ્રકારની પ્રવીણતા ધરાવો છો અને આગળ વધવાની યોગ્યતાને પૂર્ણરીતે પામેલા છો. શ્રી વીર પ્રભુના શાસન દેવતાઓ તમોને સહાય આપશે અને તમારી શક્તિને પૂર્ણરીતે પુષ્ટિ આપશે. તરૂણ ગ્રહસ્થો! તમારા દેખાવ ઉપરથી મને આશા રહે છે કે, તમે હૃદયથી શુદ્ધ થયા છો અને તમારા વર્ત્તનનેમાટે પશ્ચાત્તાપ કરી પવિત્ર થયા છો. હવે તમે મારા દિવ્ય દર્શનના અધિકારી છો, માટે હું તમોને મારૂં દિવ્ય દર્શન આપી અહીંથી પ્રયાણ કરવા ઇચ્છા રાખું છું."

આટલું કહી શાસનદેવી તે સુધારકોના સમાજ વચ્ચે પ્રત્યક્ષ થયા. તેમની મનોહર દિવ્ય મૂર્ત્તિના પ્રકાશથી તે સમાજની ભૂમિ પ્રકાશિત થઇ ગઇ. તેમના દિવ્ય દર્શનથી સર્વ સુધારકો સાનંદાશ્ચર્ય થઇ ગયા અને એકી સાથે અંજલિ જોડી તેમને પ્રેમથી વંદના કરવા લાગ્યા. આ સમયે સંસ્કૃત ભાષામાં પ્રવીણતા ધરાવનારા કેટલાએક તરૂણોએ તે મહેશ્વરીની નીચે પ્રમાણે સ્તુતિ કરી.

" नष्ट धर्म प्रबोधाय यस्या अवतरणं भुवि ।
तस्यै शासन देव्यै च नमो दिव्य महायुजे" ॥ १ ॥

" નાશ પામેલા ધર્મનો બોધ કરવાને જેનો પૃથ્વી ઉપર અવતાર થયેલો છે, એવા તે દિવ્ય તેજવાળા શાસનદેવીને અમે નમસ્કાર કરીએ છીએ. " ૧

આ પ્રમાણે સ્તુતિ કર્યા પછી તેઓમાંથી કેટલાએક વિદ્વાન્ ગૃહસ્થો આ પ્રમાણે બોલ્યાઃ—" મહેશ્વરી ! આપના દિવ્ય દર્શન કરી અમે પૂર્ણ રીતે કૃતાર્થ થયા છીએ. આવા વિષમ સમયમાં વીરપ્રભુના શાસનના અધિષ્ઠાત્રી આપ મહેશ્વરી અમોને પ્રત્યક્ષ દર્શન આપો, એ અમારા અહોભાગ્ય છે. અમે સર્વ રીતે અધમ છતાં પણ આજે આપનાં દિવ્ય દર્શન મેળવી આર્હત્ ધર્મના ઉત્તમ અધિકારી થયા છીએ અમે અમારા મનુષ્ય જીવનને સર્વોત્કૃષ્ટ ગણીએ છીએ અને અમારા ધાર્મિક તથા સાંસારિક ઉદયની ઉમદી આશા રાખીએ છીએ." તે પછી મહેશ્વરી બોલ્યાંઃ- " ભદ્ર યુવાનો ! તમો સર્વને હું અંતરની આશીષ આપું છું કે, તમે નવીન વિદ્યાના પ્રભાવને વધારો, પ્રમાદ વગેરે દોષોને દૂર કરો, ઉચ્છૃંખળતા, તોછડાઇ અને અવિનયનો ત્યાગ કરો, આર્હત્ ધર્મના તત્ત્વ માર્ગને સંપાદન કરો, શ્રાવકના ગૃહસ્થ ધર્મને યથાર્થ રીતે પાળો અને છેવટે પ્રવૃત્તિ માર્ગમાંથી મુક્ત થઈ નિવૃત્તિ માર્ગને અંગીકાર કરો. " આટલું કહી શાસનદેવી નીચેનું સુબોધક પદ્ય બોલતાં બોલતાં અદૃશ્ય થઇ ગયા

श्राद्धा जयंतु सच्छ्रद्धा धर्मबोधोत्सुकाशयाः ।
संघोऽस्तु विजयी नित्यं जैनं जयतु शासनम् ॥ १ ॥

શ્રાવકો સારી શ્રદ્ધાવાળા અને ધર્મનો બોધ લેવામાં ઉત્સુક હૃદયવાળા થાઓ, સંઘ સદા વિજયી થાઓ અને જૈન શાસન જય પામો. ૧

## પ્રવાસ ૪ થો.

" जत्ताइ जिणवराणं खिज्जंति पुव्वसंचिया कम्मा" ।
आयरिय नमुक्कारेण विज्जामंतावि सिज्जंति " ॥१॥

" જિનેશ્વરની ભક્તિથી પૂર્વ સંચિત કર્મનો ક્ષય થાય છે અને આચાર્યને નમસ્કારાદિ કરવાથી વિદ્યામંત્ર પણ સિદ્ધ થાય છે. " ૧

સમુદ્રના તીર ઉપર એક સુશોભિત નગર આવેલું હતું. નગરની અંદર વિવિધ જાતની પ્રજાઓ વસતી હતી. તેઓમાં વેદ અને જૈન ધર્મને માનનારી પ્રજાનો ભાગ મોટો હતો. તે નગર એક ન્યાયી રાજાના રાજ્યની રાજધાની હતું. રાજ્ય તરફથી સર્વ પ્રજાઓના ધર્મોને યોગ્ય આશ્રય મળતો હતો. નીતિમાન્ રાજા સર્વ પ્રજાના ધર્મોને સમાન દૃષ્ટિથી જોતો હતો. રાજ્ય સત્તા રાજાને આધીન હતી, તોપણ જાણે પ્રજાસત્તાક રાજ્ય હોય, તેવું તે દેખાતું હતું. સર્વ પ્રજા ન્યાયી રાજ્યની શીતળ છાયામાં રહી પોત પોતાના ધર્મોને પાળતી હતી અને મહારાજાના જયનો ઉચ્ચાર કરતી હતી. આ બધા ઉત્તમ કારણોને લઇને તે રાજધાનીનું નગર ધર્મની રાજધાની થઇ પડયું હતું. નગરની અંદર અને બાહેર શિવાલયો અને જિનાલયો દેવ વિમાનની જેમ શોભી રહ્યાં હતાં. પ્રાતઃ અને સાયંકાળે ભાવિક આર્ય પ્રજા પોત પોતાના ઇષ્ટ દેવના દર્શન કરવાને શ્રેણી બંધ જતી હતી, અને માર્ગે ચાલતાં ચાલતા નગરપતિ મહારાજાની નીતિ અને ગુણોની પ્રશંસા કરતી હતી.

આ નગરની અંદર બે ઉપાશ્રયો આવેલા હતા, તેઓમાં એક ઉપાશ્રય ઘણું વિશાલ અને સગવડવાળો હતો. જૈન પ્રજાની મોટી વસ્તી હોવાથી અનેક મુનિઓ તે ઉપાશ્રયમાં આવ્યા કરતા હતા. એવો કવચિત્જ વખત આવતો કે તે ઉપાશ્રયમાં કોઇ એક મુનિ વસતા ન હોય. ઘણીવાર મુનિઓના ટોળેટોળાં તેમાં રહેતાં હતાં. કેટલા એક મુનિઓ તો ત્યાં સદાકાળ રહ્યા કરતા અને જાણે તેના સ્વામી થઇ પડયા હોય તેમ વર્ત્તતા હતા.

મહાદેવી શાસનસુરી ફરતાં ફરતાં આ નગરમાં આવી ચડયા. તે મનોહર રાજધાની જોઇ તેમના હૃદયમાં અતિશય સંતોષ થઇ ગયો. સર્વ પ્રજાને સુખી જોઇ તે મહાદેવી અતિશય પ્રસન્ન થઇ ગયાં. તે વખતે તેઓ નીચેનું પદ્ય બોલ્યાં હતાં.

" धन्यमे तत्पुरवरं यत्र राजानयान्वितः
प्रजा धर्मरतायत्र राजकीर्ति प्रसारिकाः " ॥ १ ॥

" આ શ્રેષ્ઠ નગરને ધન્ય છે કે, જેમાં રાજા નીતિમાન્ છે અને જ્યાં પોતાના ધર્મમાં તત્પર એવી પ્રજા રાજાની કીર્ત્તિને પ્રસારે છે. " ૧

આ પદ્યનો ઉચ્ચાર કરતાં શાસનદેવી નગરના પ્રત્યેક સ્થળે ફરવા લાગ્યાં અને અનેક જાતનાં કૌતુકો જોઈ હૃદયમાં ખુશી થવા લાગ્યાં. તે મહેશ્વરી ફરતા ફરતા પેલા વિશાળ ઉપાશ્રયમાં આવી ચડયાં, અને તેની અંદર અદૃશ્ય રૂપે પ્રવેશ કર્યો.

આ વખતે વ્યાખ્યાનનો સમય હતો. એક પદવીધર મુનિ વ્યાખ્યાનના આસન ઉપર બેઠા બેઠા ધાર્મિક વ્યાખ્યાન આપતા હતા. ધાર્મિક વ્યાખ્યાન પૂર્ણ થયા પછી તેમણે સાંસારિક વ્યાખ્યાન લીધું હતું. તે પંન્યાસપદને ધારણ કરનારા મુનિ તદ્દન જુદાજ રીવાજને માનનારાહતા. નવીન સુધારા તરફ તેમને ભારે તિરસ્કાર હતો. તેઓ પ્રતિદિવસ પોતાના વ્યાખ્યાનમાં નવીન સુધારકોની ભારે નિંદા કરતા હતા. તેમણે સુધારકોનેમાટે કેટલીએક સંસ્કૃત કવિતાઓ રચી હતી. તેઓમાં નીચેની કવિતા તે હમેશાં કહેવા હતા.

" स्वेच्छाचाराः मदोन्मत्ताः मूर्खाः पंडित मानिनः ।
नवीनाः संप्रवर्त्तंते सुधारक पदान्विताः " ॥ १ ॥

સ્વેચ્છા પ્રમાણે વર્ત્તનારા, મદથી ઉન્મત્ત થઈ ગયેલા, મૂર્ખ, પોતાના આત્માને પંડિત માનનારા અને સુધારકના પદને ધારણ કરનારા નવીન પુરૂષો પ્રવર્ત્તે છે. ૧

કોઇ પણ નવીન સુધારક તેમને વાદવા આવતો ત્યારે તેઓ આ પદ્યને બોલતા હતા. આજે વ્યાખ્યાનશાળામાં સુધારકોની સંખ્યા વધારે હાજર હતી. પર્વનો દિવસ હોવાથી ઘણા સુધારકો પરસ્પર મિત્રોના આગ્રહથી તે પંન્યાસનું વ્યાખ્યાન સાંભળવાને આવ્યા હતા. વ્યાખ્યાન શાળામાં સુધારકોની મોટી હાજરી જોઇ સુધારાના વિરોધી પંન્યાસજીના મનમાં સ્ફુરી આવ્યું કે, આજે બરાબર લાગ આવ્યો છે, તેથી આ સમયે સુધારાના ખંડનનું વ્યાખ્યાન આપવું યોગ્ય છે. આજકાલ સુધારાએ જોર પકડયું છે અને દરેક સ્થળે પોતાની સત્તા જમાવી છે. ઉચ્છૃંખલ અને ઉન્મત્ત થઇ ગયેલા સુધારકો વિપરીત વિચારો દર્શાવી ભોળા લોકોને ભમાવવા લાગ્યા છે. અને તેઓ સ્વતંત્ર થઇ પ્રાચીન ધર્મ તથા વ્યવહારના આચાર–વિચારોને નિંદવા લાગ્યા છે. તેમને યથાર્થ ઉપદેશ આપી સન્માર્ગ તરફ દોરી લાવવાનો આ પૂરેપૂરો લાગ આવ્યો છે. હવે આ વખત ચુકવો ન જોઇએ. "

આવો વિચાર કરી તે મહામુનિએ પોતાના સાંસારિક વ્યાખ્યાનનો આરંભ કર્યો—" ગૃહસ્થ શ્રાવકો ! આજના ધાર્મિક વ્યાખ્યાનની સમાપ્તિ કર્યા પછી હવે હું કેટલોએક સાંસારિક ધર્મનો ઉપદેશ આપવાની ઇચ્છા રાખું છું. વળી આજે એક વધારે આનંદની વાત એ છે કે, આજની પર્ષદામાં કેટલાએક સુધારાવાળા તરૂણ શ્રાવકોએ ભાગ લીધો છે. તેઓના હિતની ખાતર મારે થોડુંએક ઉપદેશરૂપે કહેવાનું છે. આજકાલ સુધારાનો મોટો પ્રચંડ પવન જોરથી વાય છે. ચારે તરફ સુધારાની ભાવના ભાવવાને લોકો તત્પર બની ગયા છે. કેટલાએક વિદેશગમનની છૂટ માગે છે, કેટલાએક હોટલમાં જવા ઉત્સાહ ધરાવે છે, કેટલાએક બરફ, સોડા વગેરે અભક્ષ્ય પદાર્થોની નિર્દોષતા સિદ્ધ કરવા મથે છે. કેટલાએક ઉદ્ભટવેષપેહેરવાની છૂટ માગે છે, કેટલાએક મોટી વયે લગ્ન કરવાની ઇચ્છા બતાવે છે, કેટલાએક મૂર્ત્તિપૂજા તથા ધર્મની ક્રિયાને ઢોંગ કહી કાઢી નાંખવા માગે છે, કેટલાએક પ્રાચીન રૂઢિનો નાશ કરવા મથન કરે છે અને કેટલાએક પ્રાચીન રીવાજોને જંગલી કહીને વખોડે છે.

તરૂણ ગૃહસ્થો ! આ બધા તમારા વિચારો વિપરીત છે. નવીન વિદ્યાના નઠારા સંસ્કારોએ તમારી બુદ્ધિને ભમાવી દીધી છે. જે આચાર, રીતિ અને રીવાજો પ્રાચીન કાળથી ચાલ્યા આવે છે, તેમને તમારે હૃદયથી માન આપવું જોઇએ. અને તેમની તરફ પૂજ્ય ભાવની દૃષ્ટિએ જોવું જોઇએ. મારે ખેદ સાથે કહેવું પડે છે કે, તમારા સુધારાવાળા કેટલાએક પરદેશ ગમન કરવાની છૂટ માગે છે, તે ઘણીજ વિપરીત વાર્તા છે. જો તમે દૂર દેશમાં જશો તો તમે તમારા શુદ્ધ આચારથી ભ્રષ્ટ થઇ જશો. પ્રતિક્રમણ, સામાયિક, પોષહ વગેરે તમારી સર્વ ક્રિયાઓનો લોપ થઇ જશે. તમોને ભક્ષ્યાભક્ષ્યનો વિચાર રહેશે નહીં. તેવા દૂર દેશમાં તમોને પ્રથમ તો ધર્મને બાધ ન આવે તેવી કોઇ જાતની સામગ્રી મળશે નહીં. ત્યાં જિનાલયો તથા ઉપાશ્રયો ક્યાંથી મળશે ? ઉપાશ્રય વિના સાધુઓનો યોગ શી રીતે થશે ? જ્યારે ગુરૂ દર્શનનો લાભ નહીં મળે તો પછી તમોને કોણ ધર્મ પમાડશે ? મુનિના યોગ શિવાય કોઇપણ પ્રકારનો ધાર્મિક લાભ મળતો નથી. અમો–મુનિઓના પ્રભાવથીજ તમારા ધર્મનો નિર્વાહ થાય છે. વિદેશમાં જવાથી તમોને સાધુ સાધ્વીનો યોગ થશે નહીં. એટલે તમો તદ્દન ધર્મથી અને આચારથી વિમુખ થઇ જવાના. તમારી મનોવૃત્તિમાંથી ધર્મની શ્રદ્ધા તદ્દન નષ્ટ થઇ જવાની અને તમે તદ્દન નાસ્તિક બની જવાના, તેથી તમારે દૂર દેશ જવાની ઇચ્છા કદિ પણ કરવી નહીં. તરૂણ ગૃહસ્થો ! તમારામાંના કેટલાએક ઇંગ્રેજી કેળવણીમાં આગળ વધે છે, એ પણ આપણાં ધર્મની વિરૂદ્ધ છે. પ્રત્યેક શ્રાવકે પ્રથમ ધર્મનું અને પછી પોતાની દેશી વિદ્યાનું શિક્ષણ મેળવવું જોઇએ. તેટલું જ્ઞાન મેળવ્યા પછી ઉપાશ્રયમાં આવી કોઇ સાધુની સેવા કરવામાં તત્પર રહેવું

જોઇએ. તમો જેટલા ઇંગ્રેજી વિદ્યામાં આગળ વધો છો, તેટલા દુર્ગતિમાં પણ આગળ વધો છો. અનાર્ય ભાષાના અભ્યાસથી તમારા પરિણામ બગડતા જાય છે અને અનેક જાતના કર્મબંધ થતા જાય છે. તમારે માટે એક ગુર્જર કવિ નીચેની કવિતા કથે છે.:—

## ઉપજાતિ ભેદ.

અનાર્ય ભાષા ભણતા યુવાનો, બને સદા ભ્રષ્ટ ધરે નિશાનો;
ઑલ લો બધા તે છક થૈ કહે છે, ઇર્ષ્યા અતિ અંતરમાં વહે છે. ૧
છકેલ સર્વે બનતા ઉમંગે, ધરે સદા ઉદ્ભટ વેષ અંગે;
ચાલે ગતિ તે મદથી ભરેલી, નૈં તેમની બુદ્ધિ જરા ઠરેલી. ૨
લાવે જરા જો વળી દે પગાર, જાણે કમાયાં ક્ષણમાં હજાર;
જરા નહીં તે વડિલોનું માને, ધરે સદા આપ ગુમાનતાને. ૩
સુધારકો તેજ બને ગુમાની, કરે ત્યજી લાભ અતીવ હાનિ;
નિર્વીર્ય ને નિર્બળ આપ થાતા, ફરે સદા આત્મ ગુણોજ ગાતા. ૪

ગૃહસ્થો! આ કવિતા તમોને બરાબર લાગુ પડે છે. તમે તમારા ધર્મ અને આચારથી વિપરીત રીતે વર્ત્તી ઉચ્છૃંખલ બની ગયા છો. જો તમે અમારા ઉપદેશને માન્ય કરશો નહીં તો તમોને સંઘની બાહેર મુકાવવા અમે પ્રયત્ન કરીશું."

આટલું કહી પંન્યાસજી ક્ષણવાર વિરામ પામ્યા, એટલે એક તરૂણ ઉભો થઇને બોલ્યો—"મહારાજજી, તમારો આ ઉપદેશ સાંભળી અમારા હૃદયમાં અતિશય પરિતાપ થાય છે. સાંપ્રતકાળે ભારતવર્ષની પ્રજાનો અભ્યુદય શેમાં છે? એ વાત તમારાથી તદ્દન અજ્ઞાત છે. તમે પૂરેપૂરા પ્રાચીન ભાવનાના હીમાયતી છો. દેશકાળાનુસાર વર્ત્તન કરવાના ઉપયોગી નિયમને તમે બીલકુલ જાણતાજ નથી. મહારાજ! ક્ષમા કરજો. મારે તમને ખરેખરૂં કહેવું પડે છે. આજકાલ જમાનો બદલાઇ ગયો છે. ભારતવર્ષ ઉપર વિદેશી રાજ્યસત્તા ચાલે છે. વિદેશી ભાષાને રાજ્યભાષાનું મહાપદ મળેલું છે, વિદેશી વિદ્વાનો પોતાના કળા કૌશલ્યથી આર્યપ્રજા ઉપર મહામોહ વિસ્તારી રહ્યા છે. આર્યપ્રજાનો મહાન્ ઉદય તેમના કળાકૌશલ્યને આધીન રહેલો છે. તેમની ભાષા અને કેટલાએક વર્તનને અનુસર્યા વગર ભારતનો ઉદય કદિપણ થવાનો નથી. આવા સમયમાં આપનો આ ઉપદેશ કોઇરીતે પણ યોગ્ય નથી જો આપ આવો ઉપદેશ આપશો તો અમો અમારી સભામાં એવો ઠરાવ કરીશું કે દેશકાળની વિરૂદ્ધ એવા ઉપદેશો સાંભળવાને જવું નહીં. અમારામાંના એક કવિએ એક વખત એવી દરખાસ્ત મૂકી આ પ્રમાણે કવિતા કહી હતી:-

## ગીતિ.

દેશ કાળ નવ ગણુતાં, નિત્ય સુધારા વગોવતા પ્રીતે;
તેવાના ઉપદેશો, સાંભળવા નહીં કદાપિ શુભ રીતે. ૧

મહારાજ ! માટે કૃપા કરી આવો ઉપદેશ આપશો નહીં. આપનો ઉપદેશ ગમે તેવો ઉત્તમ હોય તોપણ જો તે દેશકાળની વિરૂદ્ધ હોય તો તેવા ઉપદેશનો સર્વથા ત્યાગ કરવો જોઈએ. આપ અમારા ગુરૂ છો, તે છતાં મેં આપને યથાર્થ વચન કહ્યાં છે, તેની અંદર જો કાંઈપણ અવિનય થયો હોય તો તેને માટે ક્ષમા યાચું છું. એમ કહી તેણે એક શ્લોક કહી સંભળાવ્યો.

"मदादविनयाच्चापि प्रमादान्मतिसंभ्रमात् ।
यदुक्तं वचनं दोषात् क्षंतव्यं गुरुजिर्हि तत्" ॥ १ ॥

"મદથી, અવિનયથી, પ્રમાદથી, બુદ્ધિના ભ્રમથી અને દોષથી જે કાંઇ વચન કહેવામાં આવ્યું હોય, તે ગુરૂજનોએ ક્ષમા કરવા યોગ્ય છે." ૧

આ શ્લોક કહ્યા પછી તે યુવાન વિરામ પામ્યો, એટલે પંન્યાસજી રોષાવિષ્ટ થઈને બોલ્યા—" અરે અવિનયી ! તું શું બકે છે ? તું શું મને પણ ઉપદેશ આપવા આવ્યો છે ? નીચે બેસી જા. તારૂં ડાહાપણુ ઉભરાઇ જાય છે તું કહેછે કે, અમે અમારી સભામાં ઠરાવ કરીશું કે, " કોઈએ આવો ઉપદેશ સાંભળવા જવું નહીં. " આ તારા વચનો કેવા અનુચિત છે ? સભા કે સંસ્થા એ ધર્મવિરૂદ્ધજ છે, એમ હું માનું છું આ ભારતવર્ષમાં જેટલી જૈન સભાઓ અને સંસ્થાઓ છે, તે બધી નકામી છે. તેની અંદર કોઈ જાતના સારા કાર્યો થતાં નથી. દરેક સભામાં અનેક જાતના ઘોંટાળા હોય છે. મારા હૃદયનો વિચાર એવો છે કે, હવે વિહાર કરી પ્રત્યેક સ્થળમાં એવો ઉપદેશ આપવો કે જે કોઈ શ્રાવક સભામાં મેમ્બર તરીકે થાય છે, તે કર્મના બંધ કરનારો અધમ શ્રાવક ગણાય છે, તે સાથે જો મારા ઉપદેશની વિશેષ અસર થશે તો હું શ્રાવકોને બાધા આપીશ કે કોઈપણ જૈનસભામાં મેમ્બર થવું નહીં. હાલ વળી ભારતવર્ષના કેટલાએક ઉચ્છૃંખલ યુવાનોએ એકઠા થઈ જૈન કોન્ફરન્સ નામની સંસ્થા ઉભી કરેલી છે. જ્યારથી મેં તે નામ સાંભળ્યું છે, ત્યારથી મારા મનમાં હંમેશા વિશેષ પરિતાપ રહ્યા કરે છે. જેમ જેમ તે સંસ્થાનો વિશેષ ઉદય અને કીર્ત્તિ મારા સાંભળવામાં આવે છે, તેમ તેમ મને વધારે

અપશોષ થયા કરે છે. હું એજ ચિંતામાં મગ્ન થઇ દુર્બળ થતો જાઉં છું. હંમેશા મારા મનમાં એવી ભાવના ભાવ્યા કરૂં છું કે, એ વિજયવતી જૈન કોન્ફરન્સનો નાશ થઇ જાઓ. એવી કોન્ફરન્સ અને સભાઓ થવાથી મુનિઓને મોટી હાનિ થાય છે વકતાઓના વ્યાખ્યાનો સાંભળવાને જેવા લોકો ઇંતિજાર હોય છે, તેવા મુનિઓના વ્યાખ્યાનો સાંભળવાને હોતા નથી. ભાષણોના ભભકામાં લોકો અંજાઇ જાય છે વળી આજકાલના કેટલાએક તરૂણો ભાષાંતરો વાંચી મુનિઓના આચાર ધર્મના જાણીતા થઇ જાય છે, પછી તેઓ મુનિઓના વર્ત્તનને માટે ટીકાઓ કરે છે અને અનેક જાતના નિંદા ભરેલા લેખો લખે છે. આથી—સંસ્થાઓ સ્થપાયાથી અમારા લોકોને ભારે નુકશાન થાય છે. મારે દીલગીરી સાથે કહેવું પડે છે કે, અમારા માંહિલા કેટલાએક અલ્પમતિ મુનિઓ કોન્ફરન્સ અને બીજી સંસ્થાઓને ઉત્તેજન આપે છે, તેઓ ખરેખર મૂર્ખાઇ કરે છે. જે સંસ્થાઓ પોતાને અને પોતાના જાતભાઇઓને હાનિ કરનારી છે, તેને ઉતેજન આપવું, એ કેવું અઘટિત કહેવાય ? શ્રાવકો ! તેથી મારે તમોને કહેવાનું કે, જેઓ સુધારાવાળા સાંપ્રતકાળના તરૂણો છે. તેમને તમારે ઉત્તેજન આપવું નહીં. બનતાં સુધી તેમના સંસર્ગમાં પણ આવવું નહીં. જો તમે તેમનો સંસર્ગ કરશો અથવા તેમની સંસ્થાઓમાં અંગભુત થઇ જોડાશો, તો તમારા તરફ પણ અમારો અભાવ થઇ જશે. છળકપટથી છેતરનારા, ભાષણો કરી મોહ પમાડનારા અને ઉન્મત્ત થઇ વર્ત્તનારા આ સુધારાવાળાઓ જાણે નવા ગોશાળા ઉત્પન્ન થયા હોય, તેમ મને લાગે છે. તે અધમ નરો આપણા પ્રાચીન ધર્મની અવનતિ કરનારા છે; એમ તમારે અવશ્ય માનવું. તે લોકો જો તમારા ઉત્તેજનથી પ્રબળ થશે, તો પછી સંઘની અંદર તમારૂં માન રહેશે નહીં અને તેઓ પોતે સંઘના નાયક બની જશે. તેથી તમારે તે લોકોનો સર્વથા ત્યાગ કરી દેવો, એજ અમારો ઉપદેશ છે. ”

આટલું કહી પંન્યાસજીએ પોતાની વાણીનો પ્રવાહ બંધ કર્યો. તેમના વચનો સાંભળી એક સુધારક ઉશ્કેરાઇ ગયો. ભારતવર્ષની વિજયવતી જૈન કોન્ફરન્સની નિંદા સાંભળી તે યુવકના હૃદયની લાગણીઓ જાગ્રત થઇ આવી. તેનું નિર્મળ હૃદય રોષના પ્રચંડ વેગમાં તણાઇ ગયું. તે ઉચ્ચ સ્વરથી બોલ્યો. “મહારાજ ! બસ થયું. તમારા નિંદાયુક્ત વચનો સાંભળવાની અમારી ઇચ્છા નથી. તમારા વચનો સાંભળી અપવિત્રતા પ્રસરી ગઇ છે- હૃદય ક્ષોભાતુર બની ગયું છે. તમે ગુરૂ થયા, એટલે તમોને વધારે કહેતાં લજ્જા આવે છે, તથાપિ હૃદય વશ રહેતું નથી. દુઃખાએલી લાગણીઓ વાણીને બાહેર લાવવા પ્રેરણા કરે છે. જૈન ગુરૂના મુખમાંથી આવા વચનો નિકળે નહીં. ભગવાન્ મહાવીર પ્રભુના પરિવારમાં આવો અવિનય હોયજ

નહીં. હું હીંમતથી કહું છું કે, તમે જૈન મુનિ નથી, પણ વેષધારી છો. ભારતવર્ષના સમગ્ર સંઘની નિંદા કરનાર જૈન મુનિ હોય નહીં. તીર્થ રૂપ સંઘનો અનાદર કરવામાં આર્હત્ ધર્મના અનગારો કદિ પણ ભાગ લેજ નહીં. એક સામાન્ય ગામના સંઘની નિંદા કરવી–તેનો અનાદર કરવો, એ મહાન્ અત્યાચાર કહેવાય છે, તો પછી આખા વિશ્વના સંઘની નિંદા કરવી, એ કેવો અત્યાચાર કહેવાય? મહારાજ! આ તમારી કુપ્રવૃત્તિ તમારો જ અનાદર કરાવશે. વિજયવતી જૈન કોન્ફરન્સના નાશની મનમાં પણ ભાવના લાવવી, એ મહા પાપને ઉત્પન્ન કરનારૂં અકાર્ય છે. હું તમારા હિતની ખાતર કહું છું કે, આ નઠારી પ્રવૃત્તિને છોડી દેજો. તમે સુધારકોની નિંદા કરો છો, એ પણ ઘણુંજ અયોગ્ય છે. પણ જે કોન્ફરન્સ જેવી મહાન્ સંસ્થાની નિંદા કરો છો, એ તમારી પાપ બુદ્ધિ ધિક્કારવા લાયક છે. "

તે યુવકના મુખમાંથી આ શબ્દો નીકળતાંજ પંન્યાસજી ક્રોધાતુર બની ગયા, અને એકદમ ગર્જના કરીને બોલી ઉઠયા:—" અરે અધમ સુધારક! બસ કર. મારા જેવા પંન્યાસને પાપ બુદ્ધિ કહે છે, તેથી તુંજ ધિક્કારને પાત્ર છે. શ્રાવકો! તમે બધા એક થઇ આ પાપીને સંઘની બાહેર મુકી દો. આવા પાપીઓનું મુખ જોવું, એ પાપાનુબંધી પાપ છે. હું કોન્ફરન્સને હૃદયથી ધિક્કારૂં છું. આ પર્ષદામાં જે શ્રાવકો મારા રાગી હોય; તેઓ ઉભા થઇ હાથ જોડો. હું સર્વને એવી બાધા આપવા ઇચ્છા રાખુંછું કે, હવેથી કોઇએ જૈન કોન્ફરન્સમાં ભાગ લેવો નહીં, કોઇપણ સંસ્થાના મેમ્બર થવું નહીં અને સુધારાવાળાનો સંસર્ગ કરવો નહીં. સત્વર હાથ જોડી ઉભા થાઓ અને મારી પાસે તે વિષેની બાધા લો. જો તમે મારી આજ્ઞા નહીં માનો તો આ ઉપાશ્રયમાં આવશો નહીં અને અમોને વાંદશો નહીં. હું તમોને કદિ પણ ધર્મનું વ્યાખ્યાન સંભળાવીશ નહીં. "

આટલું કહિ તે પંન્યાસજી વકત્રાસન ઉપરથી બેઠા થયા અને ગુસ્સો કરી ત્યાંથી ચાલતા થયા. કેટલાએક ભાવિક અને રાગી શ્રાવકો ઉભા થઇ પંન્યાસજીની પાસે આવી વીંટળાઇ વળ્યા અને અનેક પ્રકારે તેમની આજીજી કરવા લાગ્યા.

મહેશ્વરી શાસનસુરી આ બધો દેખાવ અદૃશ્ય રહી જોતાં હતાં. પંન્યાસજીની પ્રવૃત્તિ જોઇ તેઓ હૃદયમાં અતિશય ખેદાતુર થતાં હતાં. તત્કાળ તેઓ ખેદ તથા રોષને ધારણ કરી નીચે પ્રમાણે એક મધુર સુભાષિત બોલ્યા.

" देशकालाविचारेण संघनिंदाविधायकाः ।
साधवो निंदनीयाः स्युः साध्वाभासाः दुरात्मकाः " ॥ १ ॥

"દેશકાળનો વિચાર કર્યા વગર સંઘની નિંદા કરનારા સાધુઓ, નિંદા કરવા યોગ્ય—સાધ્વાભાસ અને દુરાત્મા થાય છે." ૧

આ અદૃશ્ય ધ્વનિ સાંભળી સર્વ સુધારક સમાજ ચકિત થઈ ગયો અને ચકિત દૃષ્ટિથી ચારે તરફ જોવા લાગ્યો. ક્ષણવાર પછી પાછો તેજ ધ્વનિ પ્રગટ થયો. સર્વના મનમાં વિશેષ આશ્ચર્ય ઉત્પન્ન થયું. નવીન સુધારકો અને પ્રાચીન શ્રાવકો અનેક જાતના તર્ક વિતર્ક કરવા લાગ્યા. પંન્યાસના મનમાં પણ આશ્ચર્ય થઈ આવ્યું. સર્વ કોઈ શાંત બની ગયું. ક્ષણવારે શાસનદેવી, ઊંચે સ્વરે બોલ્યાં–"અરે! અવિચારી પંન્યાસ! તમારી બુદ્ધિની મુગ્ધતા જોઈ મારા મનને અતિશય ખેદ ઉત્પન્ન થાય છે, દેશ તથા કાળનો વિચાર કર્યા વગર તમે યદ્વા તદ્વા બોલો છો, એ તમારા જેવા જૈન મુનિને ઘટતું નથી. તમે જેની ભારે નિંદા કરેલી છે, એવી જૈન કોન્ફરન્સના પ્રભાવને તમે જાણતા નથી સાંપ્રતકાલને અનુસારે જૈનપ્રજાના ધાર્મિક અને સાંસારિક અભ્યુદયનો આધાર એ સંસ્થા ઉપર છે. એક સામાન્ય સંસ્થા પણ ઉત્તમ પ્રકારનું શ્રેય કરવાને સમર્થ થઈ શકે છે, તો જૈન કોન્ફરન્સ એ વિશ્વની જૈન પ્રજાનું મહામંડળ છે, તેનાથી કેવા કેવા કાર્યો સિદ્ધ થઈ શકે? તેનો વિચાર કરો. પંન્યાસ! તમે વિજયવતી કોન્ફરન્સની નિંદા કરી આખા ભારત વર્ષના સમસ્ત સંઘની નિંદા કરી છે. એથી તમે મહાન્ પાપના ભાજન બન્યા છો.

અરે! અવિચારી અને અલ્પમતિ પંન્યાસ! તમારા વચનો સાંભળી મારા હૃદયને અતિશય પરિતાપ ઉત્પન્ન થયો છે. અને વીરશાસનની ઉન્નતિને માટે મને હૃદયમાં શંકા ઉત્પન્ન થઈ છે. તમારા જેવા પદવીધર મુનિઓ જો આવી રીતે સંસ્થાઓની વિરૂદ્ધ વર્ત્તનારા થશે, તો વીર પ્રભુના પ્રભાવિક શાસનના ઉદયની આશા શી રીતે રાખી શકાય? એવી આશા રાખવી તદ્દન વ્યર્થ છે. એક અનુભવી ભાવિવેત્તા વિદ્વાને લખ્યું છે કે, વિષમકાળમાં આવા પુરૂષો શાસનને હાનિ કરનારા થશે.

" ईर्ष्यादग्धाशया द्वेषतत्पराः संघनिंदकाः ।
कुभावा हानिहर्षाश्च धर्माडंबरधारिणः ॥ १ ॥
वेषवंचितजैनौघा मानाहंकारसंयुताः ।
कदाग्रहग्रस्ताश्च सर्वे शासनदूषकाः " ॥ २ ॥

જેમના હૃદય ઈર્ષ્યાથી દગ્ધ થયેલાં છે એવા, દ્વેષમાં તત્પર રહેનારા, સંઘની નિંદા કરનારા, નઠારા ભાવવાળા, બીજાને હાનિ થવાથી ખુશી થનારા, ધર્મનો આડંબર રાખનારા, વેષથી જૈનોના સમૂહને છેતરનારા, માન તથા અહંકારવાળા,

ખોટો વાદ કરનારા અને જ્ઞાનથી મત્ત બની ગયેલા એ સર્વે શાસનને દૂષિત કરનારા છે.” ૧-૨

“પંન્યાસ! તમે પણ તેવા પુરૂષો માંહેલા એક છો. તમારા જેવા પુરૂષો વીર પ્રભુના મહાન્ શાસનમાં અંતરાય કરનારા છે. તમે ચારિત્ર જીવન ધારણ કરેલું છે, નિગ્રંથ, અનગાર એવા ઉત્તમ પર્યાયને પ્રાપ્ત કરવાનો અધિકાર મેળવવા તત્પર થયા છો, છતાં તમારી લઘુ વૃત્તિ તરફ જોતાં લાગેછે કે, તમે એ સર્વના બીલકુલ અધિકારી નથી. તમે માત્ર આડંબર ધારણ કરી વેષધારી બન્યા છો. તમારા જેવા કૃત્રિમ મુનિઓને માન આપવું, અને તમારૂં ગૌરવ વધારવું, ઘણુંજ જોખમ ભરેલું છે. અધર્મ, અનીતિ અને અનાચારને ઉત્તેજન આપવું, એ ઘણુંજ ભયંકર છે, પંન્યાસ! હૃદયથી વિચાર કરી પ્રવૃત્તિ કરજો. દેશ કાળ જુદાજ પ્રકારનો ચાલેછે. જમાનો બદલાઈ ગયો છે. સર્વ પ્રમાણોમાં પ્રત્યક્ષ પ્રમાણને વિશેષ માન મળેછે.”

મહેશ્વરી આટલું કહી વિરામ પામી ગયાં. તેમના આ વચનો સાંભળી સર્વ શ્રોતાઓ અદ્ભુત રસને અનુભવવા લાગ્યા. આ વખતે એક સાહસિક શિરોમણિ યુવક ઊંચે સ્વરે બોલ્યો. “હે દિવ્ય મૂર્ત્તિ? આપ કોણ છો? આવા વિચિત્ર સમયમાં ધોળે દિવસે બનતો આ બનાવ જોઈ અમે ઊંડા વિમર્શમાં પડી ગયા છીએ. આપના વચનો ઊપરથી જણાય છે કે, આપ કોઈ ન્યાયદર્શી અને વીર શાસનની ઉન્નતિ કરવાને ઉત્સાહી એવા દેવતા છો. તે સાથે આપ યોગ્ય સુધારાના હીમાયતી લાગો છો. આપના ન્યાયી અને પ્રમાણિક વચનોએ અમારા સુધારકોના હૃદયોને ઊત્સાહિત કર્યાં છે. હવે કૃપા કરી આપના સ્વરૂપને પ્રગટ કરો અને આપ દિવ્ય મૂર્ત્તિની યથાર્થ ઓળખ કરાવો.”

તે યુવકના આ વચનો સાંભળી મહેશ્વરી સંતુષ્ટ થઈ ગયાં. પંન્યાસના વિપરીત વચનો સાંભળી ખેદાતુર થયેલાં પોતાના મનને જરા શાંતિ મળી. તેઓ તત્કાળ ગંભીર સ્વરથી બોલ્યાં—“ભદ્ર! તારા વચનોથી મારૂં મન આનંદિત થયું છે. મારી મનોવૃત્તિ કે જે આ પંન્યાસના અનુચિત વચનોથી ક્ષોભ પામી ગઈ હતી, તેને જરા શાંતિ મળી છે. હાલ કેટલાએક અયોગ્ય પુરૂષોની અહિં હાજરી છે, તેથી તમોને પ્રત્યક્ષ દર્શન આપવાની મારી ઇચ્છા નથી. પરંતુ ‘હું કોણ છું’ એ મારૂં સ્વરૂપ તમોને જણાવવા મારી ઇચ્છા છે ગૃહસ્થ શ્રાવકો! હું તમારા વીરશાસનની અધિષ્ઠાત્રી દેવી છું. સાંપ્રતકાળે ગૃહસ્થ શ્રાવકો અને શ્રાવિકાઓની પ્રવૃત્તિ વિચિત્ર પ્રકારની હોવાથી તેમને ઉપદેશ આપવાને માટે હું પ્રવાસ કરવા નીકળી છું. જે શ્રાવકો પોતાના ગૃહસ્થ ધર્મના સ્વરૂપને સારી રીતે જાણતા નથી, તેમ જાણતાં છતાં તે પ્રમાણે વર્ત્તતા નથી, તેવાઓને શિક્ષા કરવાને માટે મારો પ્રાદુર્ભાવ છે. હું

હમણાંજ આ નગરમાં આવી છું. આ સ્થળે પ્રવેશ કરતાંજ આ પંન્યાસના અનુચિત વચનો મેં સાંભળ્યાં છે, એ સાંભળી મારા મનને અતિશય ખેદ થયો છે. ગૃહસ્થો, તમારા મનમાં એમ આવ્યું હશે કે, "આ પંન્યાસનો અઘટિત ઉપદેશ સાંભળી શાસન દેવી તેમની ઉપર નારાજ થયેલાં છે, તેમાં આપણો કાંઇપણ દોષ નથી. આપણે તો નિર્દોષ છીએ." આવો વિચાર લાવશો નહીં. જેવા પંન્યાસ અપરાધી છે, તેવા તમે બધા પણ અપરાધી છો. કારણકે, પંન્યાસે જે કાંઇ કહેલું છે, તે સ્વાર્થવૃત્તિએ કહેલું છે. સ્વાર્થી માણસો સ્વાર્થથી અંધ બની જાય છે. તેને માટે કહેવત છે કે, " अर्थी दोषं न पश्यति—સ્વાર્થી માણસ દોષને જોતો નથી." નિઃસ્વાર્થવૃત્તિવાળા મુનિઓ સ્વાર્થવૃત્તિવાળા થાય, તે તેમનામાં મુનિપણાંની મોટામાં મોટી ખામી છે, પણ તે સાથે તમારે તમારા ધર્મથી અને કર્ત્તવ્યથી ભ્રષ્ટ થવું ન જોઇએ. તમે સંઘરૂપે મુનિઓના પણ નિયામક છો. સ્વાર્થ, રાગ, દ્વેષ, મમત્વ અને મોહ વગેરે દુર્ગુણોથી ધર્મભ્રષ્ટ થતાં મુનિઓને તેમના મુનિત્વમાં સ્થાપિત કરવા, એ તમારૂં કર્ત્તવ્ય છે. ગુરૂપણાને અંગે જે જે કર્ત્તવ્યો છે, તેને નહીં બજાવતા અને સ્વતંત્ર થઇ યદ્વાતદ્વા ઉપદેશ આપી સ્વાર્થ સાધવા તૈયાર થતા એવા મુનિઓને શિક્ષા કરવી એ તમારૂં પારમાર્થિક કર્ત્તવ્ય છે. એ કર્ત્તવ્યનો વિચાર કર્યા વગર તમે મુનિઓની ખુશામત કરવાની ખાતર તેમના અઘટિત ઉપદેશોને તથા અઘટિત આજ્ઞાઓને માન્ય કરો છો એ તમારો મોટો અપરાધ છે. ગૃહસ્થો! તમે સારી રીતે સમજો કે, કોન્ફરન્સ અને બીજી સ્થાનિક સંસ્થાઓ વર્તમાન સમયે આપણા ધાર્મિક અને સાંસારિક અભ્યુદયને કરનારી છે. તે શિવાય બીજા અનેક જાતના લાભો તેમાંથી મેળવી શકાય તેમ છે. તેમજ ચાલતા વિદેશી રાજ્યને અનુકૂળ એવા બીજા પ્રવર્ત્તનો કરવાથી તમે કેવા કેવા લાભ મેળવી શકો તેમ છો! તે છતાં તમે માત્ર સાધુઓની ખુશામત કરવાની ખાતર તેમના તેવા ઉપદેશોને માન્ય કરોછો, એ કેવી અનુચિત વાર્ત્તા કહેવાય? તેથી તમે પંન્યાસના કરતાં વધારે દોષપાત્ર છો. અને તમારા જેવા ગૃહસ્થોની સુધારણા કરવા માટેજ મારો આવિર્ભાવ છે. સ્વાર્થી અને વિપરીત ઉપદેશો સાંભળનારાઓ પૂરેપૂરા દોષપાત્ર બને છે. તેનેમાટે એક વિદ્વાન્ આ પ્રમાણે લખે છે—

" दुर्बोधः सुमतेर्हर्ता दुराचार प्रवर्द्धनः ।
तस्य श्रोता समाप्नोति कुबुद्धिं कुगतिं जनः " ॥ १ ॥

"દુર્બોધ, સારી મતિનો હરનાર અને દુરાચારને વધારનાર છે, તેને સાંભળનાર પુરૂષ નઠારી બુદ્ધિને અને નઠારી ગતિને પામે છે." ૧

ગૃહસ્થો ! આ પદ્યને સ્મૃતિ માર્ગમાં રાખી હવેથી કદિપણ તેવા ઉપદેશો સાંભળશો નહીં.

એટલું કહી મહાદેવીએ પુનઃ પન્યાસને ઉદ્દેશીને કહ્યું, "પન્યાસ, તમે પણ એટલી વાત લક્ષમાં રાખજોકે, ચાલતા જમાનાને લઇને જે પ્રવૃત્તિ કરવી ઘટે તેવી પ્રવૃત્તિને અનુકૂળ એવો ઉપદેશ આપવો. તમે સુધારાવાળાઓને તદ્દન ધિક્કારી કાઢો છો, એ સર્વરીતે અઘટિત છે. સુધારો બે પ્રકારે છે. એક શુદ્ધ સુધારો અને બીજો અશુદ્ધ સુધારો. જે શુદ્ધ સુધારો છે, તે આદરણીય અને ગ્રાહ્ય છે અને જે અશુદ્ધ સુધારો છે, તે અનાદરણીય અને અગ્રાહ્ય છે. જે લોકો સ્વધર્મના નિયમોને સાચવી દેશકાલાનુસાર સુધારણા કરે છે, તેઓ શુદ્ધ સુધારાવાળા ગણાય છે. તેવા લોકોને ઉત્તેજન આપવું જોઇએ. ઊંચી કેળવણી, કળા કૌશલ્ય, સંસ્થાઓની સ્થાપના અને તે દ્વારા જનસુધારણા એ શુદ્ધ સુધારાના લક્ષણો છે. તેવા શુદ્ધ સુધારાથી જ્ઞાતિ અથવા કોમને અનેક જાતના લાભો મળી શકે છે. પન્યાસજી ! તમે એ વિષે કાંઇ પણ વિચાર કર્યો નહીં. વિચાર કર્યા વગર સર્વે સુધારાવાળાઓને નિંદવા મંડી પડ્યા અને સંઘની ઉન્નતિના શિખરને તોડવાને માટે વિપરીત ઉપદેશ આપવા લાગ્યા. પન્યાસજી ! તમે એમ સમજો છો કે, " અમે પ્રાચીન ભાવનાને માન આપનારા છીએ. એ ભાવનાના બળને લઇને અમે ધર્મની રક્ષા કરવા પ્રયત્ન કરીએ છીએ. " આ તમારી માન્યતા તદ્દન અજ્ઞાનથી ભરપૂર છે. તમે એ ભાવના શુદ્ધ બુદ્ધિથી ધારણ કરતા નથી. માત્ર આડંબરથી ધારણ કરો છો. તેમ છતાં કદિ તમારા મનમાં એમ ઠસી ગયું હોય કે, ' પ્રાચીન ભાવના—પ્રાચીન આચાર રીતિ ખરી છે અને જે નવીન છે, તે ખોટું છે. ' એ પણ તમારી અલ્પ બુદ્ધિનો વિલાસ છે. જો કે, એ પણ તમે નિઃસ્વાર્થ બુદ્ધિથી માનતા નથી, એમ મને ખાત્રી છે, તથાપિ મારે કહેવું જોઇએ કે, તમારી એ માન્યતા તદ્દન મોટી હાનિકરનારી છે. સાંપ્રતકાળે ચાલતા ઉદયના માર્ગને રોધ કરનારી છે. પ્રાચીન ભાવનાને અબાધિત રાખી નવીન ભાવના સ્વીકારી વર્ત્તવાથી ઘણા લાભો પ્રાપ્ત થાય છે.

ભદ્ર શ્રાવકો ! તમે આવો વિરૂદ્ધ ઉપદેશ સાંભળશો નહીં. આ મુનિ માત્ર પોતાનો સ્વાર્થ સાધવાને માટે આવો ઉપદેશ આપે છે, પણ તેથી કાંઇ તેમનો સ્વાર્થ સિદ્ધ થવાનો નથી, પણ ઉલટી હાનિ થવાની છે. આજકાલ વિદેશી રાજ્ય ચાલે છે, તેથી વિદેશી ભાષાને રાજભાષાનું ઉંચું પદ પ્રાપ્ત થયેલું છે. માટે તમારે ખંત તથા ઉત્સાહથી એ રાજભાષાનો અભ્યાસ કરવો. રાજભાષાની ઉંચી પદવીઓ પ્રાપ્ત કરી રાજકર્ત્તાની વિદેશ ભૂમિમાં જવું અને તે કેળવાએલી ભૂમિમાં આર્હત

ધર્મના તત્ત્વોનો ભાષણદ્વારા ફેલાવો કરવો. વિદેશી પ્રજા તત્ત્વ શોધક હોવાથી તમારા તત્ત્વો સાંભળી ખુશી થઇ જશે અને તેથી રાજ્ય કરનારી પ્રજા ઉપર આપણા દયા ધર્મની ઉંડી છાપ પડશે; જેથી તે પ્રજાના હિંસક સ્વભાવમાં સુધારો થવાથી અનેક નિર્દોષ પ્રાણીઓની હિંસાનો અટકાવ થશે. જે તેના કર્ત્તાને ઉપકાર ધર્મના મહા પુણ્યને પ્રાપ્ત કરાવનાર થઇ પડશે. ભદ્ર શ્રાવકો ! પૂર્વે મારા સાંભળવામાં આવ્યું છે કે, ભારતવાસી એક મહાનુભાવ શ્રાવકે વિદેશમાં જઇ આર્હત ધર્મનો પ્રચાર કર્યો છે. અહિંસાધર્મના તત્ત્વોને સમજાવી વિદેશીઓને તેમાં મોહિત બનાવી દીધા છે. હું તે મહાત્મા ગૃહસ્થને ધન્યવાદ આપું છું અને તેને શ્રી વીરશાસનના એક મોટા પ્રભાવક તરીકે ગણું છું. તે ઉપરથી મને આશા રહે છે કે, જો તેવા બીજા નવીન વિદ્વાનો તે મહાનુભાવના જેવી પવિત્ર વૃત્તિ ધારણ કરી વિદેશમાં વિચરશે તો મારા પવિત્ર શાસનનો મહિમા વિશેષ વૃદ્ધિને પામશે.

ગૃહસ્થો ! તમારા ગૃહસ્થ ધર્મને માટે મહાનુભાવ હરિભદ્રસૂરિએ જે લખેલું છે તે મનન કરવા જેવું છે. ગૃહસ્થ શ્રાવકોએ દેશકાળાનુસાર વર્ત્તન રાખવું જોઇએ. તે વિષે આ પ્રમાણે સૂત્ર છે.

“ अदेशकालचर्यापरिहारः ” ॥

“ અઘટિત દેશ તથા કાળ પ્રમાણે ચાલવું નહીં, એટલે જેવો દેશકાળ હોય તે પ્રમાણે ચાલવું. ”

તેને માટે ટીકાકાર મુનિ ચંદ્રસૂરિ લખે છે કે, જે પુરૂષ દેશકાળ પ્રમાણે ચાલતો નથી, તે ઉપદ્રવોના સમૂહનો ભોગ થઇ પડે છે અને તેથી આલોક તથા પરલોકના અનર્થનું પાત્ર થાય છે.

ગૃહસ્થો ! મહાનુભાવ હરિભદ્રસૂરિના આ વચનો અતિશય મનન કરવા યોગ્ય છે. આ તમારા સ્વાર્થી મુનિ વિદ્વાન્ છતાં તે વાતનો ઉપદેશ તમોને કરતા નથી, એ અતિશય ખેદની વાર્તા છે. તેઓએ જો નિઃસ્વાર્થ વૃત્તિથી તમોને આ ઉપદેશ આપ્યો હોત તો તેમનું અને તમારૂં ઉભયનું શ્રેય થયા વિના રહેત નહીં. હવેથી તમો મહાનુભાવ હરિભદ્રસૂરિની ઉપદેશવાણીને મનન પૂર્વક વાંચજો અને તેનું સદાકાળ આનંદપણાથી સેવન કરજો.

ભદ્ર શ્રાવકો ! તમો તમારા ધર્મના ઉદયને માટે ગમે તે દેશમાં જજો અને ત્રિકરણ શુદ્ધિથી પ્રવર્ત્તી આર્હત ધર્મનો જયધ્વનિ કરાવજો. જે પ્રજા ન્યાયની ધુરાને ધારણ કરી,આ ભારતવર્ષ ઉપર રાજ્ય કરે છે અને અનેક જાતનું કળાકૌશલ્ય

દર્શાવી ઉદ્યોગના પ્રવાહને ધોધબંધ વેહેવરાવે છે. તે સાથે વિવિધ પ્રકારના નિયમો બાંધી સર્વ પ્રજાની નિયંત્રણા કરે છે, તે પ્રજાની રાજભાષામાં પૂરેપૂરી પ્રવીણતા મેળવજો અને તે દ્વારા પ્રાપ્ત થયેલ પદવીઓને ધારણ કરી શુદ્ધ સુધાશના ભાષણો કરી જૈન કોન્ફરન્સના મહા મંડપને ગજાવજો. જૈન કોન્ફરન્સ તરફ પરમ પૂજ્યભાવ ધારણ કરજો. ભારતવર્ષના સમસ્ત સંઘરૂપ કોન્ફરન્સનું આધુનિક વિદ્વાનો જે યશોગાન કરે છે, તે મેં વારંવાર સાંભળેલું છે. જૈન કોન્ફરન્સના ગીતો સાંભળી હું ઘણુંજ પ્રસન્ન થાઉં છું. જે માંહેલું એક ગીત મેં સ્મરણ માર્ગમા રાખેલું છે. તે સાંભળો.

## વૈતાલિય.

જય ભારત જૈન પર્ષદા, જય જૈન મહાદયા સદા;
જય સર્વદ ધર્મ સાધની, જય આંતર કર્મ બાધિની.

જય મંગલ રૂપ ભારતી, જય મંગલ કર્મ સાધતી;
જય સર્વ કુરીતિ હારિણી, જય સર્વ સુધાર ધારિણી. ૨

જય સંઘ સુધારણા કરી, જય વિઘ્ન સમૂહ સંહરી;
જય માત અખંડ ઈશ્વરી, જય જૈન તણી અધીશ્વરી. ૩

ગૃહસ્થો ! આ ગીતને તમે પણ કંઠસ્થ રાખજો. અને એ વિજયવતી જૈન કોન્ફરન્સની તન, મન, ધનથી સેવા ભક્તિ કર્યા કરજો. એ મહા પરિષદ્થી તમારો ધાર્મિક અને સાસારિક અભ્યુદય સાધિત થઇ શકશે અને તે દ્વારા અનેક પ્રકારના ઉપકાર થવાથી તમે પુણ્યાનુબંધિ પુણ્યના ભાજન બની શકશો.

ગૃહસ્થો ! આ પ્રસંગે મારે તમોને કેટલોએક ઉપદેશ આપવાનો છે, તે તમે હૃદયમાં રાખજો મહાનુભાવ હરિભદ્રસૂરિએ તમારા ગૃહસ્થધર્મને માટે જે લખેલું છે, તે તમે સર્વદા સ્મરણમા રાખજો અને તેને ક્રિયામાં મુકી તમારા જીવનને ઉચ્ચ સ્થિતિ પર લાવવા પ્રયત્ન કરજો. તે મહાનુભાવ લખે છે કે, " ગૃહસ્થ શ્રાવકે યોગ્યતા પ્રમાણે લોક વ્યવહાર કરવો." તે ઉપર ટીકાકાર વિવેચન કરતાં લખે છે કે, " જેને જેવા ઘટે તેવી, લોકયાત્રા કરવી, એટલે લોકોના ચિત્તને અનુસરવા રૂપ વ્યવહાર રાખવો. જો યથોચિત લોક વ્યવહારનું ઉલ્લંઘન કરવામાં આવે તો લોકોના મન વિરૂદ્ધ થઇ જવાથી તેઓ અવગણનાં કરવા ઉભા થાય છે. જ્યારે લોકોની અવગણના થઇ તો પછી પોતાની લઘુતા પોતે ઉત્પન્ન કરી કહેવાય છે. તે વિષે નીતિ શાસ્ત્રમાં લખેલું છે કે,

" लोकः खल्वाधारः सर्वेषां धर्मचारिणां यस्मात् ।
तस्माल्लोकविरुद्धं धर्मविरुद्धं च संत्याज्यम्" ॥ १ ॥

" સર્વ ધર્મ માર્ગે ચાલનારા લોકોનો આધાર લોક છે, તેથી જે લોક વિરૂદ્ધ અને ધર્મ વિરૂદ્ધ હોય તેનો સર્વદા ત્યાગ કરવો." ૧

તે પછી તે મહાનુભાવ હરિભદ્રસૂરિ લખે છે કે, હલકા લોકોની સાથે તેમને અનુકૂળ રીતે વર્ત્તવું."

ટીકાકાર મુનિ ચંદ્રસૂરિ તે સૂત્રનો નિષ્કર્ષ કરે છે કે, " પોતાના કર્મદોષથી જાતિ અને વિદ્યા પ્રમુખ ગુણોથી હીન થઇ ગયેલા લોકોની સાથે લોકવ્યવહારના તુચ્છપણાથી વર્ત્તવું. એટલે નીચ લોકોની સાથે તેને યોગ્ય એવું વર્ત્તન રાખવું." ગૃહસ્થ શ્રાવક, જો આ ઉપદેશ ગ્રહણ કરે તો તે પોતાના જીવનને નિર્વિઘ્ને પ્રસાર કરી આ લોકના વ્યવહારના કાર્યો સુગમતાથી સાધી શકશે. તે પછી તે મહાનુભાવ ઉપદેશ આપે છે કે, " અતિ પરિચયનો ત્યાગ કરવો." સર્વની સાથે સામાન્ય પરિચય રાખવો–અતિ પરિચય રાખવો નહીં. અતિ પરિચયથી ગુણવાન્ ઉપર પણ અનાદર થાય છે. તે પછી તે મહાનુભાવ લખે છે કે, " સારા વર્ત્તનવાળા પુરૂષોની તથા જ્ઞાનવૃદ્ધ પુરૂષોની સેવા કરવી. " આ ઉપદેશ સૂત્ર ગૃહસ્થોને માટે ઘણુંજ ઉપયોગી છે. જે પુરૂષો સારા વર્ત્તનવાળા છે એટલે સદાચારમાં વર્ત્તનારા છે, તેવા પુરૂષોની સેવા કરવાથી પોતાનામાં સદાચારનો ગુણ પ્રાપ્ત થાય છે. સદાચારીની સેવા કદિ પણ નિષ્ફળ થતી નથી. જે પુરૂષો જ્ઞાનવૃદ્ધ છે, એટલે જ્ઞાનમાં વધેલા છે તેવા પુરૂષોની પણ સેવા કરવી અહિં જ્ઞાન શબ્દનો અર્થ જુદોજ થાય છે. ત્યાગ અને ગ્રહણ કરવા યોગ્ય એવી વસ્તુના વિભાગનો નિશ્ચય કરવો, તે જ્ઞાન કહેવાય છે. જે પુરૂષો તેવા જ્ઞાનમાં વધેલા હોય, તેમની સેવા કરવાથી આપણામાં તેવું જ્ઞાન પ્રાપ્ત થાય છે, જે જ્ઞાનથી મનુષ્ય પોતાના સંસારમાં નિરાબાધપણે વર્તે છે. ગ્રંથકારનો કહેવાનો આશય એવો છે કે, ઉત્તમ ગૃહસ્થોએ સર્વદા સાધુપુરૂષોની સેવા કરવી. સાધુ સેવા કરવાનું મહાફળ પ્રાપ્ત થાય છે. તેને માટે કહેલું છે કે,

" उपदेशः शुभो नित्यं दर्शनं धर्मचारिणाम् ।
स्थाने विनय इत्येतत्साधुसेवाफलं महत् " ॥ १ ॥

"શુભ ઉપદેશ મળે, ધર્મિપુરૂષોનું નિત્ય દર્શન થાય અને જ્યાં ઘટે ત્યાં વિનય કરે–એ સાધુ સેવાનું મોટું ફળ છે." ૧

ગૃહસ્થો ! આ પ્રમાણે સાધુસેવાના મહાફળને દર્શાવી તે મહાત્મા લખે છે કે,

" ગૃહસ્થ શ્રાવકે, પરસ્પર ગુંથાએલા ધર્મ અર્થ અને કામને એક બીજાનો ઉપઘાત ન થાય તેવી રીતે સેવવા. " ટીકાકાર તેને માટે વિવેચન કરતાં લખે છે કે, જેનાંથી સદ્ગતિ અને મોક્ષની સિદ્ધિ થાય તે ધર્મ કહેવાય છે. ગૃહસ્થે તેવા ધર્મને માટે સર્વદા યત્ન કરવો જોઈએ. અર્થ એટલે દ્રવ્ય તથા તેને મેળવવાના ઉપાયો. ગૃહસ્થને પોતાના વ્યવહારની શુદ્ધિ જાળવવા માટે ને અર્થ–દ્રવ્યને સંપાદન કરવું જોઇએ. જ્યારે અર્થ સારી રીતે સધાય છે, ત્યારે પછી કામ પણ સ્હેલાયથી સાધ્ય થાય છે.

ટીકાકાર અર્થના વિવેચનમાં લખે છે કે, તાદાત્વિક, મૂળહર અને કદર્ય—એ ત્રણ જાતના પુરૂષો કહેવાય છે. જે પુરૂષ કાંઇ પણ ચિંતવ્યા વગર પ્રાપ્ત થયેલા દ્રવ્યનો અઘટિત વ્યય કરે તે તાદાત્વિક કહેવાય છે. જે વડિલોપાર્જિત દ્રવ્યને અન્યાયથી ખાઈ જાય તે મૂળહર કહેવાય છે. અને જે સેવક તથા પોતાની જાતને પીડા કરી દ્રવ્યનો સંચય કરે–ક્યારે પણ ખર્ચે નહીં, તે કદર્ય કહેવાય છે. તેઓમાંથી તાદાત્વિક અને મૂળહર એ બંને જાતના પુરૂષોનું પરિણામે કાંઇ કલ્યાણ થતું નથી; પણ ઉલટો અર્થનો ઉપઘાત થવા ઉપરાંત ધર્મ અને કાળનો વિનાશ થાય છે. જે કદર્ય જાતના પુરૂષને દ્રવ્ય સંચય થાય છે, તે રાજા, વારસ અને ચોર–એ ત્રણમાંથી કોઈ એકનો ભંડાર છે, એમ જાણી લેવું, તે કદિ પણ ધર્મ તથા કાળનો હેતુ થતો નથી. એથી એ ત્રણ જાતના પુરૂષોની પ્રકૃતિ છોડી દઇ બુદ્ધિમાન્ પુરૂષે અર્થ–દ્રવ્યનું સેવન કરવું. તેમ વળી જે જિતેંદ્રિય ન હોય તેને કોઇ કાર્યની સિદ્ધિ થતી નથી. તેમ અતિ કામાસક્ત હોય તેનો તો ઉપાયજ નથી. તેનું તો દ્રવ્ય, ધર્મ અથવા શરીર કાંઈ પણ નથી. જેની સ્ત્રીઓમાં અતિ આસક્તિ છે અને વિરૂદ્ધ કામમાં પ્રવૃત્તિ છે, તે લાંબો કાળ સુખે રહેતો નથી; તેથી ધર્મ તથા અર્થને બાધા ન થાય, તેમ કામમાં પ્રવૃત્તિ કરવી, એવું વિચારી પરસ્પર વિરોધ ન આવે તેમ ધર્મ, અર્થ અને કામનું સેવન કરવું એ ઉપદેશ આપેલો છે. વળી તે મહાનુભાવ લખે છે કે–"ધર્મ, અર્થ અને કામ–એ ત્રણમાંથી હરકોઇને બાધ થવા સંભવ લાગે તો મૂળ પુરૂષાર્થને બાધ થવા દેવો નહીં." કહેવાનો આશય એવો છે કે, ધર્મ અર્થ અને કામ—એ ત્રિવર્ગના ક્રમની અપેક્ષાએ જે પુરૂષાર્થ મૂળ હોય તેને બાધા થવા દેવી નહીં. કારણ કે, જો તે ધર્મ, અર્થ હોય તો કામની ઉત્પત્તિ સેહેલી છે. જો કામ તથા અર્થનો બાધ થવા સંભવ લાગે તો ધર્મનું રક્ષણ કરવું; કારણ કે, અર્થ તથા કામનું મૂળ ધર્મ છે. તેને માટે એક વિદ્વાન્ લખે છે કે,

" धर्मश्चेन्नावसीदेत कपालेनापि जीवतः ।
आढ्योऽस्मीत्यवगंतव्यं धर्मवित्ता हि साधवः " ॥१॥

તકદિ હાથમાં ખોપરી લઇ માગી ખાતો હોય, પણ જો ધર્મ હોય તો તે કદિ પણ સીદાતો નથી. તેણે તો 'હું ધનવાન્ છું' એમ જાણવું, કારણ કે, સાધુ પુરૂષો ધર્મ રૂપી ધનવાળા છે."

ભદ્ર શ્રાવકો ! આ ઉપદેશ વાણીને લક્ષમાં રાખજો. તે મહાનુભાવે પુરૂષાર્થને માટે તમોને જે સમજાવ્યું છે, તે ઘણુંજ મનન કરવા યોગ્ય છે. ગૃહસ્થા વાસનો આધાર પુરૂષાર્થની પ્રવૃત્તિ ઉપર છે. મહાનુભાવ હરિભદ્રસૂરિએ જૈન પ્રજાનું ભવિષ્ય વિચારીનેજ આ ઉપદેશ આપેલો છે. તે જ્ઞાની મહાત્મા જાણતા હતા કે, ભવિષ્યમાં જૈન પ્રજા દીર્ઘ વિચારી થશે નહીં પુરાણ અને નવીન ભાવનાના મિશ્રણથી તે મુંઝાઇ જશે અને તેથી તે અયોગ્ય સાહસ કરવાને પ્રવર્ત્તશે. દીર્ઘદર્શીપણાના અભાવથી, તે પોતાની શક્તિ ઉપરાંત કાર્યભાર વહન કરવાનું મિથ્યાભિમાન ધારણ કરશે અને તેથી તે હતશક્તિ થઇ પશ્ચાત્તાપમાં આવી પડશે. જ્યારે તેમની શક્તિ પરાભૂત થઇ જશે એટલે તે પુરૂષાર્થોના સાધનમાં શિથિલાદર થઈ જશે. અને તેમ થવાથી વસ્તુની યોગ્યતાનો વિચાર કરવાનું ભાન રહેશે નહીં." તે મહાત્મા આવો ભવિષ્યનો વિચાર કરી પોતાના ગ્રંથમાં તે વિષે ત્રણ સૂત્રો લખે છે.

"बलाबलापेक्षणमिति" ॥

"પોતાની શક્તિ અને અશક્તિનો વિચાર કરી કામ કરવું."

આ જગત્ના કોઇ પણ કાર્યમાં પ્રવૃત્તિ કરનારા બુદ્ધિમાન્ પુરૂષે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી કરેલા બળની અને તેથી વિલક્ષણ એવા અબળની અપેક્ષા કરવી. એટલે સર્વ કાર્યમા પોતાની શક્તિ વિચારીને પ્રવૃત્તિ કરવી. જો પોતાની શક્તિનો વિચાર કર્યા વગર કોઇ કાર્યનો આરંભ કરે તો તે સંપત્તિના ક્ષયનું નિમિત્ત–કારણ થાય છે. તેને માટે નીતિ શાસ્ત્ર આ પ્રમાણે લખે છે:—

"कः कालः कानि मित्राणि को देशः कौ व्ययागमौ ।
कश्चाहं का च मे शक्तिरिति चिंत्यं मुहुर्मुहुः" ॥ १

"સમય કેવો છે ? મિત્રો કોણ છે ? દેશ કેવો છે ? આવક કેટલી છે ? ખર્ચ શો છે ? એ સર્વનો વારંવાર વિચાર કરવો ?"

આ પ્રસંગે મારે કહેવું જોઇએ કે, આ તમારા વરિષ્ટ મુનિએ પોતાની શક્તિનો વિચાર કર્યા વગર નવીન વિદ્યા અને કોન્ફરન્સ વગેરે સંસ્થાઓની નિંદાનો ઉપદેશ આપેલો છે. આજકાલ ચાલતા જમાનાને લઇને જે ઉન્નતિના સાધનો લોકદષ્ટિએ માન્ય થયેલા છે, તેને તોડી પાડવાની શક્તિ પ્રાપ્ત થવી મુશ્કેલ છે. પન્યાસ-

જીએ જાણવું જોઈએ કે, મારો આ વિપરીત ઉપદેશ લોકોમાં ચાલી શકશે નહીં. સુધારાના સાથી બનેલા યુવાનો તમારા તે ઉપદેશને માન્ય કરશે નહીં, ઉલટી ત મારી અવગણના કરશે. દરેક મુનિ કે ગૃહસ્થે પોતાની શક્તિનો વિચાર કરીનેજ પ્રવૃત્તિ કરવી જોઈએ. તમારામાંના કેટલાએક ગૃહસ્થો આવા અલ્પમતિ પન્યાસ અને બીજા સાધુઓના ઉપદેશથી સંસ્થાઓની વિરૂદ્ધ વર્ત્તનારા થાય છે, તેઓ પણ પરિણામે પરાભૂત થવાના એ ખાત્રીથી માનજો. શક્તિનો વિચાર કર્યા વગર કાર્ય કરનારા પુરૂષોની કેવી દશા થાય છે? તેને માટે એક વિદ્વાન્ આ પ્રમાણે લખેછે.

“ अनालोच्यात्मबलं साहसी यः प्रवर्त्तते ।
स प्राप्नोति महोद्वेगं सर्वतश्चावसीदति ” ॥ १ ॥

“ જે પુરૂષ પોતાની શક્તિનો વિચાર કર્યા વગર સાહસિક થઈ પ્રવર્ત્તે છે, તે પુરૂષ મોટા ઉદ્વેગને પામે છે અને ચારે તરફથી સીદાય છે. ” ૧

ગૃહસ્થો ! તેથી તમે બધા શક્તિનો વિચાર કરી પ્રવૃત્તિ કરજો. એમ કરવાથી તમે સર્વદા વિજયી થયા વિના રહેશો નહીં. જે ઊન્નતિ સર્વ પ્રકારે અસાધ્ય હશે, તે ઊન્નતિ તમે સ્હેલાઈથી સાધી શકશો.

ગૃહસ્થો ! તે પછી મહાનુભાવ હરિભદ્રસૂરિ આ પ્રમાણે લખે છે.”

“ अनुबंधे प्रयत्न इति ” ॥

“ ધર્મ, અર્થ અને કામની ઊત્તરોત્તર વૃદ્ધિ રૂપ અનુબંધ ( આગ્રહ ) રાખવામાં પ્રયત્ન કરવો.”

આગ્રહવિના પ્રયોજન વંધ્યા સ્ત્રીની જેમ કાંઈ પણ ગૌરવ પ્રાપ્ત કરી શકતા નથી; પણ ઊલટી હીલણાને પ્રાપ્ત કરે છે. તેથી પ્રાયે કરીને પુરૂષાર્થોમાં આગ્રહ રાખવો. દુરાગ્રહ રાખવો નહીં. ગૃહસ્થો ! તે પછી મહાનુભાવ લખે છે કે,

“ कालोचितापेक्षा ” ॥

“ જે કાળે જે વસ્તુ યોગ્ય હોય, તેનો વિચાર કરીને અંગીકાર કરવો.”

તે ઊપર ટીકાકાર વિવેચન કરે છે કે, “ જે કાળે જે વસ્તુ છોડવાને અથવા ગ્રહણ કરવાને યોગ્ય હોય તેને અતિ નિપુણ બુદ્ધિથી વિચારી તેની અપેક્ષા કરવી; કારણ કે, અપેક્ષા એક ડાહાપણનું લક્ષણ છે; તેથી તે સર્વ પ્રકારની લક્ષ્મીની પ્રાપ્તિમાં હેતુરૂપ થાય છે, એથીજ કહે છે કે, “ જે માણસ કુમાર્ગે પડી ગયેલી એક કોડીને હજાર સોનામોહોર જેવી ગણીને શોધે છે, એટલે એક કોડી વાસ્તે મોટી મેહેનત

કરે છે અને યોગ્ય વખતે કોટિદ્રવ્ય વાપરવામાં પણ છુટો હાથ રાખે છે, તેવા માણસનો સંબંધ લક્ષ્મી કદિપણ છોડતી નથી.”

ગૃહસ્થો ! આ વાત લક્ષમાં રાખી તમે તમારા વર્ત્તનને પ્રવર્ત્તાવજો. ગૃહસ્થાવાસની ઊન્નતિ સાધવાને માટેજ આ ઊપદેશ ઊપયોગી છે. પૂર્વ પુરૂષો આ કર્મથીજ ધાર્મિક અને સાંસારિક ઊન્નતિને પામ્યા હતા. તમારે પણ એ કર્મજ ગ્રહણ કરવો અને તમારા જીવનને આદ્યંત સુધારવા પ્રયત્ન કરવો.

ગૃહસ્થ સુધારકો ! તમે નવીન વિદ્યાને પ્રાપ્ત કરી ઊચ્ચ પદના અધિકારી થયેલા છો. તેથી તમારે આ પન્યાસની જેમ લઘુ વૃત્તિને ધારણ કરવી નહીં. પન્યાસના જેવા સ્વાર્થી મુનિઓ ગમે તેટલું કરશે તો પણ જમાનાનો પરાભવ થઈ શકશે નહીં. જમાનાએ જે જોર પકડ્યું છે, તે જોર કદિ પણ નરમ પડવાનું નથી. જમાનાને માટે એક વિદ્વાન્ આ પ્રમાણે લખે છે.

“ कालः कलयतां श्रेष्ठः बलिष्ठो बलिनामपि ।
सोऽनुल्लंघ्यः सदा कालं तस्मात्कालमुपाश्रयेत् ” ॥ १ ॥

જે કાળ કળના કરનારાઓમાં શ્રેષ્ઠ અને બળવાનોમાં બલિષ્ટ છે, તે સર્વદા ઊલ્લંઘન કરી શકાય તેવો નથી, તેથી કાળને આશ્રીને ચાલવું, એટલે જમાના પ્રમાણે વર્ત્તવું.” ૧

“ગૃહસ્થો ! તેથી તમે કોઈ જાતનો ભય રાખશો નહીં. તમે રાજભાષાને માન આપજો. તમારા ધર્મની અને કોમની ઊન્નતિ કરવાને વિદેશમાં પ્રયાણ કરજો. દારિદ્રથી પીડાતી તમારી કોમને તારવાને માટે કળાકૈશલ્ય વધારજો અને જ્ઞાનની ઊન્નતિ થાય તેવા સાધનો સંપાદન કરાવા તન, મન અને ધનથી પ્રયત્ન કરજો. આ મારો ઉપદેશ ગ્રહણ કરી તે પ્રમાણે વર્ત્તવા બદ્ધપરિકર થજો. ”

આટલું કહી, તે મહાદેવી વિરામ પામ્યાં એટલે પન્યાસજી ગ્લાનમુખ થઇ મંદ સ્વરથી બોલ્યા—“ધર્મેશ્વરી ! મારા જેવા દૂષિત સાધુને ક્ષમા આપો. હું સર્વ રીતે દોષિત છું, તે છતાં આપે આપની દિવ્ય વાણી સંભળાવી મને નિર્દોષ કરેલો છે, હું આપનો યાવજ્જીવિત આભારી છું. મારા જેવો સ્વાર્થી સાધુ આપની દિવ્ય વાણી સાંભળવાને બીલકુલ અધિકારી નથી. તે છતાં આપના દિવ્ય શબ્દોએ મારા શ્રવણને પવિત્ર કર્યાં છે. મહેશ્વરી ! આપ પવિત્ર પ્રેમ મૂર્ત્તિ છો અને વીર શાસનના અધિષ્ટાયક દેવતા છો. આપના મુખનો ઊપદેશ સાંભળી અમે કૃતાર્થ થયા છીએ. પંચમકાળે અમારા ચારિત્રને દૂષિત કરી દીધું છે, અને અમારો આચાર ખંડિત

કર્યો છે. હું સ્વાર્થી સાધુ ભ્રમિત થઇ ગયો છું અને તે ભ્રમથી મેં મારી મનોવૃત્તિને મલીન કરી દીધી છે. મહેશ્વરી, હવે હું આવી સ્વાર્થ વૃત્તિનો ત્યાગ કરીશ અને ધાર્મિક તથા સાંસારિક ઉન્નતિને સાધનારા શુદ્ધ સુધારાનો હીમાયતી થઇશ. જૈન કોન્ફરન્સ કે જેને હું એક અવગણનાની દૃષ્ટિએ જોતો હતો, તેને હવે સારી દૃષ્ટિથી અવલોકીશ. બીજી જે જે જૈન સંસ્થાઓ ઉદયને કરનારી અને અનેક જાતના સાધનોને સાધનારી છે, તે તે સંસ્થાઓ તરફ માન્ય બુદ્ધિ ધારણ કરીશ. આપના ઉપદેશથી મને ખાત્રી થઇ છે કે, જૈન કોન્ફરન્સ એ ભારત વર્ષના સમસ્ત સંઘની પ્રત્યક્ષ પ્રતિમા છે, તેનાથી અનેક કાર્યો સાધ્ય કરી શકાય તેમ છે. જેઓ નવીન વિદ્યાના ઉપાસકો છે, તેઓ જો ધર્મબુદ્ધિને ધારણ કરી, પોતાના કર્ત્તવ્યને નિર્દોષ પણે બજાવે, તો સમસ્ત જૈન પ્રજાનો ઉદ્ધાર સ્હેલાઇથી થઇ શકે. ધર્મ માતા, મારા અપરાધોને ક્ષમા કરો અને પુનઃ વિશેષ ઉપદેશ આપી, મારા હૃદયને બીજા સન્માર્ગનું દર્શન કરાવવા કૃપા કરો."

પન્યાસના આ વચનો સાંભળી, મહાદેવીના હૃદયમાં પ્રસન્નતાનો પ્રકાશ પડી રહ્યો. અને તત્કાળ તેઓ નીચેનું પદ્ય બોલ્યા હતા.

" पापाः पापसमाचाराः कुर्वते पाप मातुराः ।
यदानुभूत दुःखास्ते पश्चादनु तपंति च " ॥ १ ॥

પાપ આચારવાળા પાપી પુરૂષો આતુર થઇને પાપ કરે છે, પણ જ્યારે તેમને દુઃખનો અનુભવ થાય છે, ત્યારે તેઓ પશ્ચાત્તાપ કરે છે.

આ પદ્યના ધ્વનિથી વ્યાખ્યાનશાળા ગાજી ઉઠી હતી. પછી તેમણે જણાવ્યું, "પન્યાસજી, તમારા આ શબ્દો સાંભળી, મારા મનમાં પ્રસન્નતા પ્રાપ્ત થઇ છે, પરંતુ એ શબ્દો શુદ્ધ હૃદયના હશે કે નહીં, એવી મને શંકા થયા કરે છે. કારણકે, તમારી મુખમુદ્રાનો દેખાવ નિષ્કપટ હોય તેમ લાગતું નથી. તમારા હૃદયમાંથી સ્વાર્થ વૃત્તિનો તદ્દન નાશ થાય, એ સંભવિત નથી. કારણકે, તે સ્વાર્થ વૃત્તિએ તમારા હૃદયને એવું આક્રાંત કરેલું છે કે, તેમાંથી મુક્ત થવાને તે સમર્થ થઇ શકે તેમ નથી. મને લાગે છે કે, હજુપણ તમે તમારા મલિન વિચારમાંથી તદ્દન મુક્ત થયા નહીં હો. જૈન કોન્ફરન્સ તરફ તમારી મનોવૃત્તિ ભક્તિભાવવાળી થવી અશક્ય છે. તે તરફ તમારી અંતરની ઇર્ષ્યા એકદમ નષ્ટ થઇ જવી મુશ્કેલ છે. આ મારા શબ્દોનો તમારે મનન પૂર્વક વિચાર કરવો અને તમારામાં હૃદયની શુદ્ધિની જે ખામી છે, તેને પ્રાપ્ત કરી, ત્રિકરણ શુદ્ધિથી તમારે તે તરફ વર્ત્તવું, એ મારો ઉપદેશ છે."

મહેશ્વરી શાસનદેવીની આ સત્ય વાણી સાંભળી, કપટી પન્યાસ ગ્લાનિ પામી ગયા અને પોતાના હૃદયનું કપટ ખુલ્લું થયું, તેને માટે તેના મનમાં પશ્ચાત્તાપ થઇ આવ્યો. તોપણ તેના હૃદયનો કપટ ભાવ તદ્દન દૂર થઇ ગયો નહીં. શાસનદેવીના ભયથી તે સકપટ ભાવથી બોલ્યા—"મહેશ્વરી, આપના મનમાં જે શંકા છે, તે દૂર કરજો. હું મારા હૃદયના કપટ ભાવને દૂર કરવાની ઇચ્છા રાખું છું. આપના જેવા શાસનદેવતાની પાસે મારૂં કપટ ચાલી શકશે નહીં. મહાદેવી, ક્ષમા કરો, મને વિશેષ ઉપદેશનું અવલંબન આપો. અને મને ચારિત્ર ધર્મનો પૂર્ણ અધિકારી બનાવો."

શાસનદેવી આક્ષેપથી બોલ્યા-"પન્યાસ, તમારી મનોવૃત્તિ હજુ નિર્મળ થઇ નથી. જ્યાંસુધી તમે નિષ્કપટ ભાવને ધારણ કરશો નહીં, ત્યાંસુધી તમે ચારિત્રના પૂર્ણ અધિકારી થશો નહીં. તમારા ઉપરથી મને ખાત્રી થાય છે કે, આ સમયે જેવા ગૃહસ્થ શ્રાવકો સ્વધર્મ અને સ્વકર્ત્તવ્યના અધિકારી છે, તેવા સાધુઓ નથી. શ્રાવકો કોઇપણ રીતે સાધ્ય થઇ શકે છે પણ સાધુઓ તદ્દન સાધ્ય થઇ શકતા નથી. હું આ વાત પ્રથમથીજ જાણતી હતી. તેથી મારા પ્રવાસનો ઉદ્દેશ ગૃહસ્થ શ્રાવકોને સુધારવાનો થયો છે. નવીન વિદ્યાથી સંસ્કૃત થયેલા ગૃહસ્થ શ્રાવકો જો સુધરશે, તો પછી દુરાગ્રહી અને કપટી સાધુઓનું કાંઇપણ ચાલી શકશે નહીં. બુદ્ધિમાન્ અને સારાસારને સમજનારા આધુનિક વિદ્વાનોને ગૃહસ્થ ધર્મનો યથાર્થ બોધ આપવામાં આવે તો તેઓ પોતાના ધર્મનું રહસ્ય સમજી, તે પ્રમાણે પ્રવર્ત્તવાને તત્પર બનશે. તે વિદ્વાન્ અને ચતુરમતિ વિદ્વાનો શાસ્ત્રદ્વારા સાધુઓના ધર્મને પણ જાણી શકશે, એટલે તેઓ પછી જે સ્વધર્મવર્ત્તી ખરા સાધુઓ હશે, તેમને જ માનશે. સ્વધર્મ અને સ્વકર્ત્તવ્યથી ભ્રષ્ટ થયેલા સાધુઓને માનશે નહીં અને તેમની તરફ અભાવની નજરે અવલોકશે. પન્યાસ, તમારે આ વચનો વિચાર કરવા જેવા છે, તમારો આડંબર હવે ચાલવાનો નથી. તમે જે અંધાધુધી ચલાવો છો, તેનો હવે અંત આવશે. નવીન સુધારકો તમારૂં પોગળ ચલાવવા દેશે નહીં. તેઓ તમોને સુધારવાનો પ્રયત્ન કરશે હવે જે ઉત્તમ ચારિત્રને ધારણ કરનારા, અને પોતાના કર્ત્તવ્યને યથાર્થ રીતે સમજનારા સાધુઓ હશે, તેઓજ માન પામશે અને સુધારકો તેમના ઉપદેશને જ સાંભળશે. વળી પન્યાસ, તમે એમ સમજશો નહીં કે, તેવા ઉત્તમ સાધુઓ તેમને મળી શકશે નહીં. તેમને તો ગમે તેવા પણ અસારા જેવાં મળશે. આ કાંકો મનમાંથી કાઢી નાખજો. હજુ કેટલાએક સાધુઓ નિર્મળ ચારિત્રને ધારણ કરનારા અને અનુકૂળ પદ્ધતી ઉપર વ્યાખ્યાન આપી સુધારકોને સંતોષ આપનારા વિચરે છે. તે સાથે કેટલાએક ઉત્તમ વક્તાઓ અને લેખકો પણ થયા

છે અને થતા જાય છે. તેઓ દેશકાળ પ્રમાણે જૈન પ્રજાની ધાર્મિક તથા સાંસારિક ઉન્નતિ સાધવા તત્પર બને છે. તે ઉપરથી તેઓ સમજે છે કે, જૈન કોન્ફરન્સ દ્વારા જૈન પ્રજાનું અવશ્ય શ્રેય થવાનું છે, ભારતવર્ષની જૈન મહાપરિષદ્ દ્વારા અનેક કાર્યો સાધી શકાશે. તેનો વિજય એ જૈનોના ધર્મ તથા સંસારનો વિજય છે. તે સાથે બીજી જે જે સંસ્થાઓ ઉભી થયેલી છે, તે સંસ્થાઓથી મહાભારત કાર્યો સાધી શકાય છે. ઉત્તમ પ્રકારે બંધાએલી સંસ્થા સમષ્ટિ–સંઘનું એક મહાબળ પ્રત્યેક જૈનને બળ આપી ઉન્નતિથી પુષ્ટ કરે છે.

આવો વિચાર ધરાવનારા જૈન મુનિઓ આ જગત્‌માં યશ અને પુણ્યના ભાગીદાર બનશે અને તેઓનું ચારિત્ર સંપૂર્ણ રીતે કૃતાર્થ થશે."

આટલું કહી, મહાદેવીએ ગૃહસ્થોને ઉદ્દેશીને કહ્યું. "ભદ્ર શ્રાવકો, તમે તેવા મુનિઓનો ઉપદેશ સાંભળજો અને તન, મન અને ધનથી તેમનીજ સેવા ભક્તિ કરજો. તેને અંગે તમારે શું શું કરવું જોઇએ ? ને વિષે હું તમોને મહાત્મા હરિભદ્રસૂરિના કેટલાએક ગૃહસ્થ ધર્મના સૂત્રો સંભળાવવા ઇચ્છા રાખું છું, તે સૂત્રોનો ભાવાર્થ તમો એક ચિત્તથી ગ્રહણ કરજો. તે મહાત્મા લખે છે કે, ઉત્તમ ગૃહસ્થોએ સર્વદા ધર્મનું શ્રવણ કરવું. તેને માટે તેઓ નીચેનું સૂત્ર લખે છે.

"प्रत्यहं धर्मश्रवणं" ॥

"હંમેશા ધર્મનું શ્રવણ કરવું."

પ્રિય સુધારકો, તમારે ઉપર કહેલા ઉત્તમ મુનિઓના મુખથી ધર્મ શ્રવણ કરવું. ધર્મને શ્રવણ કરવામા કેવી પ્રીતિ રાખવી જોઇએ ? તેને માટે ટીકાકાર એક રમણીય દૃષ્ટાંત આપે છે. સુંદર સ્ત્રી સાથે કિંનરનું ગાયન સાંભળતાં, જેવી પ્રીતિ થાય, તેવી પ્રીતિથી ધર્મ શાસ્ત્ર સાંભળવું, કારણકે ધર્મ શાસ્ત્રનું શ્રવણ અત્યંત ગુણના હેતુરૂપ છે. તેને માટે કહ્યું છે કે, "સુભાષિતનો ઉપયોગ કરનારૂં ચિત્ત, જો ગ્લાનિ પામ્યું હોય, તો ખેદ છોડી દે છે, પરિતાપ પામ્યું હોય, તો શીતલ થાય છે, મૂઢ થઇ ગયું હોય તો પ્રતિબોધ પામેછે અને વ્યાકુલ થયું હોય તો સ્થિરતા મેળવે છે." ગૃહસ્થો ! આ બધો બોધ ગ્રહણ કરી અને તેના લાભનો વિચાર કરી તમે ધર્મ શ્રવણ કરવામાં તત્પર રહેજો. આ ઉપદેશ સૂત્ર કહ્યા પછી તે મહાનુભાવે વિચાર કર્યો કે, જૈન ગૃહસ્થોમાંથી જો કોઇ અલ્પમતિ હશે તો તે ધર્મના રહસ્યને સમજ્યા વગર કોઈ બાબતને આગ્રહથી વળગી રહેશે. અને તેથી મોટી હાનિ થઇ પડશે. અથવા જો કોઇ આવા પન્યાસના જેવા સ્વાર્થી સાધુ ઉપદેશની અંદર પોતાનો સ્વાર્થ સિદ્ધ

કરવાના વિપરીત ઉપદેશ આપે તો તેને આગ્રહથી ધારણ કરે, તો તેનું પરિણામ નઠારૂં આવે. આવો વિચાર કરી તે મહાત્માએ તે પછી નીચેનું સૂત્ર લખ્યું છે.

" सर्वत्रानभिनिवेश इति " ॥

" સર્વ કાર્યમાં કદાગ્રહ રાખવો નહીં. "

તે ઉપર મહાનુભાવ મુનિચંદ્રસૂરિ ટીકા કરતાં લખે છે કે, " સર્વ કાર્યમાં પ્રવર્ત્તતા એવા બુદ્ધિમાન્ પુરૂષે દુરાગ્રહનો ત્યાગ કરવો. બીજાને પરાભવ કરવાના પરિણામથી અનીતિના કાર્યનો આરંભ કરવો, તે કદાગ્રહ કહેવાય છે. જેમાં નીતિનું ઉલ્લંઘન થાય તેવું કાર્ય કરવાની ઇચ્છા થાય તે નીચતાનું લક્ષણ છે. તેને માટે કહ્યું છે કે, " કદાગ્રહનો અહંકાર નિષ્ફળ તથા નીતિવગરના અને મુશ્કેલી ભરેલા કાર્યના આરંભોથી પ્રવાહની સામે ચાલવાના વ્યસનવાળા માંછલાની જેમ નીચ લોકોને ફોગટનો શ્રમ આપ્યા કરે છે."

ગૃહસ્થો ! આ વાત લક્ષમાં રાખી, તમે તમારા વર્ત્તનને સુધારજો અને સર્વથા કદાગ્રહથી દુર રહેજો. ધર્મ શાસ્ત્રને સાંભળતાં જે વાત તમારાથી ન સમજાય તેવી હોય, તેનું સ્પષ્ટીકરણ કરાવજો અને તેને યથાર્થ સમજી–મનન કરી–પૂરતું લક્ષ આપી, તમારા વર્ત્તનને તેની સાથે જોડી દેજો.

મહાનુભાવ હરિભદ્ર સૂરિએ કદાગ્રહનો ત્યાગ કરવાનો બોધ આપી પછી લખ્યું છે કે,

" गुणपक्षपातिता " ॥

" ગુણોમાં પક્ષપાત રાખવો. "

દાક્ષિણ્ય, સૌજન્ય, ઔદાર્ય, સ્થૈર્ય, પ્રિય ભાષણ અને પોતાના તથા બીજાના ઉપકારના કારણરૂપ એવા આત્માના ધર્મ, તેઓમાં પક્ષપાત રાખવો. ગુણો ઉપર પક્ષપાત કરનારા જીવો બહુમાનદ્વારા ઉત્પન્ન થયેલા અવંધ્ય પુણ્યના પ્રબંધના સામર્થ્યથી આ લોક અને પરલોકમાં શરદઋતુના ચંદ્ર કિરણોના સમૂહના જેવા ગૌરવર્ણી ગુણ ગ્રામને અવશ્ય પ્રાપ્ત કરે છે કારણ કે, ગુણનું બહુમાન કરવાનો આશય ચિંતામણિ રત્નથી પણ અધિક શક્તિમાન્ છે. ગૃહસ્થો, તમે પણ એથી ગુણ ઉપર પક્ષપાત કરજો. જેનામાં ગુણ જોવામાં આવે, તે કદિ અન્યમતી કે અન્ય ગચ્છી હોય તોપણ તેનો આદર કરજો. ગચ્છ મતના દુરાગ્રહને વળગી તમે અવગુણનો પક્ષપાત કરશો નહીં. તમે જેની ઉપર પૂર્ણ રાગી છો, તે માણસ કદિ નિર્ગુણી હોય, તો તેની પરથી રાગનો ત્યાગ કરી દેજો.

"ગૃહસ્થો ! જો તમે તમારા પૂર્વજોનો ઈતિહાસ વાંચો, તો તમોને ખાત્રી થાય કે, તેઓ ગુણ ઉપર કેવા પક્ષપાતી હતા. તેઓ ગુણ ઉપર એટલા બધા આરૂઢ હતા કે, જ્યાં તેમને ગુણોનું દર્શન થતું, ત્યાં તેઓ ઉલટથી ધસી આવતા અને તેને ઉત્તમ પ્રકારે સેવતા હતા. આજકાલ તમારામાંના કેટલાકમાં એ પ્રવૃત્તિ તદ્દન જોવામાં આવતી નથી. કાં તો તમે મિથ્યાત્વ કહી તેને નિંદા કરો છો, કાંતો અન્યગચ્છનો ધારી, તેની તરફ તિરસ્કાર કરો છો. અને કાં તો દ્વેષ તથા ઈર્ષ્યાથી બીજાને હાનિ કરવા ઉભા થાઓ છો. તમારામાં ગુણ દૃષ્ટિ પ્રગટજ થતી નથી. કદિ તમે તેવા અન્યમતી કે અન્ય ગચ્છીઓના પરિચયથી ડરતા હો, તો તે જરા ક્ષંતવ્ય છે, પણ જેઓ તદ્દન ગુણ રહિત અને દોષ સહિત છે, તેમના દોષો જાણ્યાં છતાં તેમની ઉપર રાગ દૃષ્ટિ રાખો છો, તે બીલકુલ ક્ષંતવ્ય નથી. તમે તેમ કરીને દુર્ગુણોને ઉત્તેજન આપો છો. અને અનાચારને આશ્રય આપો છો. આ તમારી પ્રવૃત્તિ તદ્દન નિંદનીય છે.

ગૃહસ્થો, હવેથી તમે એવી પ્રવૃત્તિ રાખશો નહીં. ગુણ ઉપર પક્ષપાત રાખજો. અને આવા પન્યાસ જેવા અયોગ્ય મુનિઓ હોય, તેમના ઉપદેશને શ્રવણ કરશો નહીં.

ગૃહસ્થો, 'આ ગુણી છે અને આ અવગુણી છે' એમ શી રીતે ઓળખી શકાય ? તેને માટે તમારા શાસ્ત્રમાં સારી રીતે લખેલું છે. ગુણ-અવગુણની પરીક્ષા કરવાને માટે ઉત્તમ પ્રકારની બુદ્ધિની આવશ્યકતા છે. તે બુદ્ધિના આઠ ગુણો છે. અને તે આઠ ગુણોથી સારાસારની પરીક્ષા થઈ શકે છે. તે બુદ્ધિના આઠ ગુણોને માટે મહાનુભાવ હરિભદ્ર સૂરિ નીચે પ્રમાણે લખે છે.

" ऊहापोहादियोग इति "।

"તર્ક કરવો, તેનું સમાધાન કરવું. ઈત્યાદિ બુદ્ધિના આઠ ગુણનો યોગ કરવો."

ઊહ, અપોહ, તત્ત્વાભિનિવેશ, શુશ્રૂષા, શ્રવણ, ગ્રહણ, ધારણા અને વિજ્ઞાન એ આઠ ગુણ બુદ્ધિના છે. જે અર્થ જાણ્યો હોય તેને અવલંબીને તેવી જાતના અન્ય અર્થમાં વ્યાપ્તિ થવાથી જે વિતર્ક કરવો તે ઊહ કહેવાય છે. વચન અને યુક્તિથી વિરૂદ્ધ એવા હિંસાદિક અર્થથી પ્રત્યવાયની સંભાવના લાવી નિવૃત્ત થવું તે **અપોહ** કહેવાય છે. અથવા સામાન્ય જ્ઞાન તે ઊહ અને વિશેષ જ્ઞાન તે **અપોહ** કહેવાય છે. સાંભળવાની ઈચ્છા તે **શુશ્રૂષા** કહેવાય છે. સાંભળવું, તે **શ્રવણ** કહેવાય છે. શાસ્ત્રના અર્થનું ગ્રહણ કરવું, તે **ગ્રહણ** કહેવાય છે. જે ધાર્યું હોય તેને ભુલવું નહીં, તે **ધારણા** કહેવાય છે અને મોહ, સંદેહ વિપર્યાસ રહિત જે જ્ઞાન તે **વિજ્ઞાન** કહેવાય છે. વિજ્ઞાન, ઊહ અને અપોહથી શુદ્ધ થયેલ 'આ એમજ છે.'

એવો નિશ્ચય તે તત્ત્વાભિનિવેશ કહેવાય છે. એવી રીતે બુદ્ધિના આઠ ગુણોથી જેણે બુદ્ધિનો ઊત્કર્ષ પ્રાપ્ત કર્યો હોય તેવો પુરૂષ કદિ પણ અકલ્યાણ પામતો નથી. તેને માટે નીતિ શાસ્ત્રમાં લખેછે કે,

" जीवंति शतशः प्राज्ञाः प्रज्ञया वित्तसंक्षये ।
नहि प्रज्ञाक्षये कश्चिद्वित्ते सत्यपि जीवति " ॥ १ ॥

" સેંકડો બુદ્ધિવાન્ પુરૂષો દ્રવ્યનો નાશ થતા કેવળ બુદ્ધિથીજ જીવે છે અને બુદ્ધિનો ક્ષય થવાથી દ્રવ્ય છતાં પણ કોઇ જીવી શકતું નથી."

ગૃહસ્થો ! આ શ્લોકનું સર્વદા મનન કરજો અને તે પ્રમાણે વર્ત્તી, તમારા ગૃહસ્થાવાસને ઊજવળ બનાવજો. મહાનુભાવ હરિભદ્ર સૂરિએ તમારા ગૃહસ્થાવાસની સુધારણા કરવાને માટે જે સૂત્રદ્વારા સૂચનાઓ આપી છે, તેને હૃદયમા રાખી, તે પ્રમાણે વર્ત્તજો. તે મહાત્માએ ગૃહસ્થના સામાન્ય ધર્મને પાળનારા મનુષ્યને માટે ઉંચી જાતના ઉદ્ગારો કાઢેલા છે. તેઓ લખેછે કે "જે પુરૂષ સ્વધર્મ યુક્ત થઇ શ્રેષ્ટ ગૃહસ્થપણાને આચરે છે, તો બુદ્ધિમાન્ પુરૂષ આલોક અને પરલોકમાં અનિંદિત સુખ પ્રાપ્ત કરે છે. દુર્લભ એવો મનુષ્ય જન્મ પ્રાપ્ત કરીને આત્માનું હિત કરવું, કારણ કે અકસ્માત્ મૃત્યુ આવી, 'આ લોકમાં જાણે સઘળું હતું જ નહીં' એમ કરી દે છે. તેથી ગૃહસ્થે આત્મહિત કરવામાં સર્વદા તત્પર રહેવું."

આ પ્રમાણે કહી મહાદેવી ક્ષણવાર વાણીથી વિરામ પામ્યા; આ વખતે એક સુધારકે વિનયથી જણાવ્યું, " મહેશ્વરી, આપે આપેલા ઊપદેશથી અમે કૃતાર્થ થયા છીએ. આપનો આ ઉપદેશ અમે સર્વદા સ્મરણ માર્ગમા રાખીશું અને તે પ્રમાણે વર્ત્તવાને સદા ઉજમાલ થઇશું. આપે ભારત વર્ષની મહાપરિષદ્ ( કોન્ફરન્સ ) ને માટે જે પ્રેમ અને લાગણી બતાવી છે, તેને માટે અમે આપનો અત્યંત આભાર માનીએ છીએ. આપ મહાદેવી શ્રી વીરશાસનના અધિષ્ટાત્રી છો, તેથી અમારા હૃદયમાં એવી પ્રેરણા કરો કે જેથી અમે બધા એ વિજયવતી જૈન કોન્ફરન્સ તરફ પૂજ્ય ભાવ દર્શાવી, તેની સેવા કરવામાં તત્પર રહીએ. અમારી મનોવૃત્તિ એ મહા પરિષદ્ ઉપર સદા ભક્તિભાવવાળી રહે અને આપની જેમ એ મહાપરિષદ્નો સર્વદા વિજય થાય " આટલું કહી તે વિદ્વાન્ યુવાન નીચેનું સુભાષિત બોલ્યો હતો.

यत्र साधर्मिसेवा च यत्र सद्भावनोदयः ।
परोपकृतयो यत्र तत्र कर्मणि नो मनः. ॥ १ ॥

જે કર્મમાં સાધર્મિ સેવા હો, જે કર્મમાં સારી ભાવનાનો ઉદય હોય અને જયાં પરોપકારો રહેલા હોય, તેવા કર્મમા અમારૂં મન રહો. ૧

આ સુભાષિત સાંભળી મહેશ્વરી, પ્રથમ તો પ્રસન્ન થયા પણ તેજ વખતે અકસ્માત્ તેમના હૃદયમાં શોકનો આવિર્ભાવ થઈ આવ્યો તેઓ તત્કાળ ગદ્ગદિત કંઠે નીચે પ્રમાણે એક સુભાષિત બોલ્યા—

शरणं भगवान् वीरः शरणं धर्मभावना ।
शरणं नवकारोऽस्तु सर्वे रक्षंतु शासनम् ॥ १ ॥

શ્રીવીર ભગવાનનું શરણ હો. ધર્મભાવનાનુ શરણ હો. અને નવકાર મંત્રનું શરણ હો. સર્વે શાસનની રક્ષા કરો. ૧

આ સુભાષિત બોલતા બોલતા તેઓ રૂદન કરવા લાગ્યા. તેમના રૂદનના ઠ્ઠુસકા સાભળી, સર્વ સમાજ અતિ આશ્ચર્ય પામી ગયો. " શાસન દેવીને આવું દુઃખ અકસ્માત શી રીતે થયું હશે જેઓ હમણાં ખુશીમાં હુતા અને એક ક્ષણમાંજ આવા શોકાતુર કેમ બની ગયા હશે ? " આ પ્રમાણે વિચારતા સામાજિકો પણ શોકથી આકુળ-વ્યાકુળ થવા લાગ્યા. ક્ષણવારે તેઓમાંથી એક વિદ્વાન્ સુધારક બોલ્યો— " મહેશ્વરી, આપ શામાટે રૂદન કરો છો ? આપની મનોવૃત્તિમાં આવી વ્યાકુળતા શામાટે પ્રગટ થઇ છે ? કૃપા કરી જણાવો. વીરશાસનની અધિષ્ઠાત્રી આમ શોકાતુર થઇ રૂદન કરે, એ અમોને ઘણુંજ અસહ્ય લાગે છે. આપ દિવ્ય મૂર્ત્તિ સંપૂર્ણ શકિતવાન્ છો. કોઇ પણ વ્યકિત આપને શોક કે દુઃખ આપવાને સમર્થ થઇ શકતી નથી. આપનું અનુપમ સામર્થ્ય ત્રણે લોકમાં પ્રખ્યાત છે. સર્વ આર્ય ધર્મોમાં પ્રથમ પદે ગણાતો જૈન ધર્મ આપના પ્રભાવથી પ્રભાવિક બન્યો છે અને તેનો ઉત્કર્ષ. તેનો વિજય આપ મહાદેવીને લઇને થયા કરે છે. એવા આપ મહેશ્વરી જ્યારે આમ દીન સ્થિતિમાં આવી રૂદન કરો, તો પછી અમારા શા હાલ ? અમારી સર્વ પ્રકારની આશાઓ આપના ઉત્કર્ષને આધારે છે. અમારી હીંમત અને અમારૂં બળ આપનેજ આધીન છે. હે ધર્મ માતા, જ્યારે આપ આમ શોકાતુર બની જશો તો પછી વીરશાસનની શી દશા થશે ? કૃપા કરી, આપ શોક તથા રૂદનનું કારણ જણાવો. અમે પામર પ્રાણીઓ આપનું દુઃખ દૂર કરવાને સમર્થ થઇ શકીશું નહીં. તોપણ અમે યથાશકિત પ્રયત્ન કરવા તત્પર થઇશું. "

તે વિદ્વાન્ના આ વચન સાભળી, મહેશ્વરી શાસનદેવી જરા આશ્વાસન પામીને બોલ્યા—" ભદ્ર, તમારી મારી તરફ લાગણી જોઇ, હું ખુશી થઇ છું. અને શોક

તથા દુઃખ થવાનું કારણ આ મુનિઓ છે. આ પન્યાસના જેવા કેટલાએક મુનિઓ મારા ઉત્કર્ષને બદલે અપકર્ષ કરવા ઉભા થયા છે. ભદ્ર યુવાનો, જ્યારે હમણા તમે જૈન કોન્ફરન્સને માટે બોલતા હતા અને તે મ્હાપરિષદ્ની સેવા ભક્તિ કરવા માટે તમે તમારા હૃદયની પ્રેરણા કરવામાં મારી પ્રાર્થના કરતા હતા, તે વખતે મારૂં દક્ષિણ અંગ ફરકવા લાગ્યું, અને બીજા શારીરિક માન શુકનો થવા લાગ્યા. તત્કાળ મેં વિચાર કર્યો, ત્યા જ્ઞાન બળથી મારા જાણવામા એવી વિપરીત વાર્ત્તા આવી કે જેથી હું શોકાકુલ થઇ રૂદન કરવા લાગી છું. એ વાર્ત્તાના શબ્દો પણ કહેતા મારી રસના અટકાય છે. તથાપિ તમોને ચેતવણી આપવા માટે મારે કહેવું પડે છે. ભદ્ર ગૃહસ્થો, હવે થોડા વખતમા આચાર્ય અને પન્યાસ પદને ધારણ કરનારા અને તેના આશ્રિત એવા કેટલાએક સાધુઓ સંઘમા કલહ ઉત્પન્ન કરશે. મારા શાસનને દીપાવનારા અને સ્વાર્પણ કરી, જૈન પ્રજાની સેવા કરનારા મારા વીર ભક્તોને સંઘનો તિરસ્કાર કરાવશે. અને ભારત વર્ષના ઘણાં પ્રદેશમાં મોટી ચર્ચા ઊભી કરશે. આ ચર્ચા એવું મોટું ભયંકર રૂપ પકડશે કે જેથી ઘણા નગર અને ગામોમાં વિક્ષેપ જાગ્રત થશે. આથી મારી પ્રિય સખી અને તમારી પોષક માતા જૈન કોન્ફરન્સનું મૃત્યુ ઉભુ થશે. એ ઉપકારી માતા છિન્ન-ભિન્ન થઇ વિનાશ પામી જશે. તમારા ધર્મ અને સંસારનો પ્રાતઃકાળ તત્કાળ સાયંકાલ રૂપે પરિણમશે. તે વખતે સ્વાત્મભોગ આપનારા અને તન, મન, ધનથી સંઘની સેવા કરનારા મારા ભક્તોના હાથ હેઠા પડી જશે અને તેઓ નિરાશ થઇ નિઃશ્વાસ મુકશે. ભદ્ર શ્રાવકો, આ ભવિષ્યનું સ્મરણ થઈ આવતાં હું શોકાતુર બની રૂદન કરૂ છું. મારા શાસનનો એક દમ પરાભવ થાય, અને મારા ભક્તો તદ્દન નિરાશ અને નિરૂત્સાહી થઇ જાય, એ મને અસહ્ય દુઃખ લાગ્યું છે. અને એ દુઃખના આવેશથીજ મારા નેત્રોમાંથી અશ્રુપાત થાય છે." આટલું કહી તે મહેશ્વરી કરૂણારસથી નીચેના સુભાષિત બોલ્યા હતા.

सति संघे ससामर्थ्ये सत्सु सद्बोधि साधुषु
सत्यां मयि सरूपायां शासनं ह्रास माप्स्यति ॥ २ ॥

સંઘ સામર્થ્યવાળો છતાં, કેટલાએક સદ્બોધવાળા સાધુઓ છતાં અને હું રૂપ ધરિણી વિદ્યમાન છતાં શ્રીવીર શાસન હ્રાસને પામશે. ૧

આ શ્લોક બોલી તેઓ વિરામ પામી ગયા. મહેશ્વરીની આ વાણી શ્રવણ કરી નવીન વિદ્વાનો શોકાતુર બની ગયા. તેમની આશા અને ઉત્સાહ અકસ્માત્ તુટી પડ્યાં. તેઓમાંથી કેટલાએક તો અશ્રુપાત કરી રૂદન કરવા લાગ્યા. ક્ષણવાર પછી

તેઓમાંથી કેટલાએક વિનયથી અંજળિ જોડી બોલ્યા. "ધર્મમાતા! જેમના ઊપર અમારી આશાનું અવલંબન છે, એવા આપ જ્યારે આમ ઢીલાં થઈ રૂદન કરે છો, તો પછી અમારે શું કરવું? અમે હતાશ થઈ ગયા છીએ. અમારી આશાના અંકુરો તદ્દન નષ્ટ થઈ ગયા છે. મહેશ્વરી! હવે આપ સાવધાન થઈ અમોને અવલંબન આપો અને અમારી આશાના અંકુરોને પાછું જીવન આપો. ભારત વર્ષની સર્વ જૈન પ્રજાને ધાર્મિક અને સાંસારિક જીવન આપનારી જૈન કોન્ફરન્સ નિરાબાધ કરો. તે ઉદયકારિણી મહાદેવીને જીવતી રાખો, ગમે તેટલો પ્રયત્ન કરવો પડે અને ગમે તેટલું સામર્થ્ય વાપરવું પડે, તો પણ એ મહાદેવીને અખંડિત રાખો. જો એ મહાદેવી કોન્ફરન્સ નિર્જીવ થશે, તો પછી સર્વ જૈન પ્રજા તદન નિરાધાર થઈ જશે. ઉદયની આશા રાખનારી જૈન પ્રજા દુઃસ્થિતિમાં આવી પડશે. અમારી નવીન વિદ્યા અને કળા નિરૂપયોગી બની જશે, માટે મહેશ્વરી! કૃપા કરી, અમારા ઇષ્ટદેવી કોન્ફરન્સને જીવતી બચાવો," આટલું કહી તેણે કોન્ફરન્સની સ્તુતિનું એક સુભાષિત ઉચ્ચાર્યું—

"भारतीयार्हतसभा सर्वजैनोपकारिणी।
महोदयकरी माता सदास्तु चिरजीविनी" ॥ १ ॥

"સર્વ જૈનોનો ઉપકાર કરનારી અને મહાન્ ઉદય કરનારી, ભારત વર્ષની જૈન મહા પરિષદ્ (કોન્ફરન્સ) માતા સદા ચિરંજીવી રહો." આ સુભાષિત ઉચ્ચાર્યા પછી તે વિદ્વાન્ તરૂણો સાશ્રુવદન થઈ ઉભા રહ્યા. અને ગદ્ગદિત કંઠ થવાથી કાંઈ પણ બોલી શક્યા નહીં. તે વખતે મહાદેવી શાસનસુરી જરા પ્રસન્ન વદને બોલ્યાં. "ભદ્ર યુવાન ગૃહસ્થો! વિશેષ અપશોષ કરશોનહીં. જ્ઞાનના બળથી મારા જાણવામાં આવ્યું છે કે, હજુ ભારતભૂમિ તદ્દન ઉત્તમ સાધુ રહિત થઈ નથી. પવિત્ર ચારિત્રને ધારણ કરનારા કેટલાએક જૈન મુનિઓ જૈન પ્રજાના ઉદ્ધારને માટે દેશોદેશમાં વિચરે છે. તેઓમાંથી કેટલાએક પોતાની હીંમતના બળથી કોન્ફરન્સને જીવિતદાન આપવાની ઈચ્છા રાખે છે. સાહસિક અને અવિચારી આચાર્યે જે મારા વીર ભક્તોને સંઘનો તિરસ્કાર આપ્યો છે, તેમને તેઓ ન્યાય આપી, સંઘમાં દાખલ કરશે. ઉન્મત્ત થઈ ગયેલા મુનિઓના બળને તોડી પાડશે. આથી પુનઃ કોઈ વાર કોન્ફરન્સને જીવિત પ્રાપ્ત થવાની આશા રહેશે. નિરાશ થશો નહીં. હું પણ એ વાત જાણવાથી સંતુષ્ટ થઈ છું. મારી નષ્ટ થયેલી આશાને પુનઃ જીવન મળ્યું છે. હવે હું અહીંથી બીજે સ્થળે પ્રવાસ કરવા જાઉં છું. આ પન્યાસ જેવા મુનિઓનો વિશ્વાસ કરશો નહીં. સર્વદા મહાનુભાવ હરિભદ્રસૂરિની વાણીનું શ્રવણ-મનન કરજો અને તમારા ગૃહસ્થ ધર્મને યથાર્થ પાળી, શ્રાવક જીવનને સાર્થક કરજો!"

" આટલું કહી, તે મહાદેવી નીચેનું સુભાષિત બોલતા બોલતાં ત્યાંથી અદૃશ્ય રૂપેજ ચાલ્યા ગયાં. પન્યાસ વગેરે મુનિઓ અને ગૃહસ્થો અતિ આશ્ચર્ય પામી, અનેક જાતની વાર્તાઓ કરતાં કરતાં પોતપોતાને સ્થાને ચાલતા થયા. મહાદેવી શાસનસુરી જ્યારે ત્યાંથી ચાલ્યાં, ત્યારે તેઓ નીચેની સંસ્કૃત કવિતા બોલ્યાં હતાં

## ગીતિ :

"भवततिसंतप्तानां तापहरं सुखकरं सदा भविनाम्।
जैनं शासनममलं जयतु जगन्मंडले सुमंगलदम्" ॥ १ ॥

" સંસારની પરંપરાથી પરિતાપ પામેલા ભવિ આત્માઓના તાપને હરનારૂં અને સદા સુખ આપનારૂં, નિર્મળ અને મંગળદાયક એવું શ્રી વીરશાસન આ જગતના મંડળ ઉપર જય પામો. " ૧

આ કવિતા સાંભળી સર્વ વિદ્વાન્ ગૃહસ્થો હૃદયમાં અતિશય પ્રસન્ન થયા હતા.

## પ્રવાસ ૫ મો.

उपदेशः सदाग्राह्यो निरीहगुरुबोधितः ।
सापेक्षगुरुणा प्रोक्त उपदेशो निरर्थकः ॥ १ ॥

નિરીહ-નિઃસ્પૃહ એવા ગુરૂએ બોધ કરેલો ઉપદેશ સદાગ્રહણ કરવા યોગ્ય છે અને અપેક્ષાવાળા-સ્વાર્થી ગુરૂએ આપેલો ઉપદેશ નિરર્થક છે. ૧

પવિત્ર તીર્થાધિરાજ સિદ્ધગિરિની છાયામાં પાદલિપ્ત નગર આવેલું છે. જાણે મોક્ષના મેહેલ ઉપર ચડવાની નીસરણી હોય તેવા સિદ્ધગિરિના પ્રભાવથી એ નગર સમૃદ્ધિવાન્ બનેલું છે. રમણીય જિનાલયો, સુશોભિત ધર્મશાળાઓ, મનોહર બોર્ડીંગો અને પુસ્તકાલયોથી તેની રમણીયતા વિશેષ બનેલી છે. ચારે તરફ જિનચૈત્યો આવેલાં છે અને તેમના જયધ્વનિથી એ તીર્થભૂમિ ગાજી રહેલી છે. સિદ્ધગિરિના પવિત્ર માર્ગમાં યાત્રાળુઓ સંખ્યાબંધ ગમનાગમન કરી રહ્યા છે. દિગંબર અને શ્વેતાંબર સાધુઓ અને સાધ્વીઓના ટોળેટોળા આમ તેમ ભમ્યા કરેછે. વારંવાર "આદીશ્વર ભગવાન્‌ની જય ! " એવા ધ્વનિયો થયા કરે છે.

આ સમયે શાસનદેવી આ પવિત્ર સિદ્ધક્ષેત્રમાં આવી ચડયાં. આ તેમનો પ્રવાસ તેમના મનને અતિશય આનંદ આપનારો હતો. તેઓ તે પવિત્ર તીર્થભૂમિની રમણીયતા જોતાં જોતાં ફરતા હતાં, તેવામાં એક ભવ્ય મંડપ તેમના

જોવામાં આવ્યો. તે મંડપના દ્વાર ઉપર" શ્રી જૈન શાસન આનંદ સમાજ". એવા મોટા સ્થૂળ અક્ષરો વાંચવામા આવ્યા. તે સુવર્ણાક્ષરો વાંચતાંજ તેઓ અતિશય પ્રસન્ન થઇ ગયાં. તેમના હૃદયમાં વિચાર થયો કે," અહા ! આ સ્થળ જોવા જેવું હશે, માટે અહિં પ્રવેશ કરવો યોગ્ય છે." આવો વિચાર કરી, મહેશ્વરીએ તે રમણીય સ્થળમાં પ્રવેશ કર્યો. તેની અંદર વિવિધ પ્રકારની રચના જોઇ તેઓ ઘણાંજ પ્રસન્ન થઇ ગયાં. તે જોતાંજ તેમના હૃદયમાં સ્ફુરી આવ્યું કે, આ ખરેખર આનંદસમાજ છે. આના દર્શનથી મારા મનને અતિશય આનંદ ઉપજે છે. આ પવિત્ર ભૂમિને જોતાંજ મારા મનને ખાત્રી થાય છે કે, "આ ભૂમિ મારા શાસનની વિજયદાયિની છે. વીર પ્રભુના પ્રભાવને અને ભક્તિને વધારનારી છે. આટલા પ્રવાસથી અસંતુષ્ટ થયેલું મારૂં મન અહિં અતિશય સંતોષ પામે છે. જાણે શ્રી વીર પ્રભુ પોતે અહિં વિરાજતા હોય, તેવું મને લાગે છે. ચારે તરફ શ્રીવીરના નામના ધ્વનિઓના પરમાણુઓ પ્રસરતા હોય તેવું દેખાય છે." આવું ધારી અત્યંત સંતુષ્ટ થયેલા મહેશ્વરી તે સ્થળમાં વિરાજમાન થયાં. ઘણી વાર સુધી તે સ્થળમાં ચારે તરફ ફરી સર્વ સામાજિકોને જોઇ અતિશય રાજી થતાં તે મહાદેવીએ નીચેના સુભાષિતથી આશીષ આપી.

"आनंदादिसमाजोऽयं महानंदविधायकः ॥
धर्मानंदाय जगति भूयाद्भविजने चिरम् " ॥ १ ॥

" મોટા આનંદને કરનારો આ આનંદસમાજ આ જગત્માં ભવિ લોકોને ચિરકાળ ધર્મના આનંદને માટે થાઓ. " ૧

આ પ્રમાણે આશીષ આપી, તે મહાદેવી ત્યાંથી બાહેર નીકળી ફરવા લાગ્યાં. તેવામાં એક ધર્મશાળાની અંદર સાધુઓના અને શ્રાવકોના મોટા સમૂહને તેમણે અવલોકયો. તેઓમાં કેટલીએક ચર્ચા ચાલતી હતી. તેની અંદર એક પ્રૌઢવયના મુનિ વિરાજમાન હતા. તેઓ કેટલાએક શ્રાવકોને સમજૂતી આપતા હતા. કેટલાએક શ્રાવકો પણ વિનયથી તે પ્રૌઢ મુનિને સમજાવતા હતા. ઘણીવાર સુધી એ ચર્ચા ચાલ્યા પછી એક પ્રમાણિક અને સત્યવક્તા શ્રાવકે વિનય પૂર્વક જણાવ્યું–"મહારાજ ! જો આપ કૃપા કરી ધ્યાન આપો, તો હું આપને નિવેદન કરૂં. મારે કોઇનો પક્ષપાત નથી. માત્ર શાસનનો પક્ષપાત છે. જેવી રીતે આપણા વીરશાસનની શોભા વધે અને લોકોમાં આપણું સારૂં કહેવાય તેવી રીતે આપણે વર્ત્તવું જોઇએ. એજ મારો અભિપ્રાય છે." પ્રૌઢ મુનિએ કહ્યું, " શેઠ ! તમે શું કહેવા માગો છો ? તે કહો." શેઠે સત્ય અને હીંમતનું અવલંબન કરી કહ્યું; "મહારાજજી !

આપના વ્યાખ્યાનમાં ઉપદેશની સાથે લોકકથાનો પ્રસંગ બહુ ચાલે છે, તે ઘણાં શ્રાવકોને રૂચિકર થતો નથી. તેમાં વિશેષ કરીને નિંદાની ચર્ચા ઘણી થાય છે. જૈન મુનિના વ્યાખ્યાનમાં કોઇની નિંદા ન થવી જોઇએ. જે ગ્રંથ આપ વાંચો છો, એ ગ્રંથનો વિષય પડતો રહે છે અને તેમાં નિંદાનો વિષય આવી જાય છે. માટે જો આપ હવેથી એવા વિષયનો ત્યાગ કરી, માત્ર ગ્રંથના વિષયનેજ સંભળાવો તો લોકોને વધારે આનંદ આવશે. મેં આપને જે સત્ય હતું, તે કહી દીધું છે. ક્ષમા કરજો."

શેઠના આવા વચન સાંભળી, મહારાજ નાખુશ થઇ ગયા. તેઓ શાંત પ્રકૃતિવાળા હોવાથી ક્ષણ વાર કાંઇ બોલ્યા નહીં, પણ તેમનો એક તીવ્ર સ્વભાવી શિષ્ય બોલી ઉઠયો. "શેઠીઆ ! શું તમે અમારા ગુરૂને શીખામણ આપવા આવ્યા છો. જરા વિનયથી વર્ત્તો. અમારા મહારાજજી સારા છે તે સહન કરે છે. બીજા હોત તો તમોને અત્યારેજ શિક્ષા કરતે. અમારી બાબતમાં તમારે વચ્ચે પડવું નહીં. અમારે કોઇની પરવા નથી. અમારી મરજી હશે તેમ કરીશું. જો તમારે વ્યખ્યાન સાંભળવા ન આવવું હોય, તો ચાલ્યા જાઓ. શા માટે અહિં આવો છો ? અમારે બીજા ઘણા શ્રાવકો છે. અમે તમારી ઉપર બેઠા નથી. હજારો યાત્રાળુઓ અમારી પાસે હાજરી આપે છે.!'

તે યુવાન અને ઉચ્છૃંખલ મુનિના આવા વચન સાંભળી તે શેઠ ગ્લાનિ પામી ગયા. બીજા પણ ઉત્તમ શ્રાવકોના મનને દુઃખ ઉત્પન્ન થઇ આવ્યું. પેલો બીચારો શેઠ તો કાંઇ બોલી શકયોજ નહીં. આ વખતે એક સ્વતંત્ર સ્વભાવી યુવાન શ્રાવક બેઠો હતો, તે આ યુવાન મુનિના તીવ્ર વચનોને સહન કરી શકયો નહીં. તેણે તત્કાળ ગર્જનાથી જણાવ્યું " મહારાજ ! જરા વિચાર કરીને બોલો. જૈન સાધુના મુખમાંથી આવા શબ્દો નીકળે એ ઘણા અપશોષની વાત છે. આ તીર્થક્ષેત્રમાં રહી બીજાની નિંદા કરવી, એ કર્મના બંધ કરવા જેવુ છે. મહારાજ ! તમે એમ સમજશો નહો કે, અમો સાધુ થયા એટલે બધા શ્રાવકોના ઊપરી થઇ ગયા. અમે ગમે તેમ વર્ત્તીએ, તો પણ અમને કોઇ પુછનારજ નથી. અમારે કોઇની પરવા નથી. અમે શ્રાવકોના રાજા છીએ. આવો ફાંકો રાખશો નહીં તમારી સત્તા, તમારૂં માન સંઘને આધીન છે. તમોને યોગ્ય શિક્ષા કરવાને સંઘનો સંપૂર્ણ અધિકાર છે. તમે જેનું તેનું અપમાન કરો છો, એ જરા વિચારીને કરવાનું છે. આ શ્રાવકે તમને સાચુ કહ્યું છે. તમારે ધર્મના ગ્રંથના વ્યાખ્યાનો આપવાના છે, કાંઇ નિંદાના વ્યાખ્યાનો આપવાના નથી. હું આજે ઘણા દિવસ થયાં જોઉં છું કે તમારા વ્યાખ્યાનો બીજાની નિંદાથી ભરપૂર હોય છે, કોઇ દિવસે કોઇ સંસ્થાની નિંદા કરો છો, કોઇ દિવસે કોઇ શ્રાવકોની નિંદા કરો છો, કોઇ દિવસે કોઇ સાધુની અને કોઇ દિવસે આનંદ

સમાજની નિંદા કરો છો. ગઈ કાલે તમારા વ્યાખ્યાનમાં સમાજની નિંદા એટલી બધી કરવામાં આવી હતી કે, જે સાંભળી શકાય તેવી નહતી. તમારા નિંદા ભરેલા વ્યાખ્યાનો સાંભળવાના કરતાં ઘેર બેશી નવકાર મંત્ર ગણવો વધારે સારો છે. આવા પવિત્ર તીર્થમાં કર્મના બંધને દૂર કરવા આવેલા યાત્રાળુઓને તમારા નિંદા ભરેલા વ્યાખ્યાનો ઉલટા કર્મના બંધને કરનારા થાય છે."

તે શ્રાવકના આવા વચનો સાંભળી,તે મત્તમુનિ રોષાવિષ્ટ થઈ ગયો અને તત્કાળ તેણે ઉંચે સ્વરેથી કહ્યું, " તું કોણ છે ? અહીં વધારે ડહાપણ કરવા કેમ આવ્યો છે ? સાધુની સામે આવા વચનો બોલતાં જરા પણ શરમાતો નથી. અહીંથી ચાલ્યો જા. અમે ગમે તેની નિંદા કરીશું, તારે તેની કાંઇ પંચાત કરવી નહીં. અમારે કોઇની પરવા નથી."

આટલું કહી તેણે પોતાના ગુરૂની સામે જોઈને કહ્યું, "મહારાજજી ! કેમ બોલતા નથી. આવા શ્રાવકોને શામાટે અંહીં ભેગા કરો છો ? તેઓ ઉલટા આપણા સાધુઓને દબાવા આવે છે. જો આમ ગૃહસ્થથી દબાશો, તો પછી આપણું ચાલશેજ નહીં. આજકાલ ગૃહસ્થો ફાટી ગયા છે. કોઇ સભા ઉભી કરે છે,કોઈ કોન્ફરન્સ સ્થાપે છે. કોઈ વર્ગની રચના કરે છે અને કોઇ સમાજ કરે છે સર્વેએ એકઠા મળી ભાષણો કરવા માંડયા છે. જો આવું ધતીંગ ચાલવા દેશો, તો પછી સાધુઓનો કોઈ ભાવ પુછશે નહીં. લોકો ભાષણો સાંભળી ખુશી થશે. સાધુઓના વ્યાખ્યાનો રખડી પડશે. કોઈ સાધુઓને માન આપશે નહીં. હવે તો ગૃહસ્થોએ પણ પચ્ચખાણ આપવા માંડયા છે, માટે આવા શ્રાવકોને ઉભા રહેવા દેશો નહીં. જે શ્રાવકો ફાટી ગયા છે, તેમને સંઘની બાહેર મુકી દેવા જોઈએ."

ઉન્મત્ત શિષ્યના આવા વચન સાંભળી, કેટલાએક શ્રાવકો ઉશ્કેરાઇ ગયા, અને તેઓ બધા એકઠા મળીને બોલ્યા—" મહારાજ ! હવે વિચાર કરો તો ઠીક. આ તમારા વૃદ્ધ ગુરૂની શરમ આવે છે. એટલે અમે વધારે બોલતા નથી, પણ છેવટ તમારી જેમ તેમની પણ શરમ છોડવી પડશે. અરે મહારાજ ! તમે શું જોઇ આ શેઠનું આવું અપમાન કરો છો. અમોને લાગે છે કે, હવે તમારા પાપનો પડદો ખુલ્લો થશે. તમારામાં કેટલાએક દુરાગ્રહી સાધુઓએ જે અંધાધુંધી ચલાવી છે, તેનો હવે અંત આવશે. ગૃહસ્થો હવે તમારા આવા અયોગ્ય વચનો સાંભળશે નહીં.જો તમારામાં ઉત્તમ સાધુપણું હશે,તમારામાં ચારિત્ર ગુણનો ચળકાટ હશે અને તમારામા શુદ્ધ આચાર હશે તોજ તમારો ઉપદેશ ચાલશે, નહીં તો સમજુ ગૃહસ્થ શ્રાવકો તમારા ઉપાશ્રયમાં આવશે નહીં. મહારાજ ! જેટલું વધારે પડતું બોલો છો એટલું તમોનેજ આડું આવશે. પછી પસ્તાવો થઇ પડશે"

તે શ્રાવકોના આવા વચન સાંભળી, પેલા ઉન્મત્ત મુનિ જરા દબાઇ ગયા. અને તેમના મોટા ગુરૂતો કાંઇ બોલ્યા નહીં. તે વખતે શાંત મૂર્ત્તિ અને સંવેગથી યુક્ત એવા એક મધ્યસ્થ મુનિ શાંતસ્વરથી બોલ્યા—" ભદ્ર ! તમે શા માટે વાદ વિવાદ કરો છો ? તમારે શાંતિથી વર્ત્તવું જોઇએ. આ ઉપાશ્રયની શાંત ભૂમિ છે. અહીં ધર્મ સાધનજ કરી શકાય છે. કોઇ જાતનો કલહ કરવો યોગ્ય નથી. આ કલહ ભૂમિ નથી પણ ધર્મ ભૂમિ છે. મુનિ ! તમારે પણ આવા અયોગ્ય શબ્દોબોલવા ન જોઇએ. આપણા ગુરૂની સમીપે અદ્વા તદ્વા બોલવાથી ગુરૂનો અવિનય કર્યો કહેવાય છે. આપણા સાધુઓએ સર્વદા શાંતિ રાખવી જોઇએ. આપણે ચારિત્રના ધારક અને સંયમના સાધક છીએ. આ શ્રાવકોએ જે જે કહ્યું છે, તે મને તો યોગ્ય લાગે છે. તમોએ પેલા શ્રાવકનુ જે અપમાન કર્યું છે, તે કોઇ રીતે સહન કરી શકાય તેવું નથી. હરકોઇ શ્રાવકનો એવો તિરસ્કાર કરવો એ સાધુને ઘટિત નથી. તેમાં વળી તે શ્રાવક તો તદ્દન નિરપરાધી છે. ઉત્તમ મુનિઓના વ્યાખ્યાનમાં જ્યારે પરનિંદા વિશેષ થાય, તો પછી એ વ્યાખ્યાન શા કામનું છે ? ધર્મના ઉપદેશનું વ્યાખ્યાન તદ્દન નિર્દોષ હોવું જોઇએ. તેમાં કોઇ જાતનો દોષ આવવો ન જોઇએ. નિર્દોષ વ્યાખ્યાનજ શ્રોતાઓના હૃદય ઉપર સારી અસર કરે છે. ઉત્તમ વ્યાખ્યાતાઓ કદિ પણ પોતાના વ્યાખ્યાનને દૂષિત કરતા નથી. તેમના વ્યાખ્યાનમાં કોઇ જાતની વિકથા આવતી નથી. તે મધ્યસ્થપણે શુદ્ધ હૃદયથી ધર્મનું વ્યાખ્યાન આપે છે. શુદ્ધ વ્યાખ્યાન કેવું કહેવાય ? તેને માટે એક વિદ્વાન આ પ્રમાણે લખે છે.

" सद्धर्मबोधकं शुद्धं तत्त्वोल्लाससमन्वितम् ।
विकथावर्जितं शांतव्याख्यानं शस्यते बुधैः " ॥ १ ॥

" સારા ધર્મને બોધ કરનારૂં, શુદ્ધ તત્વોના ઉલ્લાસથી યુક્ત, વિકથાઓથી રહિત અને શાંત એવું વ્યાખ્યાન પંડિત પુરૂષો વખાણે છે." ૧

અપણા મુનિઓએ આવુંજ વ્યાખ્યાન આપવું જોઇએ. આપણા ઉપદેશના વ્યાખ્યાનમાં કોઇની નિંદા શામાટે આવવી જોઇએ ? બીજાના મનને ઉદ્વેગ થાય તેવા વચનો શામાટે કહેવા જોઇએ ? "

તે શાંત મૂર્તિ મુનિના આ વચનો સાંભળી, પેલા ઉન્મત મુનિના મનમાં ક્રોધ થઇ આવ્યો, પણ તે વખતે સર્વની એકતા જોઇ, તે કાંઇ પણ બોલી શક્યો નહીં. ક્ષણવાર તો તેણે ક્ષમા રાખી પણ તેના ક્રોધનો આવેશ દબાઇ શકાયો નહીં તે હીંમત લાવીને બોલ્યો. " મહારાજ ! તમે પણ શ્રાવકોનો પક્ષ ખેંચવા તૈયાર

થયા છો, પણ તમારે પાછળથી પસ્તાવું પડશે. તમારે અમારી સાથે રહેવાનું છે, તેનો વિચાર કરજો. આ વણિકો બધા સ્વાર્થી છે. તેઓ તમને ચડાવી દૂર ખશી જશે અને પછી તમારે હેરાન થવું પડશે. આપણા ગુરૂના વ્યાખ્યાનમાં એવી શી નિંદા આવે છે ? ગુરૂ બિચારા સત્યવક્તા છે, તે જરા સાચું કહે એટલે ગૃહસ્થ શ્રાવકોને ગમતું નથી, આજકાલ તો ધાંધલનું જોર બહુ ચાલે છે. મોટી સભાઓ અને સમાજો સ્થાપીને ગૃહસ્થોએ લોકોમાં પૂજાવાનો આરંભ કરેલો છે. ગૃહસ્થોને હવે ગૃહસ્થ ધર્મની સાથે મુનિ ધર્મને પાળવો છે. મહારાજ ! તમે વિચારકરીને બોલજો. તમે ઢીલું મુકશોતો પછી ગૃહસ્થો ઉન્મત્ત થઇ જશે અને તમારી પગલે પગલે અવગણના કરશે. યાદ રાખજો, હવે તમારી શી વલે થાય છે ? ”

તે ઉન્મત્ત મુનિ આટલું કહી વિરામ પામ્યા. એટલે કેટલાએક શ્રાવકોએ પેલા શાંતમૂર્ત્તિ મુનિને અભિનંદન આપવા માંડ્યું. ક્ષણુવાર સુધી એ પ્રમાણે કોલાહલ થઇ રહ્યો.

આ વખતે મહાનુભાવ શાસનદેવી અદૃશ્ય રહી આ બનાવ જોતાંહતાં. તેઓ પોતાના મનમાં આ પ્રમાણે ચિંતવવા લાગ્યાં. આહા ! કેવો વિપરીત કાળ પ્રવર્તે છે ? જૈન ધર્મના પવિત્ર ગુરૂઓ પણ કેવી વિપરીત રીતે વર્તે છે ? જેમની દેશના નિર્દોષ અને કલ્યાણ કરનારી હોય છે તેવા મુનિઓના વ્યાખ્યાનમાં આજે નિંદાના જ શબ્દો ઉચ્ચારાય છે. તેમના ઉપદેશમાં ક્ષણે ક્ષણે વિકથાઓનીજ પ્રવૃત્તિ હોય છે. હવે મારે આ ગૃહસ્થ શ્રાવકોને એવો ઉપદેશ આપવો કે જેથી તેઓ વ્યાખ્યાનના શુદ્ધ સ્વરૂપને સારી રીતે સમજી શકે. જો ગૃહસ્થો વ્યાખ્યાનના શુદ્ધસ્વરૂપને સમજશે તો પછી તે દુર્વ્યાખ્યાન કરનારા મુનિઓના ઉપદેશનો ત્યાગ કરી દેશે ” આ પ્રમાણે ચિંતવી મહેશ્વરીએ તે વખતે નીચે પ્રમાણે એક સુભાષિતનો ધ્વનિ પ્રગટ કર્યો.

“ यत्रानगाराः सागाराः श्रावकाश्चाटुकारिणः ।
अविनीता जना यत्र स गर्ह्यः पंचमारकः ” ॥ १ ॥

“જેમાં અનગાર સાધુઓ સાગાર થાય છે,શ્રાવકો ખુશામતીયા થાય છે અને લોકો અવિનીત થાય છે, તે પાંચમો આરો નિંદવા યોગ્ય છે.” ૧

આ ધ્વનિ સાંભળતાંજ સર્વ સાધુઓ અને શ્રાવકો ચકિત થઇ ગયા. ચારે તરફ તેમના ચપળ નેત્રો પવનને હલાવેલા કમળ વનની જેમ દેખાવા લાગ્યાં. સર્વ જનસમાજ શાંત થઇ ગયો. ક્ષણુવાર પછી પાછો તેજ ધ્વનિ પ્રગટ થયો.

શ્રોતાઓ આ ધ્વનિથી વિશેષ આશ્ચર્ય પામી ગયા અને હૃદયમાં અનેક જાતના સંકલ્પ—વિકલ્પો કરવા લાગ્યા. જયાંથી એ ધ્વનિ આવતો હતો, તે તરફ તેમણે લક્ષ આપી જોવા માંડ્યું, પણ કોઇ વ્યકિત તેમની દૃષ્ટિએ જોવામાં આવી નહીં. પુનઃ ક્ષણવારે પાછો બીજો ધ્વનિ થયો, તેમા નીચેનું સુભાષિત સાંભળવામા આવ્યું.

" अधर्मो धर्मतां धत्ते परधर्मः स्वधर्मताम् ।
दुराचारः सदाचार्यं धिक्धिक्तं पंचमारकम् "॥ १ ॥

"જેમાં અધર્મ ધર્મપણાને, પરધર્મ સ્વધર્મપણાને અને દુરાચાર સદાચારપણાને ધારણ કરે છે, તેવા પાંચમા આરાને ધિક્કાર છે." ૧

આ સુભાષિત સાંભળી, તેઓમાંથી એક વિદ્વાન શ્રાવક બોલ્યો " હે અદૃશ્ય મૂર્ત્તિ ! આપ કોણ છો ? અને આ સમયે આવા અદૃશ્ય ધ્વનિ કરી અમોને શામાટે આશ્ચર્યમગ્ન કરો છો ? કૃપા કરી દર્શન આપો."

આ વખતે મહેશ્વરી મધુર અને ઉચ્ચ સ્વરથી બોલ્યા—" અરે શ્રાવકો ! તમારા માંહેલા કેટલાએક પવિત્ર યાત્રાળુઓની તેમજ એક શાંત મૂર્ત્તિ મુનિની ભાવના જાણી, તેમને પ્રત્યક્ષ દર્શન આપવાની મારી ઈચ્છા થાય છે, પરંતુ અહિં રહેલા મુનિઓ અને કેટલાએક ખુશામતીયા શ્રાવકોની મનોવૃત્તિ તરફ વિચાર કરતાં મને પ્રત્યક્ષ દર્શન આપવાની ઈચ્છા થતી નથી. હવે હું તમોને અદૃશ્ય રહીનેજ મારા આત્માની ઓળખ કરાવીશ. શ્રાવકો ! હું વીરશાસનની અધિષ્ઠાત્રી દેવી છું. આજકાલ ગૃહસ્થ શ્રાવકોની સ્થિતિમાં વ્યત્યય થવાથી તેમને ઉપદેશ આપવા મારી પ્રવૃત્તિ છે. મારો આવિર્ભાવ થયા પછી મેં કેટલેક સ્થળે પ્રવાસો કરેલા છે, તે ઉપરથી મારા સમજવામાં આવ્યું છે કે, શ્રાવકોની સ્થિતિને બગાડનારા કેટલાએક સાધુઓ છે. હું અહિં આવતા પેહેલા ધારતી હતી કે, સિદ્ધક્ષેત્રમાં આવનારા સાધુઓ અને શ્રાવકો ઉત્તમ વૃત્તિવાળા હશે અને ત્યાં પવિત્ર ક્ષેત્રના પ્રભાવથી યાત્રાળુઓની મનોવૃત્તિ નિર્મળ હશે, તેથી ત્યાં અપાતા ઉપદેશોની લોકોમાં સારી અસર થતી હશે. એવી ઉમદી આશા ધારીને મારો અહિં પ્રવાસ થયો છે. પ્રથમ આ ક્ષેત્રમાં પ્રવેશ કરતાં કેટલાએક પરોપકારી ખાતાઓના સ્થળો જોઇ મને અતિ હર્ષ થયો છે. તેમાં સર્વસાધનસંપાદક વિદ્યાલય ( બોર્ડીંગ ) અને આનંદને આપનાર સમાજના સ્થળોએ મારા આત્માને અતિ આનંદ આપ્યો છે. તેથી હું અત્યંત ઉત્સાહી થઇ ગઇ હતી. તે આનંદના ઉદધિમાં મગ્ન થઇ આ સ્થળે આવી, ત્યાં અહિં સાધુઓની પ્રવૃત્તિ જોઇ મને અતિ ખેદ ઉત્પન્ન થયો છે. આવા

પવિત્ર ક્ષેત્રમાં પણ સાધુએ નિંદા ભરેલા ઉપદેશો આપે છે, એ અપશોષની વાત છે. મુનિઓના વ્યાખ્યાનોમાં નિંદાની વૃષ્ટિ થાય, એ કેવું શોચનીય ગણાય ! તિર્થરાજના દર્શન કરી કર્મ મુક્ત થવા આવનારા મુનિઓ કર્મબંધ કરનારી વિકથાની વાતો કરે અને વૃથા દોષારોપણ કરવાની ચર્ચા કરે એ ઘણુંજ અઘટિત કહેવાય. આ પવિત્ર ભૂમિમાં આવા અનુચિત કામ થતાં જોઈ, મને અતિશય ખેદ ઉત્પન્ન થાય છે. આ પવિત્ર ક્ષેત્રના પ્રવાસનો આરંભ મને અસંતોષ કરનાર થઇ પડયો છે.

ગૃહસ્થો ! તમારામાંના એક ગૃહસ્થ શ્રાવકે આ ઉન્મત્ત મુનિને જે વચનો કહેલા છે, તે સાંભળી, હું ઘણીજ પ્રસન્ન થઇ છું. તે શ્રાવકની હીંમતને હું ધન્યવાદ આપું છું. જો એવા સત્યવક્તા અને હીંમતવાળા અનેક શ્રાવકો હોય તો આજકાલના મત્ત થયેલા મુનિઓનું બળ ચાલી શકે નહીં. શ્રાવકોની ખુશામત જ મુનિઓને મદ આપે છે. તમે ગૃહસ્થો જો એક સંપથી વર્ત્તો મુનિઓના વર્ત્તનને સુધારવા તત્પર થશો, તો મુનિઓ ઉન્મત્ત દશામાં કદિ પણ આવી જશે નહીં. તેમને પોતાના સ્વરૂપનું ભાન થઇ આવશે અને તેથી તેઓ પોતાના ધર્મ તથા આચારમાં ટકી શકશે.

ગૃહસ્થો ! આ પ્રસંગે મને જણાવતા હર્ષ ઉત્પન્ન થાય છે કે, અહીં રહેલા સાધુઓમાં પણ એક મુનિના વર્ત્તનને જોઇ, મને સંતોષ પ્રાપ્ત થયો છે. તે શાંત મૂર્ત્તિ મુનિના વર્ત્તનને માટે મારો ઉંચો અભિપ્રાય બંધાયો છે. આ ઉપરથી મને આશા રહે છે કે, હજુ પણ સ્વધર્મ અને સ્વાચારમાં વર્ત્તનારા કેટલાએક મુનિઓ આ ભારતને અલંકૃત કરે છે. એવા પવિત્ર મુનિઓના વ્યાખ્યાનો પ્રત્યેક સ્થળે પ્રવર્તે, તો ગૃહસ્થ ધર્મ તથા યતિ ધર્મનો ઉજ્વળ પ્રકાશ સારી રીતે પડી શકે. " પોતાના ગુરૂના વ્યાખ્યાનમાં નિંદા આવે છે અને તેવા વ્યાખ્યાનો જૈન મુનિઓના મુખમાંથી ન નીકળવા જોઇએ " આવું સમજનાર અને હીંમત લાવીને તે વાત ગુરૂની સમક્ષ જાહેર કરનાર એ મુનિને હું પૂર્ણ ધન્યવાદ આપું છું અને આશા રાખું છું કે એવા અનેક મુનિઓ ઉત્પન્ન થાય અને તેઓ મારા શાસનને દીપાવે."

મહેશ્વરી આ પ્રમાણે કહી વિરામ પામ્યા અને તેમના મુખના અદ્રશ્ય ધ્વનિઓ વિરત થયા એટલે એક વિદ્વાન્ શ્રાવકે અંજલિ જોડી, આકાશ તરફ દ્રષ્ટિ રાખી, આ પ્રમાણે કહ્યું; મહેશ્વરી, આપ કૃપા કરી પ્રત્યક્ષ દર્શન આપો, તો અમે સર્વે કૃતાર્થ થઇએ. આપના દિવ્ય દર્શનથી અમારી મનોવૃત્તિ નિષ્પાપ અને નિર્મળ થશે. આ તીર્થભૂમિ છે. તીર્થભૂમિમા આવેલા આત્માઓને તીર્થના ફળ રૂપે આપના દિવ્ય દર્શન થવા જોઇએ. આટલું કહી તેણે મહાદેવી શાસનદેવીની આ પ્રમાણે સ્તુતિ કરી.

"सम्यग्रूपा सदाकारां सद् बोधामृतपायिनीम् ।
सर्वदां शासनसुरीं सप्रेम प्रणिदध्महे" ॥ १ ॥

" સમ્યક્ રૂપવાળા, સુંદર આકૃતિ ધરનારા, સદ્બોધ રૂપ અમૃતને પાન કરાવનારા અને સર્વ વસ્તુ આપનારા શાસનદેવીનું અમે પ્રેમથી ધ્યાન કરીએ છીએ."

આ સ્તુતિનું પદ્ય બોલ્યા પછી તેણે વિનયથી જણાવ્યું કે, " મહાદેવી, અમે વર્ત્તમાન સમયની મલિન હવાના યોગથી અલ્પમતિ અને અવિચારી થઇ ગયા છીએ. અમારા ધર્મ તથા આચારને અમે ભુલી ગયા છીએ; તેથી કૃપા કરી, આપના દિવ્ય દર્શન આપી અમોને ઉપદેશ આપો. આપના ઉપદેશની નિર્મળ ગંગામાં સ્નાન કરી અમે પવિત્ર થઇશું. આપે અમારા ઉદ્ધારને માટે પ્રયાસ લઇ, જે પ્રવાસ કરવાનો આરંભ કર્યો છે, તે અમારા અહોભાગ્ય છે. નહીં તો આવા બારીક સમયમાં આપની દિવ્ય વાણી સાંભળવાનો શુભ પ્રસંગ કયાંથી પ્રાપ્ત થાય ? મહેશ્વરી, કૃપારૂપી વલ્લીની શીતળ છાયા આપી, અમારા આત્માનો ઉપદેશથી ઉદ્ધાર કરો અને અમારા અનેક અપરાધો ક્ષમા કરો."

તે શ્રાવકના આવા વચનો સાંભળી, મહાદેવી પ્રસન્ન થઇને બોલ્યા. "ભદ્ર તમારી દર્શન કરવાની તીવ્ર ઇચ્છા જાણી, હું અત્યંત સંતુષ્ટ થઇ છું. પરંતુ જે મુનિઓ અને ગૃહસ્થો મારા દિવ્ય દર્શનના અધિકારી હશે, તેઓજ મારા દર્શન કરી શકશે અને જે મુનિઓ અને ગૃહસ્થો અયોગ્ય હશે, તેમને મારા દિવ્ય દર્શનનો લાભ મળશે નહીં. આટલું કહી, તે મહેશ્વરી શાસનદેવી તત્કાળ સર્વ સમાજ વચ્ચે પ્રગટ થયા. તેમના તેજના પુંજથી ચારે તરફ પ્રકાશ પડી રહ્યો તેમની દિવ્ય મૂર્ત્તિ જેઓ અધિકારી હતા, તેમનાજ જોવામાં આવી હતી. જેઓ પંચમકાળની મલિન છાયાથી આવૃત થયેલા હતા, તેમના દ્રષ્ટિ માર્ગમાં એ મનોહર મૂર્તિ આવી નહીં. જેમણે એ દિવ્ય મૂર્તિના દર્શન કર્યા તેઓ ભક્તિભાવથી આર્દ્ર બની નીચે પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા—

नमस्ते सौम्य रुपायै दयाधर्मे भृतेऽनिशम् ।
शांतायै शांतिकारिण्यै शासनसुर्यैं परात्मने ॥ १ ॥

" સૌમ્યરૂપવાળા, નિત્ય દયા ધર્મને ધારણ કરનારા, શાંત રૂપ, શાંતિ કરનારા અને ઉત્કૃષ્ટ આત્માવાળા શાસનદેવીને નમસ્કાર છે. " ૧

આ પ્રમાણે સ્તુતિ કર્યા પછી તેઓ અંજલિ જોડી. બોલ્યા—"શાસનેશ્વરી! આજે અમે પૂર્ણરીતે કૃતાર્થ થયા છીએ. આપના દિવ્ય દર્શનથી અમારા સર્વ પાપો પ્રલય થઇ ગયા છે. આવા વિષમ કાળમાં આપના દિવ્ય દર્શન થયા, એ અમારા અહોભાગ્ય છે. આજે અમારૂં શ્રાવક જીવન ઉચ્ચતાને પ્રાપ્ત થયેલું છે. અને અમારા પૂર્વના પુણ્યો જાગ્રત થયેલા છે. મહેશ્વરી! હવે કૃપા કરી, આપના આ પ્રત્યક્ષ દિવ્ય મુખમાંથી ઉપદેશના વચનો પ્રગટ કરો. જે સાંભળી, અમે પૂર્વના કરતાં અધિક આનંદ મેળવીએ."

તેઓ આ પ્રમાણે કહેતા હતા, તેવામાં તો મહેશ્વરી શાસનદેવી નીચેનું સંસ્કૃત સુભાષિત બોલ્યા—

"संपादनीया सत्श्राद्धैः धर्म श्रवण योग्यता।
विनाहितां हि यत्कृत्यं सर्वं तत् निष्फलं भवेत्"॥ १॥

"ઉત્તમ શ્રાવકોએ પ્રથમ ધર્મ સાંભળવાની યોગ્યતા સંપાદન કરવી. ધર્મ સાંભળવાની યોગ્યતા વિના સર્વ કૃત્ય નિષ્ફળ થાય છે." ૧

આ સુભાષિત બોલ્યા પછી તેમણે ઉચ્ચ સ્વરે જણાવ્યું, કે—ગૃહસ્થો, તમારે પ્રથમ ધર્મદેશના સાંભળવાની યોગ્યતા મેળવવી જોઇએ. તેને માટે મહાનુભાવ હરિભદ્રસૂરિ લખે છે કે:—

"જેમ સારી જમીનમાં વિધિ વડે વાવેલાં બીજ ઉગી નીકળે છે, તેમ ગૃહસ્થોને વિષે વિધિથી વાવેલાં ગૃહસ્થધર્મના બીજ પ્રાયે કરીને ઉગી નીકળે છે. જેમ ઉખર ભૂમિમાં વાવેલા બીજનો નાશ થાય છે–કદિ જો તેમાં અંકુરા ફુટે તો તેને ફળ બેસે નહીં,–તેમ અપાત્ર અયોગ્ય પુરૂષને વિષે સદ્ધર્મના બીજ વાવ્યાં હોય, તો તેનો નાશ થાય છે. કદાચિત્ અંકુરા ફુટે તો ફળ બેસતા નથી. જે અજ્ઞાની પુરૂષ પોતાની તુચ્છ ઇચ્છા સાધે નહીં તે મૂઢ પુરૂષ અયોગ્ય પણાથી મહત્ કાર્ય કેવીરીતે સાધી શકશે! માટે પ્રત્યેક ગૃહસ્થ પુરૂષે પોતામાં યોગ્યતા મેળવવી જોઇએ. જ્યારે તેનામાં પૂર્ણરીતે યોગ્યતા પ્રાપ્ત થાય, ત્યારે તે ધર્મના ઉપદેશને લાયક થાય છે.

ગૃહસ્થો! હું આ પ્રસંગે તમોને ધર્મનો ઉપદેશ કેવી રીતે આપવો? તેનો પ્રકાર દર્શાવીશ. એ પ્રકાર તમારા મુનિઓએ પણ ધ્યાનમાં રાખવો જોઇએ. તે સાથે તમારે એટલું ધ્યાનમાં રાખવાનું છે કે, જે મુનિ એ વિધિ પ્રમાણે ઉપદેશ આપે,

તેનો ઉપદેશજ તમારે સાંભળવો. તે શિવાય અવિધિથી એટલે સ્વાર્થબુદ્ધિથી ક-હેલો કે કોઇની નિંદાને દર્શાવનારા ઉપદેશને સાંભળવો નહીં."

મહાદેવીના આ વચનો સાંભળી, એક શુદ્ધ હૃદયવાળા મુનિએ નમ્રતાથી કહ્યું. (આ મહામુનિ પવિત્ર બુદ્ધિવાળા અને ચારિત્ર ઉપર પ્રીતિવાળા હતા, તેથી તેઓ-ને મહેશ્વરી શાસનસુરીના દિવ્ય દર્શન થયા હતા. તેઓ બોલ્યા કે,) " મહેશ્વરી, કૃપા કરી, ધર્મના ઉપદેશનો વિધિ બતાવો. અમારામાંના કેટલાએક એ વિધિથી તદ્દન વિમુખ થઇ ગયા છે અને સ્વાર્થબુદ્ધિથી હણાઇ ગયા છે, તેઓ સ્વાર્થાંધ અથવા રાગાંધ થઇ પોતાના ઉપદેશના શુદ્ધ કર્ત્તવ્યને ભુલી જઈ, યદ્વા તદ્વા બકે છે. તેવાઓને આપના પવિત્ર ઉપદેશની જરૂર છે. મહાદેવી, કદિ પૂર્વના નઠારા કર્મ-ના યોગે તેઓ આપનો ઉપદેશ ગ્રહણ કરી શકશે નહીં પરંતુ જેઓ આ સંસાર-માંથી મુક્ત થઇ ચારિત્રને શરણ ગયેલા છે, તેવાઓને તો તમારો શુદ્ધ ઉપદેશ અવશ્ય રૂચિકર થયા વિના રહેશે નહીં. કારણ કે, આપ નિઃસ્વાર્થ બુદ્ધિથી માત્ર પરમાર્થનું અવલંબન કરીને ઉપદેશ આપવા પ્રવર્ત્ત્યા છો. શ્રી વીરશાસનની ઉન્ન-તિ સાધવાને માટેજ આ ભારત વર્ષ ઉપર આપનો પ્રાદુર્ભાવ થયેલો છે. તે ભાર-તીય જૈન પ્રજાના ભાગ્યનો ખરેખર ઉદય છે, નહીં તો આવા વિષમ કાળમાં આપની દિવ્ય મૂર્ત્તિના દર્શન ક્યાથી પ્રાપ્ત થાય ? સ્વાર્થી, કષાયી, રાગી, લંપટ અને પ્રપં-ચી એવી જૈન પ્રજા આ સમયે આપના દર્શન તથા ઉપદેશને પ્રાપ્ત કરે, એ અતિ આશ્ચર્યની વાત છે. મહેશ્વરી, હવે કૃપા કરી, આપ અમારા આત્માના ઉદ્ધારને મા-ટે ધર્મના શુદ્ધ સ્વરૂપનો ઉપદેશ આપો."

તે મુનિના આ વચનો સાંભળી, મહેશ્વરી હૃદયમાં પ્રસન્ન થઇ ગયા. તેમના હૃદયમાં ઉપદેશ આપવાનો ઉત્સાહ અતિશય વૃદ્ધિ પામી ગયો. મહાનુભાવા શા-સનદેવી મેઘના જેવી ગંભીર વાણીથી બોલ્યા—" મુનિ, તમારી શુદ્ધ વૃત્તિ અને ચારિત્ર તરફ પ્રીતિ જાણી, મને અતિશય સંતોષ થાય છે. તમારા જેવા અનેક મુ-નિઓ હોય, તો આજકાલ આવા સમયમાં પણ આર્હત્ ધર્મ ઉચ્ચ દશામાં આવ્યા વગર રહે નહીં. હું પ્રથમથીજ કહેતી આવી છું કે, જ્યારે આર્હત્ધર્મના અન-ગારો પોતાના કર્ત્તવ્યના સ્વરૂપને ઓળખી, એક નિષ્ઠાથી વર્ત્તવા તત્પર થશે, તો ગૃહસ્થધર્મ અને યતિધર્મ બંનેનો સત્વર ઉદય થશે. યતિઓએ કેવીરીતે ધર્મો-પદેશ આપવો જોઇએ ? અને ગૃહસ્થોએ કેવા ઉપદેશને સાંભળવો જોઇએ ? તેને માટે મહાનુભાવ હરિભદ્રસૂરિએ પોતાના ધર્મબિંદુ ગ્રંથમાં કહેલું છે, તે તમે સા-વધાન થઇને શ્રવણ કરશો.

"ઉપદેશ આપવાને યોગ્ય એવા મુનિએ પ્રથમ પરીક્ષા કરવી જોઈએ કે, આ સાંભળવા આવેલા લોકોને ગુણવાન્ પુરૂષોના સંગમાં પ્રીતિ છે કે નહીં? તે પરીક્ષા કર્યા પછી પ્રથમ સાધારણ ગુણોની પ્રશંસા કરવી. જે ગુણો આ લોક તથા લોકોત્તરમાં સામાન્ય ગણાતા હોય, તેવા ગુણોના વખાણ કરવા. તેને માટે ટીકાકાર આ પ્રમાણે જણાવે છે. " ગુપ્તરીતે દાન આપવું, કોઈ ઘેર આવે ત્યારે સંભ્રમથી માન આપી, તેનો સત્કાર કરવો, કોઈનું ભલું કરી મૌન રહેવું, કોઈએ કરેલો ઉપકાર સભા વચ્ચે જાહેર કરવો, લક્ષ્મીનો મદ કરવો નહીં, જેમાં કોઈનો પરાભવ ન થાય તેવી વાતો કરવી, અને શાસ્ત્ર સાંભળવામાં તથા ભણવામાં સંતોષ ન રાખવો—ઈત્યાદિ ગુણો જાતિવંત વિના બીજે ક્યાં વાસ કરે ? અર્થાત્ જે જાતિવંત હોય, તેમાં એવા ગુણો વાસ કરીને રહે છે. આ પ્રમાણે સામાન્ય ગુણોની પ્રશંસા કરવાથી શ્રોતાઓનો, તેવા ગુણો ધારણ કરવામાં ઉત્સાહ વધે છે. "

ગૃહસ્થો ! તે પછી મહાનુભાવ હરિભદ્ર સૂરિ લખે છે કે જે ગુણો, ઉપર કહેલા સાધારણ ગુણોથી અધિક હોય, તેવા ગુણોને બતાવવા. જેમકે, " ધર્મિષ્ઠ પુરૂષોને અહિંસા, સત્ય, અસ્તેય—ચોરીનો અભાવ, ત્યાગ અને મૈથુનનું વર્જવું, એ પાંચ વસ્તુ પવિત્ર છે." આવા ગુણો સામાન્ય ગુણોથી અધિક ગણાય છે. તેથી ઉપદેશકે એ ગુણોને સારીરીતે બતાવવા. જ્યાંસુધી શ્રોતાઓને સામાન્ય કે વિશેષ ગુણોનો બોધ થયો ન હોય, ત્યાં સુધી તેઓ તેવા ગુણોને ધારણ કરવાને ઉત્સાહી થતા નથી.

ભવ્ય ગૃહસ્થો, આ પ્રસંગે મહાનુભાવ હરિભદ્ર સૂરિ એક ખાસ સૂત્ર લખે છે.

" अबोधेऽप्यनिंदेति " ॥

" જે માણસને ગુણનો બોધ થયો ન હોય, તેની પણ નિંદા કરવી નહીં."

ઉપર કહેલા સામાન્ય કે અધિક ગુણોનો કોઈને બોધ થયો ન હોય, તો પણ તેની નિંદા ન કરવી. કદિ શ્રોતા પુરૂષ પોતાની સ્થૂળ બુદ્ધિને લઈને ગુણોના સ્વરૂપને સમજી શકે નહીં, તો પણ તેની નિંદા કરવી નહીં, કારણ કે, શ્રોતાની નિંદા કરવાથી તેને જાણવાની કાંઈક ઇચ્છા હોય, તે પણ દૂર થઈ જાય છે અને તેના મનમાં ઉપદેશ સાંભળવા તરફ અભાવ આવી જાય છે. ગૃહસ્થો, આજકાલ તેવા અયોગ્ય ઉપદેશકો ઘણાં થાય છે. કેટલાએક સાધુઓ તો વ્યાખ્યાનમાંજ ઘણાં લોકોનું અપમાન કરે છે અને ઘણાંઓની નિંદા કરે છે. આ પદ્ધત્તિ ખરેખર ધિક્કારવા યોગ્ય છે. આથી કરીને ઘણાં ગૃહસ્થોનો સાધુ તરફ અભાવ થઈ ગયો છે. આ વિષે મેં એક પ્રત્યક્ષ દાખલો જોયો છે. થોડા વખત પેહેલા હું એક નગરમાં પ્રવેશ

કરતી હતી, તે વખતે પ્રાતઃકાળનો સમય હતો. કોઇ સારા આચાર્ય પદધારી મુનિ તે નગરમાં આવ્યા હતા, આથી શ્રાવકવર્ગ ઉત્સાહ ધરી, તેમના વ્યાખ્યાનમાં ભાગ લેવા આવતા હતા. તે ગર્વિષ્ટ આચાર્યે પોતાના નઠારા સ્વભાવને લઈને વ્યાખ્યાનની અંદર અનેક ગૃહસ્થ શ્રાવકોનું અપમાન કરવા માંડયું અને ઘણાંઓની નિંદા કરવા માંડી. આથી કેટલાએક સુજ્ઞ ગૃહસ્થોના હૃદયમાં તે આચાર્યના વ્યાખ્યાન તરફ અભાવ ઉત્પન્ન થઈ આવ્યો હતો. જ્યારે પ્રાતઃકાળે હું તે નગરમાં પ્રવેશ કરતી હતી—મારી અદૃશ્ય મૂર્ત્તિ આકાશ માર્ગે ચાલતી હતી, તે વખતે બે ગૃહસ્થો નીચે પ્રમાણે વાર્તાલાપ કરતા હતા.

"કેમ હલીચંદ ! ચાલો, આજે આપણે વ્યાખ્યાન સાંભળવા જઇએ. આચાર્ય મહારાજ ઘણા વિદ્વાન્ અને વક્તા છે. તેઓ ચાર પાંચ દિવસ થયા આવ્યા છે,છતાં હું તેમનું વ્યાખ્યાન સાંભળવાને જઈ શકયો નથી; માટે આજે ચાલો ત્યાં જ જઇએ."

હલીચંદે આક્ષેપથી કહ્યું, "ભાઈ ધર્મચંદ, તેમનું વ્યાખ્યાન સાંભળવા 'જેવું' નથી. તે વ્યાખ્યાનની અંદર લોકોનો તિરસ્કાર અને નિંદાના વચનો આવે છે. પુસ્તકના પાના તો તેમના હાથમાં માત્ર પડ્યા રહે છે અને મોઢેથી બીજાની નિંદાજ ચાલે છે. તે સાથે કોઈ શ્રાવક પ્રશ્ન કરે, તો તેનો ઉત્તર તિરસ્કાર પૂર્વક અપાય છે. હું ત્રણ દિવસ સુધી તેમના વ્યાખ્યાનમાં ગયો હતો, પણ છેવટ કંટાળી ગયો અને હવે ફરીવાર તેમના વ્યાખ્યાનમાં જવાની જરાપણ રૂચિ થતી નથી. તે આચાર્ય તરફ મને એટલો બધો તિરસ્કાર છુટે છે કે, તેઓ કોઇ પણ રીતે પાસે જવા લાયક નથી. તેમનાથી તો દૂરજ રહેવું વધારે સારૂં છે. તે સાથે તેઓ એટલા બધા ક્રોધી છે કે, તેમને બોલાવવાથી કોઈ પણ ગૃહસ્થ સંતોષ પામતો નથી. એ ક્રોધ મૂર્ત્તિ આચાર્ય જ્યારે મને યાદ આવે છે, ત્યારે મારા મનમાં અનેક જાતના તર્ક-વિતર્કો થયા કરે છે. જો આપણા વીરશાસનમાં આવા સાધુઓ થયા કરશે, તો જૈન ધર્મની અવનતિ અલ્પ સમયમાં થવાનીજ. હું તો જૈન ધર્મના અભિમાનને લઇને શાસનદેવતાની પાસે પ્રાર્થના કરૂં છું કે, "હે શાસનદેવ, આવા મુનિઓની વૃદ્ધિ કરશો નહીં. ચારિત્ર ધર્મને દીપાવનારા અને શાંત મૂર્તિવાળા જૈન મુનિઓ ઉત્પન્ન કરજો. અને સર્વ મુનિઓના હૃદયમાં એવી પ્રેરણા કરજો કે, તેઓ જે પાત્ર હોય તેમનેજ દીક્ષા આપે. કુપાત્રને ચારિત્ર આપવાની ઇચ્છા તેમનામાં પ્રગટ થશો નહીં." કુપાત્રને દીક્ષા આપવાથી આજે ભારત વર્ષની, જૈન પ્રજાના ધર્મ ગુરૂઓની, આવી સ્થિતિ થઇ છે. દયા, શાંત, ક્ષમા, સમતા અને ઉપશમનો પક્ષપાત કરનારા જૈન મુનિઓ આજે તેમનાથી વિરૂદ્ધ રીતે વર્ત્તે છે. એ ઘણુંજ ખેદની વાર્ત્તા છે."

ગૃહસ્થો! આ પ્રસંગ ઉપરથી તમારે હુંમેશા યાદ રાખવું કે, જે ગુરૂઓ સ્વધર્મ તથા સ્વકર્ત્તવ્યથી વિરૂદ્ધ વર્ત્તનારા હોય, તેમના મુખનો ઉપદેશ સાંભળવો નહીં. તેઓને કોઇ જાતનું ઊત્તેજન આપવું નહીં.

ગૃહસ્થો! જે ધર્મગુરૂઓ સ્વધર્મ અને સ્વકર્ત્તવ્યમાં તત્પર રહેનારા હોય, તેઓની તરફ ભક્તિભાવ રાખવો. અને તેમને સર્વ પ્રકારનું ઉત્તેજન આપ્યા કરવું. જો તમે એવા વર્ત્તનથી વિરૂદ્ધ વર્ત્તશો, તો તમે ગુરૂ ભક્તિથી રહિત ગણાશો. મહાનુભાવ હરિભદ્રસૂરિ ઉપદેશકના કર્ત્તવ્યમાં એક ઘણી ઉપયોગી બાબત વિષે લખે છે, જે બાબત દરેક ઉપદેશક ગુરૂને સર્વદા પોતાના હૃદયમાં સ્થાપિત કરવા યોગ્ય છે.

જૈન ઉપદેશક મુનિએ શ્રોતાઓને ધર્મ શાસ્ત્ર સાંભળવાની ઇચ્છાના પરિણામ કરાવવા." તેને માટે એક સંસ્કૃત કવિ આ પ્રમાણે લખે છે—

" आगमश्रवणे नित्यं कारणीया प्रयत्नतः
श्रोतृणां च परिणतिः गुरुभिः शांतमानसैः " ॥१॥

" શાંત હૃદયવાળા મુનિઓએ પ્રયત્નથી શ્રોતાઓને ધર્મ સાંભળવાના પરિણામ કરાવવા."

ગૃહસ્થો, ગૃહસ્થોને જ્યારે ધર્મ શાસ્ત્ર સાંભળવાની ઇચ્છાના પરિણામ કરાવવામાં આવે છે, ત્યારે ધર્મ અને પોતાના કર્ત્તવ્યનું તેમને યથાર્થ ભાન થાય છે. જેથી પરિણામે તે આત્મિક ઊન્નતિ મેળવવાને પૂર્ણ અધિકારી થઇ શકે છે. જ્યાંસુધી શ્રોતાના હૃદયમાં ધર્મ શાસ્ત્ર સાંભળવાની ઇચ્છા થઇ ન હોય, ત્યાં સુધી તેને ધર્મોપદેશ કરવાથી ઉલટો અનર્થ થવાનો સંભવ છે. તેને માટે ટીકાકાર શ્લોક આપે છે.

" स खलु पिशाचकी वातकी वा
यः परेऽनर्थिनि वाचमुदीरयति" ॥ १ ॥

" સાંભળવાની ગરજ વગરના શ્રોતાની પાસે જે ઉપદેશક વાણી ઉચ્ચારે, તે ખરેખર પિશાચ ગ્રસ્ત અથવા વાતુલ જેવો છે."

આ વચનો ઉપદેશકે ખરેખર મનન કરવા જેવા છે. વળી મહાનુભાવ હરિભદ્ર સૂરિ લખે છે કે, "શ્રોતાને કદિ કોઇ રીતે સમજણ પડી ન હોય, તો તેને વારંવાર ઇષ્ટ વસ્તુનો ઉપદેશ કરવો." તે ઉપર ટીકાકાર એક દ્રષ્ટાંત આપે છે. "જેમને સંનિપાતનો રોગ થયો હોય, તેઓને કરિયાતાદિકના ક્વાથનું પાન કરાવવાના

ઉપાય શું વારંવાર નથી કરવામાં આવતા;?" ગૃહસ્થો, આજકાલ કેટલાએક મુનિ ઉપદેશકો ઉપદેશ કરવામાં ઘણુંજ મંદાદર હોય છે. કેટલાએક ઉત્સાહી શ્રાવકો બીચારા કેટલીયે ખુશામત કરી, મુનિઓને વ્યાખ્યાન આપવા લઈ જાય છે. કેટલાએક મુનિઓ તો ઉપદેશ આપવામાં એટલા બધા મોળા થાય છે કે, તેની હદજ નથી. કેટલાએક પોતાની ખ્યાતિ માટે, કેટલાએક પોતાની પ્રશંસા વધારવા માટે અને કેટલાએક પોતાની સત્તા રાખવા માટે ઉપદેશ આપે છે. કેટલાએક તો જાણે શ્રાવકોની ઉપર મોટી મેહેરબાની કરતા હોય, તેમ ઘણી આજીજી કરવાથી વ્યાખ્યાન વાંચવા આવે છે. ગૃહસ્થો, આવા મુનિઓ કોઈપણ રીતે ઉપદેશ આપવાને લાયક નથી. તેવા માની મુનિઓ વારંવાર તો શું પણ એક વાર શ્રોતાને સમજાવવાની તસ્તી લેતા નથી. તેવા મુનિઓનો ઉપદેશ તદ્દન નકામો છે, મહાનુભાવ હરિભદ્રસૂરિ ઉપદેશકને માટે લખે છે, "જો શ્રોતાને બોધ થાય, તો તેની બુદ્ધિની પ્રશંસા કરવી." આમ કરવાથી શ્રોતાના હૃદયમા ઉત્સાહ વધે છે અને તે ઉત્તરોત્તર ઉપદેશનો વિશેષ અધિકારી થતો જાય છે. જો શ્રોતા ઉત્સાહી થાય તો પછી તેનો શાસ્ત્રમાં પ્રવેશ કરાવવો. શ્રોતાને પ્રથમ શાસ્ત્રનું બહુમાન કરાવી, તે દ્વારા તેનો શાસ્ત્રમાં પ્રવેશ કરાવવો. શાસ્ત્રનું બહુમાન કેવી રીતે કરવું? તેને માટે ટીકાકાર મુનિચંદ્રસૂરિ નીચે પ્રમાણે લખે છે—

"જે પુરૂષ આસન્નભવ્ય અને શ્રદ્ધારૂપ ધન વાળો તથા બુદ્ધિમાન્ છે, તે પુરૂષ ઘણું કરીને પરલોક સંબંધી કાર્યમાં શાસ્ત્ર સિવાય બીજાની અપેક્ષા કરતો નથી. સર્વ મનુષ્યો શાસ્ત્રનો ઉપદેશ લીધા વિના અર્થ અને કામ મેળવવામાં સમર્થ થાય છે. પણ ધર્મ તો શાસ્ત્ર વિના મેળવી શકાતો નથી; માટે શાસ્ત્ર ઉપર આદર કરવો, તે હિતકારી છે. કદિ અર્થ–કામ ઉપાર્જન ન કરે તો, મનુષ્યને અર્થ–કામનો અભાવ થાય એટલુંજ, પણ જો ધર્મ ઉપાર્જન ન કરે તો મોટો અનર્થ થાય છે. આ કારણોને લઈને હંમેશા ધર્મનો અર્થી પુરૂષ શાસ્ત્રમાં પ્રયત્ન કરે તો તે પ્રશંસા કરવા યોગ્ય થાય છે. કારણ કે, મોહ રૂપ અંધકારવાળા આ લોકમાં શાસ્ત્રનો પ્રકાશ પ્રવર્ત્તક છે; એટલે શાસ્ત્ર સર્વ હેયોપાદેય વસ્તુને જણાવનારૂં છે. શાસ્ત્ર, પાપ રૂપ રોગનું ઔષધ છે, શાસ્ત્ર પુણ્ય બાંધવાનું કારણ છે, શાસ્ત્ર સર્વ વસ્તુને જોનારૂં નેત્ર છે અને શાસ્ત્ર સર્વ અર્થનું સાધન છે. એવા શાસ્ત્ર ઉપર જેને ભક્તિ નથી, તેની ધર્મ ક્રિયા પણ અંધ પુરૂષને જોવાની ક્રિયાની જેમ કર્મના દોષથી અસત્ ફળવાળી છે. જે ગુણરાગી અને મહાભાગ શ્રાવક અહંકારને છોડી, જે માનવા યોગ્ય હોય, તેને માન આપે છે, તેની ધર્મક્રિયા સર્વથી ઉત્કૃષ્ટ છે. જેને શાસ્ત્ર ઉપર અનાદર છે, તે પુરૂષના શ્રદ્ધાદિક ગુણો ઉન્મત્ત પુરૂષના ગુણના જેવા છે, તેથી તે

ગુણો સત્પુરૂષોને પ્રશંસા કરવાનું સ્થાન થતા નથી. જેમ મલિન થયેલા વસ્ત્રની અત્યંત શુદ્ધિ કરનાર જળ છે, તેમ મલિન થયેલા અંતઃકરણ રૂપ રત્નની અત્યંત શુદ્ધિ કરનાર શાસ્ત્ર છે, એમ વિદ્વાનો કહે છે. જગત્‌ને વંદન કરવા યોગ્ય એવા શ્રી તીર્થંકર ભગવંતે શાસ્ત્રને વિષે ઉત્કૃષ્ટ એવી ભક્તિને મુક્તિ રૂપી સ્ત્રીની દૂતી કહેલી છે, કારણ કે, તે મુક્તિની પ્રાપ્તિમાં સમીપ રહેવાથી મુક્તિને માટે દૂતીનું કામ કરે, એ ઘટે છે."

ગૃહસ્થો, આ પ્રમાણે શાસ્ત્રનું બહુમાન કરી શ્રોતાઓના હૃદયને શાસ્ત્રના શ્રવણ તરફ આકર્ષવા, તેથી તેઓની શાસ્ત્ર ઉપર પૂર્ણ શ્રદ્ધા થાય છે. જ્યારે શાસ્ત્ર ઉપર પૂર્ણ શ્રદ્ધા થાય એટલે શાસ્ત્રનો ઉપદેશ ગ્રહણ કરી તેને ક્રિયામાં મુકવાને તત્પર બને છે. આજકાલ કેટલાએક શ્રાવકો શ્રોતા થવાને તત્પર બને છે, પરંતુ તેઓના હૃદય ઉપર ઉપદેશની અસર કાંઇ પણ થતી નથી. એક કાને સાંભળી બીજે કાને કાઢી નાખે છે. એ દોષ દૂર કરવાને માટેજ ઉપદેશકે પ્રથમ શ્રોતાઓના હૃદયમાં શાસ્ત્રની શ્રદ્ધાનું આરોપણ કરવું. તે પછી આક્ષેપણી વગેરે ચાર પ્રકારની કથાઓ કહેવી. એ કથાઓ સંભળાવવાથી ભવ્ય પ્રાણીઓના હૃદય મોહમાંથી તત્ત્વજ્ઞાન પ્રત્યે આકર્ષાય છે. જૈન શાસ્ત્રકારો એ ચતુર્વિધ કથાને માટે વિવેચન પૂર્વક લખે છે. આચાર, વ્યવહાર, પ્રજ્ઞપ્તિ અને દૃષ્ટિવાદ એવા નામથી તેના ચાર ભેદ પડે છે. જેમાં આચારનું વિવેચન આવે તે આચાર કહેવાય છે. કોઇ પ્રકારે પ્રાપ્ત થયેલા દોષને ટાળવાને પ્રાયશ્ચિત્ત લેવું, તે વ્યવહાર કહેવાય છે. સંશય પામેલા પુરૂષને મધુર વચનથી પ્રજ્ઞાપન કરવું-જણાવવું તે પ્રજ્ઞપ્તિ કહેવાય છે. અને શ્રોતાની અપેક્ષાથી જીવ-અજીવ આદિ તત્ત્વના સૂક્ષ્મ ભાવ કહેવા તે દૃષ્ટિવાદ કહેવાય છે. આ ચતુર્વિધ કથાઓથી શ્રોતાજનોને ઘણો બોધ થાય છે. અને તેનામાં ધર્મની પૂર્ણ યોગ્યતા પ્રાપ્ત થાય છે.

ગૃહસ્થો, આજકાલ સ્વાચારથી વિમુખ થયેલા જૈન મુનિઓ આ કથાઓને બદલે વિકથાઓના વ્યાખ્યાનો આપે છે, જેનો તમોને પૂરેપૂરો અનુભવ છે. તમારે હવે એટલુંજ લક્ષમાં રાખવું કે, જે મુનિઓ એવી વિપરીત કથાનો ઉપદેશ આપતા હોય, તેવા મુનિઓના વ્યાખ્યાનમાં તમારે જવું નહીં. તેમનાથી તો સર્વથા દૂર રહેવું. મહાનુભાવ હરિભદ્રસૂરિ, ઉપદેશકના ધર્મને માટે લખે છે કે, " ઉપદેશકે જ્ઞાનાદિ આચારોનું કથન કરવું." ટીકાકાર તે ઉપર વિવેચન કરતાં લખે છે કે, જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપઆચાર અને વીર્યાચાર-એ પાંચ પ્રકારના આચારના વ્યાખ્યાનો આપવા. પ્રત્યેક આચારને માટે એટલુંબધું વિવેચન કરવું

કે, જે ઉપરથી શ્રોતાઓને ઉત્તમ પ્રકારનો બોધ થઇ શકે કાળ, વિનય, બહુમાન, ઉપધાન, અનિહ્નવ, વ્યંજન, અર્થ અને તદુભય એમ આઠ પ્રકારનો જ્ઞાનાચાર કહેવાય છે. તીર્થંકરોએ જે કાળે જ્ઞાનનો સ્વાધ્યાય કરવાને કહેલું હોય, તે કાળે સ્વાધ્યાય કરવો, એ કાળ જ્ઞાનાચાર કહેવાય છે. જ્ઞાન લેવામાં ગુરૂનો વિનય કરવો, એ બીજો વિનય જ્ઞાનાચાર કહેવાય છે. જે વિદ્વાન્ હોય અથવા પોતાના વિદ્યાગુરૂ હોય, તેમનું બહુમાન કરવું, તે બહુમાન જ્ઞાનાચાર કહેવાય છે. શાસ્ત્રને પોષણ કરનાર ઉપધાન જાતના તપને આચરવું, તે ઉપધાન જ્ઞાનાચાર કહેવાય છે. જેની પાસે પોતે જ્ઞાનનો અભ્યાસ કર્યો હોય, તે પુરૂષનેજ પોતાના ગુરૂ તરીકે જાહેર કરવા, તેમને ઓળવવા નહીં, તે અનિહ્નવ જ્ઞાનાચાર કહેવાય છે. જે જ્ઞાન ભણતાં હોઇએ તેની અંદર વ્યંજનનો ભેદ કરવો નહીં, તે વ્યંજન જ્ઞાનાચાર કહેવાય છે. જેની અંદર અર્થનો ભેદ કરવો નહીં, તે અર્થ જ્ઞાનાચાર અને જેમાં વ્યંજન અને અર્થ બંનેનો ભેદ ન કરવામાં આવે, તે તદુભય જ્ઞાનાચાર કહેવાય છે.

બીજા દર્શનાચારના આઠ ભેદ છે. નિઃશંકિત, નિઃકાંક્ષિત, નિર્વિચિકિત્સ, અમૂઢ દ્રષ્ટિ, ઉપવૃંહા, સ્થિરીકરણ, વાત્સલ્ય અને તીર્થ પ્રભાવના– એવા તેના નામ છે. તે પ્રત્યેકનું સ્વરૂપ શાસ્ત્રમાં સારીરીતે દર્શાવેલ છે, તે પ્રમાણે વિવેચન કરી શ્રોતાઓના હૃદયમાં ઠસાવવું."

મહાદેવી આટલું બોલી વિશ્રાંત થયા એટલે એક વિદ્વાન્ ગૃહસ્થે વિનયથી કહ્યું, "મહેશ્વરી ! આપે જે દર્શનાચારના આઠ પ્રકાર કહ્યા, તે પ્રત્યેકનું સંક્ષિપ્ત વિવેચન કરી અમોને સમજાવો, જેથી અમોને ઘણો ઉપયોગી બોધ પ્રાપ્ત થશે."

તે ગૃહસ્થના આ વચનો સાંભળી મહેશ્વરી શાસનદેવી પ્રસન્ન થઇને બોલ્યા. "ભદ્ર વિદ્વાનો, જો તમારે સાંભળવાની ઇચ્છા હોયતો તે દર્શનાચારના આઠ ભેદના સ્વરૂપ સાવધાન થઇને સાંભળો. જેમાં કોઇ જાતની શંકા રહે નહીં, તે નિઃશંકિત દર્શનાચાર કહેવાય છે. આજકાલ કેટલાએક અલ્પમતિ લોકો શાસ્ત્રો ઉપર અને આચાર ઉપર અનેક જાતની શંકાઓ કરવા લાગે છે, તે સર્વરીતે અયોગ્ય છે. જ્યાં સુધી, પોતે શાસ્ત્રનું રહસ્ય સમજી શકયા ન હોય, ત્યાં સુધી તેમાં કોઇ જાતની શંકા કરવી ઉચિત નથી. આ સ્થાને એવો વિચાર કરવો જોઇએ કે, કેટલાએક પદાર્થો હેતુવડે ગ્રાહ્ય છે અને કેટલાએક અહેતુવડે ગ્રાહ્ય છે. તેમાં જે જીવનું અસ્તિત્વ વગેરે પદાર્થો છે, તે હેતુવડે ગ્રાહ્ય છે અને ભવ્યત્વ વગેરે પદાર્થો અહેતુ વડે ગ્રાહ્ય છે; કારણ કે, ભવ્યત્વ વગેરે જાણવાના હેતુઓ જ્ઞાનના ઉત્કૃષ્ટ વિષયમાં આવે છે એટલે આપણા જેવા છદ્મસ્થ પુરૂષોની અપેક્ષાએ ઉત્કૃષ્ટ જ્ઞાનવાળા કેવળિ પ્રમુખના

વચનથી જાણવામાં આવે છે. નિઃકાંક્ષિત એટલે દેશ તથા સર્વથી આકાંક્ષા રહિત દિગંબર પ્રમુખ કોઈ અન્ય મતની આકાંક્ષા કરે એટલે તે મતને સારો જાણી તેને અંગીકાર કરવાની ઇચ્છા કરે તે દેશકાંક્ષા અને તેવી રીતે સર્વ અન્ય મતોની આકાંક્ષા કરે તે સર્વકાંક્ષા કહેવાય છે. તેવી આકાંક્ષા જેમાં ન હોય, તે નિઃકાંક્ષિત દર્શનાચાર કહેવાય છે."

જેમાં બુદ્ધિનો ભ્રમ થઇ જાય તે વિચિકિત્સા કહેવાય છે. એ વિચિકિત્સા જેમાં ન હોય, તે નિર્વિચિકિત્સા દર્શનાચાર કહેવાય છે. ગૃહસ્થો! આજકાલ લોકોમાં વિચિકિત્સા બહુ થાય છે. કેટલીક ધાર્મિક વાતોને લોકો ગપ કહે છે અને જેમાં પોતાની બુદ્ધિ ચાલે નહીં, તેવાં વિષયોને નકામાં ગણી કાઢે છે, આ તેમનો ચોખેચોખો ભ્રમજ છે. જુના વિચારના લોકો નવા વિચારોને અને નવીન લોકો જુના વિચારોને હસી કાઢે છે. ઉત્તમ પ્રકારના કાર્યો સાધવાને માટે સ્થપાએલા મંડળો તરફ કેટલાએક મુનિઓ અને તેને સારૂં લગાડનારા ગૃહસ્થો હૃદયથી અણગમો બતાવે છે, એ તદન વિરૂદ્ધ છે. તેમાંથી ઘણીજ હાનિ થવાનો સંભવ છે. તેઓ શાસનની ઉન્નતિના માર્ગ રૂંધે છે અને અનેક જાતના અંતરાયો ઉભા કરી, અંતરાય કર્મને બાંધે છે. આપણા વિચિકિત્સા દોષનોજ એ પ્રભાવ છે.

જેની સમ્યગ્ દર્શન રૂપ દૃષ્ટિ, બાળ તપસ્વીના તપ તથા વિદ્યા વગેરેના અતિશયોથી મૂઢ થઇ નથી, તે અમૂઢ દૃષ્ટિ દર્શનાચાર કહેવાય છે. આ ચાર પ્રકારનો દર્શનાચાર ગુણિ પ્રધાન કહેવાય છે. હવે બાકીનો ચાર પ્રકારનો દર્શનાચાર ગુણ પ્રધાન છે.

સાધર્મિ બંધુઓના સદ્ગુણોની પ્રશંસા કરી તેની વૃદ્ધિ કરવી તે ઉપવૃંહણ દર્શનાચાર કહેવાય છે. આ દર્શનાચાર ઘણોજ ઉત્તમ છે. ગૃહસ્થો, તમારે આ દર્શનાચારનું બહુ માન કરવું જોઇએ. જે તમારા ધર્મબંધુઓ ગુણવાન્ થયા હોય તેમની તમારે સર્વદા પ્રશંસા કરવી. તેમને હૃદયથી અનુમોદન આપવું. એથી તેઓનો સ્વકર્ત્તવ્યમાં ભારે ઉત્સાહ વધે છે અને પરંપરાએ તેઓ જૈન કોમના મોટા કાર્યો સાધવાને સમર્થ થઇ શકે છે.

ગૃહસ્થો! આજકાલ ઉપવૃંહણ દર્શનાચારનો તદ્દન નાશ થતો જાય છે. લોકોમાં ઇર્ષ્યા અને દ્વેષ એટલા બધા વધી પડયા છે કે, મુનિઓ અને ગૃહસ્થો બીજાનો ઉત્કર્ષ જોઇ શકતા નથી. વિદ્વાન્ અને ગુણી માણસ બહુમાન મેળવે એટલે તેની ઇર્ષ્યા કરવાને ઘણાં લોકો તત્પર બને છે. કદિ ગુણી માણસ સ્વાર્થ સાધવા આગળ પડતા હોય, તો તેમની ઇર્ષ્યા કરવી, એ કાંઇક ઠીક, પરંતુ જેઓ પો-

તાની જૈન કોમનું કલ્યાણ કરવાને તન, મન અને ધનથી પ્રયત્ન કરતા હોય, તેમજ આત્મ ભોગ આપી, કેવળ નિઃસ્વાર્થ બુદ્ધિથી લોક કલ્યાણના માર્ગો યોજતા હોય તેવા મહાત્માઓની નિંદા કરવી, એ તદ્દન અઘટિત છે. તે નિંદા કરનારાઓએ જાણવું જોઈએ, કે જેઓ નિઃસ્વાર્થ વૃત્તિથી જનકલ્યાણની યોજના કરનારા છે અને શ્રીવીર પ્રભુની ભક્તિને આચરનારા તેમજ વધારનારા છે, તેઓ તેમના દ્વેષથી કે ઈર્ષ્યાથી પરાભવ પામવાનાં નથી. તેઓ પોતાની ધારેલી ઉત્તમ ધારણાને પાર પમાડયા વગર રહેવાના નથી. કદિ અલ્પમતિ, દ્વેષી લોકો તેમને અનેક જાતના અંતરાયો કરવા ઉભા થશે, પણ આખરે તે મહાનુભાવ આત્માઓનો અવશ્ય જયજ થવાનો; કારણ કે, તેમની શુદ્ધ નિષ્ટા જોઈ શ્રીવીર શાસનના પ્રભાવિક દેવતાઓ તેમને મદદ કર્યા વિના રહેશે નહીં. હું પોતે શાસનદેવી પણ તેમના પક્ષમાં ઉભી રહેવાની.

ગૃહસ્થો, તેથી તમે એવી અધમ વૃત્તિ ધારણ કરશો નહીં. તમારા ઉપબૃંહણ દર્શનાચારનું રક્ષણ કરજો અને ગુણી તથા વિદ્વાન્ ધર્મબંધુઓના સદ્દગુણોની પ્રશંસા કરજો. એમ કરવાથી તમે તમારા કર્ત્તવ્યને યથાર્થ બજાવી શકશો.

ગૃહસ્થો ! જે પુરૂષો ધર્મથી ભ્રષ્ટ થતા હોય, તેમને ધર્મમાં સ્થાપિત કરવા, તે સ્થિરીકરણ દર્શનાચાર કહેવાય છે. આ દર્શનાચાર સર્વથા આદરણીય છે. પોતાના ધર્મબંધુઓને સ્વધર્મથી ભ્રષ્ટ થતા બચાવવા, એ મોટામાં મોટું પુણ્ય છે. ધર્મમાં સ્થિર કરવાને માટે એક વિદ્વાન્ કવિ લખે છે, તે તમે સર્વથા સ્મરણમાં રાખજો.

धर्मकर्त्तव्यभ्रष्टानां सर्वतोभ्रांत चेतसाम् ।
यत्स्थिरीकरणे पुण्यं तत्पुण्यं सर्वतोऽधिकम् ॥ १ ॥

ધર્મથી અને કર્ત્તવ્યથી ભ્રષ્ટ થયેલા અને સર્વરીતે ચિત્તમાં ભ્રમિત પુરૂષોને તેમના ધર્મ અને કર્ત્તવ્યમાં સ્થિર કરવાથી જે પુણ્ય થાય છે, તે પુણ્ય સર્વથી અધિક છે. ૧

ગૃહસ્થો, આ સ્થિરીકરણ દર્શનાચારને માટે જૈન વિદ્વાનોએ ઘણે પ્રસંગે લખેલું છે. જૈન ઈતિહાસમાં પણ તેવા અનેક દાખલાઓ આપેલા છે. તે તમે મનન કરીને વાંચજો અને સાંભળજો. તે પછી સાતમો વાત્સલ્ય દર્શનાચાર ગણેલો છે. પોતાના સાધર્મિ બંધુઓનો ઉપકાર કરવો તે વાત્સલ્યદર્શનાચાર કહેવાય છે. જે સાધર્મીવાત્સલ્ય કરવામાં આવે છે, તે વાત્સલ્ય દર્શનાચાર છે. એ દર્શનાચારનો મહિમા અતિશય વર્ણવેલો છે. આર્હત્ શાસ્ત્રોમાં અનેક પ્રસંગે જૈન મહાત્માઓએ

વાત્સલ્ય દર્શનાચારનો અદ્ભુત પ્રભાવ દર્શાવેલો છે. આજકાલ એ દર્શનાચારનો ઘણી રીતે લોપ થતો જાય છે. કીર્ત્તિ અને માનના અભિલાષી મુનિઓ ગૃહસ્થોને પોતાની પ્રશંસા થાય, તેવા ઉત્સવો કરવાનો ઉપદેશ આપે છે અને તેમાં હજારો અને લાખો રૂપીઆ ખર્ચાવે છે. ગૃહસ્થો પણ પોતાની પ્રતિષ્ટા વધારવાની ઈચ્છાથી મુનિઓના તે સ્વાર્થી ઉપદેશને અનુસરી, અસંખ્ય દ્રવ્યનો વ્યય કરે છે. આમ થવાથી વાત્સલ્ય દર્શનાચારનો લોપ થઇ જાય છે. અનેક ગૃહસ્થ શ્રાવકો ધંધા વગર અપાર દુઃખ ભોગવે છે અને દારિદ્રયથી અત્યંત પીડાય છે, છતાં તેમની તરફ ઉપેક્ષા કરવામાં આવે છે. શ્રાવકોના બુદ્ધિશાળી બાળકો, અભ્યાસમાં આગળ વધવાના સાધનો વિના, રખડી પડે છે; અને મજુરી કરવાના અનુચિત કામમાં જોડાઇ પોતાની જીંદગીને દુઃખમાંજ પસાર કરે છે. ગૃહસ્થો, આ પ્રસંગે મારે કહેવું જોઈએ કે, કેટલીએક જૈન સંસ્થાઓએ શ્રાવક બાળકોના ઉદ્ધારને માટે અનેક ઉપાયો યોજ્યા છે અને યોજતા જાય છે, પણ તે સંસ્થાઓના આત્માર્પક નાયકોને જોઇએ તેવું ઉત્તેજન મળતું નથી, એટલે તેઓ બીચારા વેગથી આગળ વધી શકતા નથી. મારે દીલગીરી સાથે કહેવું પડે છે કે, કેટલાએક આત્મભોગ આપનારા ઉત્તમ સંસ્થાપતિઓને પાછા પાડવાને માટે કેટલાએક અધમ મુનિઓ મોટા મોટા અંતરાયો ઉભા કરે છે હું તેવા સ્વાર્થી અને અનાચારી મુનિઓને હૃદયથી ધિક્કારૂં છું.

ગૃહસ્થો ! છલ્લો પ્રભાવના દર્શનાચાર કહેવાય છે. ધર્મ, કથા, ઉત્તેજન વગેરેથી તીર્થની વિખ્યાતિ કરવી તે **પ્રભાવના દર્શનાચાર** કહેવાય છે. આ દર્શનાચાર ધાર્મિક ઉન્નતિમાં મુખ્ય સાધનરૂપ છે અને તેનાથી અનેક જાતના લાભો સંપાદન થઇ શકે છે. આ ઉત્તમ અને ઉપયોગી દર્શનાચારનો ખરો અર્થ અલ્પમતિ લોકોના જાણવામાં આવતો નથી, એ અપશોષની વાત છે. માત્ર પાંચ પતાસાં વેહેંચવામાંજ પ્રભાવનાનો અર્થ લોકો સમજે છે, પણ તેનો ખરો અર્થ શું છે ? તે અંધકારમાંજ છે. જ્ઞાન અને જ્ઞાનના સાધનોની પ્રભાવના થવી જોઈએ. ધર્મ, નીતિ અને બીજા સુબોધક વિષયોના પુસ્તકોની પ્રભાવના કરવી જોઇએ. તેવી પ્રભાવના કરવાથી લોકોમાં વાંચન તરફ અભિરૂચિ ઉત્પન્ન થાય છે, અને અનુક્રમે જ્ઞાનની વૃદ્ધિ થાય છે. તેથી ગૃહસ્થો! તમારે એવી પ્રભાવના કરી એ દર્શનાચારને સાર્થક કરવા તત્પર રહેવું જોઇએ. આ પ્રમાણે દર્શનાચારના આઠ ભેદ મેં તમોને કહી સમજાવ્યા છે, તે તમે તમારા હૃદયમાં સ્થાપિત કરી રાખજો અને તે પ્રમાણે વર્ત્તવાને સર્વદા તત્પર રહેજો.

તે પછી ચારિત્રાચાર છે. તે પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિથી આઠ પ્રકારનો થાય છે. તેને માટે આર્હત્ ગ્રંથોમાં સવિસ્તર વિવેચન કરેલું છે. તે તમે તમારા જ્ઞાનના

બળથી વાંચી લેવો અથવા કોઇ ઉત્તમ ઉપદેશકની પાસે સાંભળી લેવો. ચોથો તપ આચાર છે, તે છ બાહ્યતપ અને છ આભ્યંતર તપ એમ મળી બાર પ્રકારનો છે અનશન, ઉનોદરતા, વૃત્તિસંક્ષેપ, રસત્યાગ, કાયક્લેશ અને સંલીનતા એ છ પ્રકારનું બાહ્યતપ કહેવાય છે. પ્રાયશ્ચિત્ત, ધ્યાન, વૈયાવૃત્ય, વિનય, કાયોત્સર્ગ અને સ્વાધ્યાય—એ છ પ્રકારનું આભ્યંતર તપ કહેવાય છે. બાહ્યતપમાં શારીર બળની અપેક્ષા છે અને આભ્યંતર તપમાં મનોબળની અપેક્ષા છે. બાહ્યતપ કરતાં આભ્યંતર તપ ઉત્તમ છે અને તે યોગવિદ્યાની સમીપ હોવાથી સાધકોને ઉચ્ચ કોટિમાં લઇ જનારૂં છે.

તે પછી પાંચમો વીર્યાચાર છે. બાહેર તથા અંદરનું સામર્થ્ય ગોપવ્યા વગર ઉપર કહેલા જ્ઞાન દર્શનાદિકના છત્રીસ આચારને યથાશક્તિ અંગીકાર કરવાનું પરાક્રમ ફેરવે અને અંગીકાર કર્યા પછી શક્તિ પ્રમાણે તેનું પાલન કરે તે વીર્યાચાર કહેવાય છે.

આ વીર્યાચારના પ્રભાવથીજ જૈનધર્મ એ વીર પુરૂષોનો ધર્મ કહેવાય છે. મહાવીર એ નામ પણ એ આચારોનેજ સૂચવે છે. જે પુરૂષો આત્મભોગ આપવાની મહાન્ શક્તિ ફેરવી શકે છે, તેનામાં વીર્યાચારનો પૂર્ણ અંશ રહેલો છે. ગૃહસ્થો ! આજકાલ એ આચારનો ઘણે ભાગે લોપ થતો જાય છે. ગૃહસ્થ અને અનગાર–ઉભય વર્ગમાં એ વીર્યાચારનો વેગ શિથિલ થઇ ગયો છે. વીર્યાચારના અભાવથી મુનિઓ ગૃહસ્થોની અને ગૃહસ્થો મુનિઓની ખુશામત કરે છે. પરસ્પર થતી ખુશામતને લઇને અનેક જાતના દોષો ઉત્પન્ન થયા કરે છે. ગૃહસ્થો અને મુનિઓ બંને એક બીજાના દોષો જોવા છતાં મૌન ધરી રહે છે અને તે ઉભા ઊભા જોયા કરે છે. તેમાં ગૃહસ્થોની અંદર મુનિઓના કરતાં પણ વીર્યાચારની ખામી વિશેષ જોવામાં આવે છે આથી કરીને મુનિઓ અનાચાર અને અનીતિના પ્રવાહમાં તણાતા જાય છે વીર્યાચારથી રહિત એવા ગૃહસ્થો, તેમને અટકાવી શકતા નથી. તેનું પરિણામ અત્યારે ઘણુંજ નઠારૂં આવેલું છે. ગૃહસ્થો, મારા પ્રવાસમાં જે અનાચારો અને કુવર્ત્તનો જોવામાં આવે છે, તે વીર્યાચારની ખામીને લીધે છે. હીનવીર્ય થયેલી જૈન પ્રજા ધાર્મિક સ્થિતિની અધમતા ભોગવે છે અને મારા શાસનને વગોવાવે છે. તેથી તમે હૃદયથી એ વીર્યાચારને માન આપજો. અને સર્વદા તેને ધારણ કરી, તમારી શક્તિને ફેરવજો. એક સમર્થ વિદ્વાન્ આ પ્રમાણે લખે છે—

## ગીતિ

ये धारयंति वीर्यं ते सर्वो क्रमण कारणे शक्ता:।
स्फुरित मनोबल युक्ता: जयिनश्च भवंति जन्मिनो लोके॥ १॥

જેઓ વીર્યને ધારણ કરે છે, તેઓ સર્વનું આક્રમણ કરવાને સમર્થ થાય છે અને તે પ્રાણીઓ મનોબળને સ્ફુરાવી, આ લોકમાં જયવાળા થાય છે. ૧

જેનામાં આવો વીર્યાચાર સ્ફુરી રહ્યો હોય, તે મહાનુભાવ ઉત્તમ પ્રકારનો ધર્મવીર બને છે. ધર્મવીર કેવો હોય? તેને માટે એક વિદ્વાન્ આ પ્રમાણે તેના લક્ષણો આપે છે—

वीर्यवान् धैर्य संयुक्तो वीरधर्म परायण:।
अंगीकृत पालकोऽत्र धर्मवीर: प्रकीर्त्तित:॥ १॥

જે વીર્યવાળો, ધૈર્ય યુક્ત, વીર ધર્મમાં (જૈન ધર્મમાં) તત્પર અને અંગીકાર કરેલાને પાળનાર હોય, તે આ લોકમાં ધર્મવીર કહેવાય છે. ૧

ગૃહસ્થો! તમે વીર્યાચારને ધારણ કરી આવા ધર્મવીર બનજો. આજકાલ આવો વિષમ કાળ ચાલે છે, તથાપિ તેની અંદર પણ કેટલાએક ધર્મવીરો પ્રગટ થયેલા દેખાય છે. મારી જ્ઞાનશક્તિથી મારા જાણવામાં આવ્યું છે કે, આજ કોઇ કોઇ ધર્મવીર આર્હત્ ધર્મના ઉદ્યોતને માટે આત્મભોગ આપવા તત્પર બનેલા જોવામાં આવે છે. સિદ્ધગિરિની પવિત્ર છાયામાં ઉભી થયેલી કેટલીએક સંસ્થાઓ એ ધર્મવીરોને આભારી છે. તે મહાનુભાવો આનંદદાયક સમાજને સ્થાપી જગત્પતિ શ્રી વીરપ્રભુની ભક્તિના પ્રભાવને પ્રસરાવે છે. તેમના એ ઉજ્વળ જીવનને હું પૂર્ણ ધન્યવાદ આપું છું આટલું કહી તે મહેશ્વરીએ નીચેનું સુભાષિત બોલી તેમને આશીર્વાદ આપ્યો હતો—

आनंद कारणं सर्वानंददः शिव साधकम्।
समाज: सर्वदा जीयादित्याशि र्वचनं मम॥ १॥

આનંદના કારણ રૂપ, સર્વ આનંદને આપનાર અને શિવ (કલ્યાણ) નો સાધનાર તે સમાજ સર્વદા જય પામો, એવી મારી આશીષ્ છે. ૧"

જ્યારે મહાદેવીના મુખમાંથી આ આશિર્વાદનું સુભાષિત પ્રગટ થયું, ત્યારે સમાજના સભ્યોએ હર્ષ ગર્જનાથી તેને વધાવી લીધું હતું. અને શ્રીવીર પ્રભુના નામની જય બોલાવી હતી.

તે પછી મહેશ્વરી ક્ષણવાર વિશ્રાંત થઇને બોલ્યા—" ગૃહસ્થો, આ પ્રમાણે પાંચ પ્રકારના આચારો કહેલા છે, તે આર્હત્ ધર્મના વર્ત્તનના જીવનરૂપ છે. તે પંચાચારને આધારેજ આર્હત્ ધર્મની ક્રિયાઓ રહેલી છે. તે ધ્યાનમાં રાખી, તમારે તે પ્રમાણે વર્ત્તવાનો પ્રયત્ન કરવો જોઇએ. ગૃહસ્થો, જે ઉપદેશક ધર્મગુરૂ આ પાંચ પ્ર.ારના આચારનું વિવેચન કરી સમજાવે, તે તમારે સાંભળવું અને તે સાંભળ્યા પછી તેને ક્રિયામાં મુકવા તત્પર બનવું. જે ઉપદેશકોના મુખથી પંચાચારનું વ્યાખ્યાન ઉદ્ભવે નહીં, તે ઉપદેશકો તરફ તમારે ઉપેક્ષા કરવી. ગૃહસ્થો, અહીં એક વાત ખાસ લક્ષમાં રાખવાની છે કે, ઉપર કહેલા જ્ઞાનાચાર વગેરેનું પાલન કરવામાં આ લોક તથા પરલોકની વાંછા રાખવી નહીં. કારણ કે, તેવી વાંછા રાખવાથી સ્વાર્થ બુદ્ધિનો દોષ ઉત્પન્ન થાય છે. અને જ્યારે સ્વાર્થ બુદ્ધિથી તેવી પ્રવૃત્તિ કરવામાં આવે તો પછી પાંચ આચારનો ઉત્તમ ઉપયોગ થઇ શકતો નથી. કદિ કોઈ કારણને લઇને તે પંચવિધ આચાર તમારાથી પાળી શકાય તેમ ન હોય, તો પછી ભાવથી તેનો અંગીકાર કરવો એટલે તે પાળવાની ભાવના ભાવ્યા કરવી. તેથી કરીને તેવા શુભ પરિણામ જાગ્રત રહ્યા કરે છે. અહિં ઉત્તમ ઉપદેશકે બહુ ધ્યાનમાં રાખવાનું છે. તેમણે સર્વદા જ્ઞાનાદિ આચારોને પાળવાના ઉપાયો ઉપદેશવા. તેમાં મુખ્ય ઉપાય એ છે કે, જ્ઞાનાદિ આચાર પાળવાથી તેના પાલકને જે ફળ થાય તેની પ્રરૂપણા કરવી. તે જ્ઞાનાચાર વગેરેને પાળવાથી ઘણા ઉત્તમ પ્રકારના લાભ થાય છે. આ લોકમાં અનેક જાતના આવી પડતા ઉપદ્રવોનો નાશ થાય છે. ભાવરૂપ ઐશ્વર્યની વૃદ્ધિ થાય છે, લોક પ્રીતિ તથા પરલોકે સદ્ગતિમા જન્મ મળે છે, ઉત્તમ સ્થાનનો લાભ થાય છે અને પરંપરાએ મોક્ષની પ્રાપ્તિ થાય છે, વિગેરે.

ગૃહસ્થો, તે પછી મહાનુભાવ હરીભદ્રસૂરી લખે છે કે, ઉપદેશક ગુરૂએ પોતાના ઉપદેશમાં દેવતાની સમૃદ્ધિનું વર્ણન કરવું, સારા કુળમાં જન્મ થવા વિષે વિવેચન કરવું, કલ્યાણની પરંપરા દર્શાવવી, નઠારા આચારની નિંદા કરવી અને દુરાચારનું સ્વરૂપ કહી બતાવવું. અહિં ઉપદેશકે યાદ રાખવું કે, પોતે પણ નઠારા આચારનો ત્યાગ કરવો. ઉપદેશક પોતે દુરાચારી હોય અને બીજાઓને દુરાચારના ત્યાગનો ઉપદેશ આપે, એ તદ્દન અઘટિત છે. કારણકે, ઉપદેશક દુરાચારી હોય તો તેના ઉપદેશની અસર શ્રોતાઓના હૃદય ઉપર બીલકુલ થતી નથી. તેને માટે એક વિદ્વાન્ આ પ્રમાણે લખે છે:—

" कुटिलानां प्रलुब्धानां स्वार्थसाधकचेतसाम् ।
दुराचारप्रवृत्तानां देशना निष्फला भवेत् " ॥ १ ॥

"કપટી, લોભી, સ્વાર્થને સાધનારા હૃદયવાળા અને દુરાચારમાં પ્રવર્તેલા ઉપદેશકોની દેશના નિષ્ફળ થાય છે." ૧

ગૃહસ્થો ! આ ઉપરથી તમારે ધ્યાનમાં રાખવાનું કે. જે ગુરૂઓ સદાચારી હોય તેમના મુખથીજ ઉપદેશ સાંભળવો. ઉપદેશક કેવો જોઇએ ? તેને માટે મહાનુભાવ હરિભદ્રસૂરિ લખે છે કે—

" ऋजुभावासेवनमिति "

" ઉપદેશકે હમેશાં સરલ ભાવ રાખવો." તે ઉપર ટીકાકાર લખે છે કે, "ઉપદેશકે કુટિલતાનો ત્યાગ કરવારૂપ સરલ ભાવ રાખવો; એથી તે ઉપદેશક ઠગાઇ કરનાર નથી, એમ સંભાવના થતાં અર્થાત્ ખાત્રી થતાં પછી શિષ્ય કે શ્રોતા તેના કોઇ પણ ઉપદેશથી દૂર રહેતો નથી." ગૃહસ્થો, આ ઉપરથી તમારે એમ સમજવાનું છે કે, કોઇપણ ઉપદેશક ગુરૂ સરલ સ્વભાવી ન હોય, તેનામાં ધૂર્ત્તતા કે કપટ હોય તો તમારે તેનો ઉપદેશ સાંભળવો નહીં; એ વાત લક્ષમાં રાખવી. આજકાલ એવા ધૂર્ત્ત મુનિઓનો મોટો ભાગ છે. તેમના ઉપદેશમાં કોઇ જાતની સરલતા હોતી નથી. તેઓ પોતાના સ્વાર્થને આગળ કરીનેજ ઉપદેશ આપે છે. તેવા ઉપદેશકોનો સર્વથા ત્યાગ કરજો. હવે ઉપદેશકના બીજા શા ધર્મ છે ? તે તમે સાવધાન થઇને સાંભળો.

ઉત્તમ ઉપદેશકે પોતાના ઉપદેશમાં કોઇ પ્રસંગે અનર્થના કારણ દર્શાવવા. એટલે આલોક તથા પરલોકમાં અનર્થને ઉત્પન્ન કરનારા જે કારણો છે, તેનો ઉપદેશ આપવો. તે સાથે નારકીના દુઃખનું વર્ણન કરવું. તેવા દુઃખો શામાટે ભોગવવા પડે છે ? તેના કારણો શ્રોતાઓને સમજાવવા; જેથી લોકો નઠારા કર્મ કરતાં ભય પામે છે. તેમજ નઠારા કુળમાં ક્યારે જન્મ થાય ? એ વિષે પણ સમજૂતી આપવી. તેમાં જણાવવું કે, નઠારા આચરણો આચરવાથી જીવ નઠારા કુળમાં ઉત્પન્ન થાય છે. તે નઠારા કુળમાં પ્રાણીઓને વર્ણ, રસ, ગંધ, સ્પર્શ અને શરીર ઘણા ખરાબ મળે છે, તેથી દુઃખને નિરાકરણ કરવાના કારણરૂપ ધર્મ તેમને સ્વપ્નામાં પણ પ્રાપ્ત થતો નથી; પણ હિંસા, અસત્ય અને ચોરીરૂપ અશુદ્ધ કર્મ કરવામાં પ્રવીણ હોવાથી નરકાદિકનું ફળ આપનાર પાપકર્મની વૃદ્ધિજ થાય છે; તેથી પરાભવ પામેલા પ્રાણીઓને આ લોક તથા પરલોકમાં અનુબંધ રહિત એવા દુઃખની

પરંપરા ઉત્પન્ન થાય છે, તેને માટે શાસ્ત્રકાર કહે છે કે, " કર્મને વશ થયેલો જીવ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી જુદાજુદા ભેદને પ્રાપ્ત થયેલા આ સંસારચક્રમાં વારંવાર પરાવર્ત્તન કર્યા કરે છે. "

તેને માટે એક વિદ્વાન્ આ પ્રમાણે કવિતા કહે છે.

## गीतिः ।

" द्रव्यात्क्षेत्रात्कालात् भावाद्भिन्ने भ्रमंति भवचक्रे ।
जीवाः कर्माधीनास्तस्मादाराध्य एव धर्मोऽत्र " ॥ १ ॥

"દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી ભિન્ન એવા આ સંસારચક્રમાં કર્મને આધીન થયેલા જીવો ભમ્યા કરે છે, તેથી આ જગત્માં ધર્મજ આરાધનીય છે." ૧

ગૃહસ્થો ! આ ઉપરથી તમારે સમજવાનું કે, દુર્ગુણ અને દુરાચાર સેવવાથી જે હાનિ થાય છે, તે શ્રોતાઓના મન ઉપર ઠસાવવી જોઈએ—એમ કરવાથી શ્રોતૃવર્ગ તેવા નઠારા કામ કરવાથી ભય પામે છે. તેને માટે એક વિદ્વાન્ આ પ્રમાણે લખે છે—

" दुराचारफलं लोकेऽनुभवंति जना इह ।
भव्यैस्तद्वीक्ष्य सद्बोधैर्भाव्यं भावितमानसैः " ॥ १ ॥

"આ લોકમાં લોકો દુરાચારના ફળ અનુભવે છે, તે જોઇ સદ્બોધવાળા ભવિ જીવોએ સદ્બોધવડે સારી ભાવના ભાવવાવાળા થવું જોઈએ." ૧

ગૃહસ્થો ! જો ઉપદેશક પોતાના ઉપદેશમાં કાંઈપણ અનુચિત અથવા સ્વાર્થી વાત દર્શાવે, તો તમારે તેવા ઉપદેશકની સભામાંથી ચાલી નીકળવું અને પુનઃ તેવી પર્ષદામાં જવું નહીં.

ગૃહસ્થો ! જે પવિત્ર હૃદયવાળા ઉપદેશક હોય, તેમણે મોહની નિંદા કરવી. કારણ કે, મોહથી મૂઢ થયેલા પુરૂષો અનેક જાતના નઠારા કર્મો કરવા તત્પર બને છે. મૂઢ પુરૂષના લક્ષણો ટીકાકાર નીચે પ્રમાણે જણાવે છે—

" अमित्रं कुरुते मित्रं मित्रं द्वेष्टि हिनस्ति च ।
कर्म चारभते दुष्टं तमाहुर्मूढचेतसम् " ॥ १ ॥

"જે અમિત્રને મિત્ર માને, મિત્રનો દ્વેષ કરે અથવા તેને મારી નાંખે અને દુષ્ટ કર્મ આરંભે તે મૂઢ ચિત્તવાળો પુરૂષ કહેવાય છે."

આવા મૂઢ પુરૂષો મોહથી અંધ બની જાય છે. વળી જે મોહી પુરૂષ હોય તે જેમ મરવાની ઈચ્છાવાળો પુરૂષ ઔષધના ઉપાયોને માનતો નથી, તેમ અર્થવાળા અને ગુણવાળા વાક્યોને માનતો નથી, પંડિત પુરૂષ કદિ કષ્ટ પામ્યો હોય, તો તે પ્રજ્ઞાથી પ્રતિબોધ પામે છે અને મૂઢ પુરૂષ કષ્ટને પામ્યો હોત તો જળમાં પથ્થરની જેમ ડુબી જાય છે. મોહને માટે એક વિદ્વાન્ આ પ્રમાણે લખે છે—

" सर्वे साध्या जना लोके असाध्यो मूढमानसः " ।

" આ જગત્‌માં બીજા સર્વ લોકો સાધ્ય થઇ શકે છે, પણ મૂઢ હૃદયવાળો મોહી પુરૂષ સાધ્ય થઈ શકતો નથી."

ગૃહસ્થો ! તે પછી મહાનુભાવ હરિભદ્રસૂરિ લખે છે કે—

" सज्ज्ञानप्रशंसनमिति " ॥

" સારા જ્ઞાનવાળા પંડિત જનની પ્રશંસા કરવી અથવા સત્ એટલે વિવેચન સહિત એવા જ્ઞાનની પ્રશંસા કરવી."

તે ઉપર ટીકાકાર લખે છે કે, " સમાધિવાળી બુદ્ધિને ધારણ કરનાર પંડિતો અંતર દૃષ્ટિથી જે વસ્તુ જોઈ શકે છે. તે વસ્તુને શંકર ત્રણ નેત્રોથી, બ્રહ્મા આઠ નેત્રોથી, કાર્ત્તિક સ્વામી બારનેત્રોથી, અને ઈંદ્ર હજાર નેત્રોથી પણ જોઇ શકતો નથી, એટલુંજ નહી પણ ત્રણ જગતના નેત્રો એકઠાં થઇને પણ તે વસ્તુને જોઇ શકતા નથી. પંડિત પુરૂષો જે વસ્તુ અપ્રાપ્ય હોય, તેની ઇચ્છા કરતા નથી, જે વસ્તુ નષ્ટ થઈ હોય તેનો શોક કરતા નથી અને આપત્તિઓમાં મુંઝાતા નથી."

પંડિત કોણ કહેવાય ? તેને માટે લખે છે કે—

" न हृष्यत्यात्मनो माने नापमाने च रुष्यति ।
गांगो ह्रदइवाक्षोभ्यो यः स पंडित उच्यते " ॥ १ ॥

"જે પોતાનું માન થાય તો હર્ષ પામતો નથી. અને અપમાન થાય તો રોષ કરતો નથી. એટલે કે જે ગંગા નદીના હ્રદની જેમ કદિ ક્ષોભ પામતો નથી, તે પંડિત કહેવાય છે." ૧

ગૃહસ્થો ! ઉપદેશકે આવા પંડિતજનની પ્રશંસા કરવી, જેથી બીજાઓને પંડિત થવાનું મન થાય અને પોતાનામાં તેવી પંડિતતા મેળવવાને તે ઉજમાળ થાય. આજકાલ ઉપદેશકોનો મોટો ભાગ તેથી ઉલટી રીતે વર્ત્તે છે. તેઓ જેઓ ખરા પંડિત હોય, તેમની નિંદા કરે છે અને પોતે પંડિતમાની થવાનો દાવો કરે છે, કોઈકોઈ અધમ વૃત્તિવાળો ઉપદેશકતો ઇર્ષ્યાના દોષથી બીજાની પંડિતાઈની પ્રશંસાને બદલે નિંદા કરે છે. અને પોતાનો ઉત્કર્ષ બતાવે છે. ગૃહસ્થો, જે એવો અધમ વૃત્તિવાળો ઉપદેશક હોય, તેના મુખની વાણી સાંભળશો નહીં. તેવી વાણી સાંભળવાથી તમારા હૃદયમાં નઠારી અસર થઈ જશે. તેને માટે એક વિદ્વાન્ આ પ્રમાણે લખે છે—

## गद्यम् ।

" अधमानां देशकानां वाग् वैपरीत्यकारिणी भवति
तां सेवमाना अनुचिताचारविचाराः कुधियो जायंते " ॥

"અધમ ઉપદેશકોની વાણી વિપરીત ભાવને ઉત્પન્ન કરનારી થાય છે. તેવી વાણીને સેવનારા પુરૂષો અયોગ્ય આચારવિચારવાળા અને નઠારી બુદ્ધિવાળા થાયછે."

ગૃહસ્થો ! તે પછી મહાનુભાવ હરિભદ્રસૂરિ ઉપદેશકના ધર્મને માટે લખે છે કે, "ઉપદેશકે ઉદ્યોગનું માહાત્મ્ય કહેવું." આ જગત્માં ઉદ્યોગી પ્રાણીઓ આલોક તથા પર લોકના કાર્યો સાધવાને સમર્થ થઈ શકે છે. ઉદ્યોગના બળથી તેનામાં સર્વ પ્રકારની જાગ્રતિ ઉત્પન્ન થાય છે, માટે ઉપદેશકે ઉદ્યોગના તત્ત્વો દર્શાવી, જનસમૂહને ઉદ્યોગી બનાવવો જોઈએ. ઉદ્યોગ રૂપી સૂર્યના કિરણો પ્રમાદ રૂપ અંધકારને દૂર કરી પ્રવૃત્તિના ઉત્તમ માર્ગનો પ્રકાશ કરે છે. ઉદ્યોગ વિના અંધ થયેલા લોકને સન્માર્ગનું દર્શન થતું નથી. તેઓ સારીરીતે રખડી પડે છે અને સ્વકર્ત્તવ્યથી ભ્રષ્ટ થઈ જાય છે.

ગૃહસ્થો ! આજકાલ કેટલાએક મુનિ ઉપદેશકો જાણે પોતે હિંસાથી ઘણોજ ભય પામતા હોય, તેમ આરંભની વાર્ત્તાના ત્યાગ કરવાને મ્હાને ઉદ્યોગની વાર્ત્તા જણાવતાજ નથી અને સર્વને શાંતિ પકડી બેશી રહેવાનો ઉપદેશ આપેછે. કદિ આત્માને નિવૃત્તિ માર્ગ પર આરૂઢ કરવાને તેઓ ઉપદેશ આપતા હોય તો તે વાત ઠીક છે. પણ તે શાંતિના ઉપદેશમાં પોતાની સ્વાર્થવાર્ત્તા જણાવ્યા વગર રહેતા નથી. પોતાના સ્વાર્થની વાતને અંગે આરંભ આવતો હોય, અહિંસા ધર્મનો લોપ

થતો હોય અને અનાચારનું સ્વરૂપ પ્રગટ થતું હોય તો તે તરફ ઉપેક્ષા કરેછે અને તેમાં કોઇ જાતનો દોષ ગણુતા નથી. એ તેમની કેવી નીચવૃત્તિ કહેવાય? તે વિચારવા યોગ્ય છે. ગૃહસ્થો, તમે આ વિષે દીર્ઘ વિચાર કરી પ્રવર્ત્તજો. તમારી મનોવૃત્તિમાં એવા અયોગ્ય ઉપદેશકની વાણીને અવકાશ આપશો નહીં. ઉદ્યોગની વાર્ત્તાવાળા ઉપદેશને ગ્રહણુ કરજો. આજકાલ ઉદ્યાગના ઉપદેશ વિના લોકો અધમ દશા ભોગવે છે. કર્મ કે પ્રારબ્ધને માની પ્રમાદના નઠારા ફળનો સ્વાદ લેવાને પ્રવર્ત્યાં છે. સર્વ જૈનપ્રજા ઉદ્યોગના વિયોગથી અનેક જાતના કષ્ટો ભોગવે છે. અને હીંમતના મહાન્ ગુણુનો ત્યાગ થવાથી તેઓ પરાશ્રય ઉપર જીવવાના અધિકારી થયેલા છે. તેને માટે મહાનુભાવ મુનિચંદ્રસૂરિ એક પદ્ય લખેછે, તેના અર્થનો ખ્યાલ તમારે હૃદયારૂઢ કરવા જેવો છે. "કીર્ત્તિની પ્રીતિવાળા વીરપુરૂષો ઉદ્યમને તોડનારા ભાગ્યના મસ્તક પર પગ મુકી, પોતાના જીવિતને જ્યાં સુધી સાહસની તુલા ઉપર ચડાવે નહીં, ત્યાં સુધીજ તેમને આ સમુદ્રની ખાઇ દુર્ગમ છે, ત્યાંસુધી જ આકાશ નિરાલંબ છે અને ત્યાં સુધીજ પાતાળની યાત્રા વિષમ છે. અર્થાત્ જો તેઓ હિંમત કરે તો સમુદ્ર, આકાશ અને પાતાળમાં પણુ જઇ શકે છે." ગૃહસ્થો, આ પદ્યનું મનન કરજો અને તમારા આત્માને ઉદ્યોગચક્રમાં ઝુકાવી એવા મધુર ફળ ચખાડજો, કે જેથી તમે તમારી ધાર્મિક અને સાંસારિક ઉન્નતિ સાધવાને સમર્થ થઇ શકશો. તમારી કોમ ઉદ્યોગના સાધનો વિના રઝળે છે અને તેને પ્રમાદરૂપ ક્ષય રોગ લાગુ પડવાથી તે ક્ષીણુ થતી જાયછે. તેને ઉદ્યોગનું રસાયન આપો અને તેમને જીવન આપી જાગ્રત કરો. એજ તમારો મુખ્ય ધર્મ છે.

ગૃહસ્થો! તે પછી મહાનુભાવ હરિભદ્રસૂરિ લખે છે કે, "ઉપદેશકે વીર્યની સમૃદ્ધિનું વર્ણુન કરવું." ગૃહસ્થો, વીર્યને માટે શાસ્ત્રકારોએ જે લખેલું છે, તે તમે હૃદયથી ધારણુ કરજો. વીર્યના યોગથીજ વીરશાસનનો વિજય થયો છે. વીર્યના પ્રભાવથીજ પ્રભુએ મહાવીર નામ ધારણુ કરેલું છે અને જગત્માં જૈનધર્મને વીરધર્મ કહેવરાવ્યો છે. તે વીર્યનો મહિમા જૈન શાસ્ત્રકારો ઊંચે સ્વરે ગાય છે. તે વીર્યની સમૃદ્ધિ શુદ્ધ આચારના બળથી લભ્ય થાય છે અને તે સર્વમાં ઉત્કૃષ્ટ રૂપે રહેલ છે. એ સમૃદ્ધિનું ક્ષેત્ર મહાન્ છે. તે શ્રી તીર્થંકરના વીર્ય સુધી પોહોંચે છે. તેવી વીર સમૃદ્ધિ ઉપદેશકે વર્ણુન કરવી. તેને માટે મહાનુભાવ ટીકાકાર લખે છે કે,

" मेरुं दंडं धरांछत्रं यत्केचित्कर्त्तुमीशते ।
तत्सदाचारकल्पद्रुफलमाहुर्महर्षयः" ॥ १ ॥

"જે કોઇ મેરૂપર્વતનો દંડ અને પૃથ્વીનું છત્ર કરવા સમર્થ થાય છે, તે સદાચારરૂપ કલ્પવૃક્ષનું ફળ છે, એમ મહર્ષિઓ કહે છે." ૧

ગૃહસ્થો ! આવા વીર્યની સમૃદ્ધિનું વર્ણન તમારે શ્રવણ કરવું અને પછી તેની વૃદ્ધિને માટે શુદ્ધ આચારને પાળવો. આજકાલ આચાર શુદ્ધિની ખાંમીને લઇને લોકો વીર્યનું બળ મેળવી શકતા નથી. તેઓ વદન વીર્યહીન થઇ ગયા છે. વીર્યથી હીન થયેલા મુનિઓ ગૃહસ્થોની અને વીર્યહીન થઇ ગયેલા શ્રાવકો મુનિઓની ખુશામત કરી, પોતાની પ્રતિષ્ઠા જાળવે છે. કેટલાએક મુનિઓ ક્રોધી અને આડંબરી છતાં અનાચારથી નષ્ટ થયેલા વીર્યને લઇને પોતાની ગાડી માંડમાંડ ચલાવે છે. તેમનામાં કોઈ જાતની શક્તિ કે સામર્થ્ય રહ્યું નથી. તે સાથે તેઓ અનાચારથી ઘેરાએલા હોવાથી દબાઇને રહેલા છે. તેઓના મુનિજીવનને સર્વ રીતે ધિક્કાર ઘટે છે.

ગૃહસ્થો! તમે એવા વીર્યહીન મુનિઓના વીર્યહીન ઉપદેશને સાંભળશો નહીં. તેમજ જેઓ પોતાના ઉપદેશમાં વીર્યની સમૃદ્ધિનું વર્ણન કરતાં ન હોય તેવાઓની પર્ષદામાં જશો નહીં. ત્યાં જવાથી તમે તમારા ગૃહસ્થપણાના ગૌરવને ગુમાવી બેસશો. અને અતિશય પરાભવના પાત્ર બની જશો. ગૃહસ્થો, તે પછી મહાનુભાવ હરિભદ્રસૂરિ ઉપદેશકની શિક્ષામાં લખે છે કે,—" જ્યારે શ્રોતાના મનમાં સ્થૂલ ઉપદેશ પરિણામે તો તે પછી સૂક્ષ્મ ઉપદેશનો વ્યાપાર કરવો. " કહેવાનો આશય એવો છે કે, જો શ્રોતાના હૃદયમાં સ્થૂળ ઉપદેશ શ્રદ્ધા, જ્ઞાન તથા અનુષ્ઠાન સાથે પરિણમે એટલે તેનો આત્માની સાથે એકીભાવ થાય તો પછી તે ઉપદેશને યોગ્ય એવા પ્રાણીને સૂક્ષ્મદેશના આપવી. જેની અંદર આત્માનું અસ્તિત્વ, આત્માનો બંધ તથા મોક્ષ વગેરે દર્શાવાય છે, એવી સૂક્ષ્મદેશનાનો વ્યાપાર કરવો. સૂક્ષ્મદેશનાથી શો લાભ થાય છે ? તેને માટે એક વિદ્વાન્ આ પ્રમાણે લખે છે—

" अध्यात्मबंधमोक्षादितत्त्वबोधप्रदायिनी
देशना भव्यजीवानां हृद्ग्रंथिचयमोचिनी ॥ १ ॥
शिवमार्गप्रदा श्रेयः साधिनी पापबाधिनी ।
उपार्जनीया भव्यत्वधारिभिः प्राणधारिभिः" ॥ २ ॥ युग्मम

" અધ્યાત્મ તથા બંધ મોક્ષ વગેરે તત્વોનો બોધ આપનારી દેશના ભવ્ય જીવોને હૃદયની ગ્રંથિને છોડનારી, મોક્ષમાર્ગ આપનારી, કલ્યાણ સાધનારી અને પાપોને બાધ કરનારી થાય છે, તેવી દેશના ભવી પ્રાણીઓએ ઉપાર્જન કરવી"—૧-૨

એ સૂક્ષ્મ દેશનાનો યોગ સિદ્ધાંત ધર્મના કહ્યા વિના પ્રાપ્ત થતો નથી તેને માટે મહાનુભાવ હરિભદ્રસૂરિ આ પ્રમાણે લખે છે:—

" श्रुतधर्मकथनमिति " ॥

" શ્રુત-સિદ્ધાંત ધર્મનું કથન કરવું. "

તેને માટે ટીકાકાર લખે છે કે, વાચના, પૃચ્છના, પરાવર્ત્તના અનુપ્રેક્ષા તથા ધર્મકથન રૂપ શ્રુત ધર્મ કે જે સર્વ કુશળના સમૂહરૂપ કલ્પવૃક્ષના વિશાળ ક્યારા રૂપ છે તેનું કથન કરવું તેને માટે ટીકાકાર એક પદ્યનું પ્રમાણ આપે છે.

" चक्षुष्मंतस्त एवेह, ये श्रुतज्ञानचक्षुषा ।
सम्यक् सदैव पश्यंति जावान् हेयेतरानन्नराः " ॥ १ ॥

"જેઓ સિદ્ધાંત રૂપ નેત્રથી ત્યાગ કરવા યોગ્ય અને ગ્રહણ કરવા યોગ્ય એવા ભાવોને-પદાર્થોને સારી રીતે સદાકાળ જુવે છે, તે પુરૂષોજ નેત્રવાળા છે. " ૧

વળી તે વિષે એક વિદ્વાન્ પણ નીચેના વાક્યો લખે છે—

" सएव चक्षुष्मान् जवति सएवतत्व
दर्शको य आत्मज्ञः स्वपररूपवेत्ता । "

"જે આત્માને જાણનારો અને પોતાના તથા પરના સ્વરૂપનો જ્ઞાતા છે, તેજ પુરૂષ નેત્ર વાળો છે અને તેજ પુરૂષ તત્વોનો દ્રષ્ટા છે."

ગૃહસ્થો ! કદિ અહીં કોઈ શંકા કરે કે, પ્રત્યેક દર્શનમાં સિદ્ધાંતો જુદી જુદી રીતે પ્રવર્તેલા છે, તેથી ષડ્દર્શનના બધા ધર્મો શ્રુતધર્મ કહેવાય છે, તેમાં સમ્યક્ પ્રકારનો ધર્મ શી રીતે ઓળખી શકાય ? " માટે મહાત્મા હરિભદ્રસુરિ લખે છે કેઃ—

" बहुत्वात्परीक्षावतार इति. " ॥

" શ્રુત ધર્મ ઘણા છે, તેથી ઉત્તમ શ્રુત ધર્મની પરીક્ષા કરવામાં પ્રવર્ત્તવું. "

ગૃહસ્થો ! આ સૂત્ર ઉપર તમારે હૃદયથી વિચાર કરવાનો છે. સર્વ લોકો શબ્દ માત્રથી સર્વને સરખો ધર્મ કહેછે, પણ તેઓ તેનો વિચાર કરતા નથી. તે ધર્મ શબ્દની સમાનતા છતાં પણ વિચિત્ર ભેદથી ભેદવાળો છે. માટે ચોખા દૂધની જેમ તે શ્રુત ધર્મની ઉપદેશકે પરીક્ષા કરવી. અને પરીક્ષા કર્યા પછી તેને ઉપદેશ આપવો. જેમ સુવર્ણની પરીક્ષા કરવાને વિચક્ષણ પુરૂષો કસોટી, છેદ અને તાપ કરવાના ઉપાયો યોજે છે, તેમ ધર્મની પરીક્ષા કરવામાં કસોટી, છેદ અને તાપની પ્રરૂપણા

કરવી. ગૃહસ્થો ! ધર્મની કસોટી વિધિ અને નિષેધ છે. વિરોધ વગર કર્ત્તવ્ય અર્થને ઉપદેશ કરનારૂં વાક્ય તે વિધિ કહેવાય છે. જેમકે સ્વર્ગ અને કેવળ જ્ઞાનના અર્થી એવા પુરૂષે તપ, ધ્યાન વગેરે કરવા. અને પાંચ સમિતિ તથા ત્રણ ગુપ્તિથી શુદ્ધ એવી ક્રિયા કરવી, ઇત્યાદિ વિધિ વાકયો કહેવાય છે. અને જે નિષેધ કરનારૂં વાકય તે પ્રતિષેધ કહેવાય છે—જેમકે, " સર્વ પ્રાણીમાત્રની હિંસા કરવી નહીં. " " અસત્ય બોલવું નહીં " ઇત્યાદિ પ્રતિષેધ વાકય કહેવાય છે. તે વિધિ અને નિષેધ-એ ધર્મની પરીક્ષા કરવામાં કસોટીરૂપ છે. આ ઉપરથી શમજવું કે, જે ધર્મમાં વિધિ અને પ્રતિષેધ પુષ્કળ જોવામા આવે, તે ધર્મ કસોટીથી શુદ્ધ થયેલો સમજવો.

ગૃહસ્થો ! હવે ધર્મની પરીક્ષામાં છેદ કોને કહેવાય ? તે વાત તમે ધ્યાન દઇને સાંભળજો. ઉપર કહેલ વિધિ નિષેધની ઉત્પત્તિ અને ઉત્પન્ન થયા પછી તેનું પાલન તેમજ તે ઉત્પત્તિ અને પાળવાની ચેષ્ટા કહેવી તે ધર્મની પરીક્ષામાં છેદ કહેવાય છે. જેમ સુવર્ણકારે કસોટીથી સોનાની શુદ્ધિ કરી હોય, તોપણ જો તેને અંદરની શુદ્ધિમાં શક રહ્યો હોય તો તે સુવર્ણના પાશાનો છેદ કરે છે, તેમ ધર્મની વિધિ નિષેધ-રૂપ કસોટીથી શુદ્ધિ કરવામાં આવી હોય તથાપિ તેમાં છેદની અપેક્ષા રહે છે. તે છેદ શુદ્ધ એવી બાહ્ય ચેષ્ટારૂપ જાણવો. જેમાં વિધિ પ્રતિષેધ ન હોય, છતાં અબાધિત રૂપે પોતાના આત્માને પ્રાપ્ત કરે અને પ્રાપ્ત કર્યો પછી અતિચારરૂપ અપચાર વગર ઉત્તરોત્તર વૃદ્ધિનો અનુભવ કરે, તેવી ચેષ્ટા તે શુદ્ધ ચેષ્ટા કહેવાય છે. એવી શુદ્ધ ચેષ્ટા જે ધર્મમાં સવિસ્તર કહેવામાં આવે, તે ધર્મ છેદ પરિક્ષાથી શુદ્ધ કહેવાય છે.

જેમ સોનું કસોટી અને છેદની પરીક્ષાથી શુદ્ધ લાગતું હોય પણ જો તાપને સહન કરી શકે તેવું ન હોયતો તે ખરેખરૂં સુવર્ણ કહેવાય નહીં; તેમ ધર્મ પણ કસોટી અને છેદની પરીક્ષાથી શુદ્ધ થયો હોય પણ જયાં સુધી તાપની પરીક્ષામાં પસાર થયો ન હોય, ત્યાં સુધી તે સ્વાભાવિક રીતે શુદ્ધ ગણાતો નથી. તેથી તાપથી પણ ધર્મની પરીક્ષા કરવી જોઈએ. ધર્મની પરીક્ષામાં તાપ એટલે શું ? તેને માટે મહાનુભાવ હરિભદ્ર સૂરિ લખે છે કે:—

"કસોટી અને છેદના પરિણામી કારણ રૂપ જીવાદિ ભાવની પ્રરૂપણા કરવી તે તાપ કહેવાય છે." કહેવાની મતલબ એ છે કે, દ્રવ્યાર્થિક નય વડે ચ્યવે નહીં તેમ ઉત્પન્ન પણ ન થાય, અર્થાત્ તેવોને તેવો રહે અને પર્યાય રૂપે (પર્યાયાર્થિક નય-વડે) ક્ષણે ક્ષણે અપર અપર સ્વભાવને પામી એટલે નવીન સ્વભાવ પ્રાપ્ત કરી અનિત્ય સ્વભાવ વાળો જીવાદિ જે શાસ્ત્રમાં પ્રતિપાદન કરે તે શાસ્ત્રની તાપથી શુદ્ધિ જાણવી.

ગૃહસ્થો! અહીં એક વાત ખાસ લક્ષમાં લેવાની છે કે, કસોટી, છેદ અને તાપ-એ ત્રણમાં બળવાન્ કોણ છે? તે જાણવું જોઈએ. તેમાં જે કસોટી અને છેદ છે, તે બે પ્રકારની પરીક્ષા કરવામાં વિશેષ પ્રયત્ન કરવો નહીં; કારણ કે, કસોટી અને છેદ-ની પરીક્ષા કરી હોય, પણ જો તાપની પરીક્ષાનો અભાવ હોય તો તે ઉપરની બંને પરીક્ષાઓ તદ્દન નકામી થાય છે, એટલે તેનો પણ અભાવ થાય છે. તાપની શુદ્ધિ થવાથીજ તે કસોટી અને છેદની શુદ્ધિ સફળ થાય છે. તેને માટે મહાનુભાવ મુનિચંદ્ર સૂરિ આ પ્રમાણે વિવેચન કરીને સમજાવે છે— "ધ્યાન એટલે સૂત્રના અર્થનું ચિંતવન અને અધ્યયન એટલે ભણવું; ઇત્યાદિ જે અર્થ તે પૂર્વે બાંધેલા કર્મની નિર્જરા રૂપ ફળવાળો છે અને નિષેધ કરેલો હિંસા પ્રમુખ અર્થ નવાં કર્મને બાંધવાનો નિરોધ કરવા રૂપ ફળ વાળો છે. તે કસોટી અને છેદને સ્થાને છે, તેથી જો તે બંને ઉત્પન્ન થયાં ન હોય તો તેમને ઉત્પન્ન કરવાથી અને ઉત્પન્ન થયા હોય તો તેમનું પાલન કરવાથી બાહ્ય ચેષ્ટાની શુદ્ધિ ફળ વાળી થાય છે. જો આત્મા અપરિણામી હોય તો તેમાં પૂર્વે કહેલા લક્ષણ વાળા કસોટી અને છેદ પોતાનું કાર્ય કરવાને સમર્થ થતા નથી, તેથી તે બંને તાપની શુદ્ધિ થવાથી સફળ થાય છે. અન્યથા રીતે થાયજ નહીં."

ગૃહસ્થો! હવે નિશ્ચય થયો કે, કસોટી, છેદ અને તાપથી પરીક્ષા કરેલો શુદ્ધ શ્રુતધર્મ ગ્રહણ કરવા યોગ્ય છે. પણ તે શ્રુત ધર્મ કોનો રચેલો પ્રમાણ ગણાય? તે જાણવું જોઈએ. ઉપદેશકે પણ તે વાત શ્રોતાઓને સારી રીતે સમજાવવી જોઈએ. જે શ્રુત ધર્મ તત્ત્વવેત્તાઓએ દર્શાવ્યો હોય, તે પ્રમાણભૂત ગણાય છે. જે તત્ત્વ-વેત્તા ન હોય તેનો વાદ સમ્યગ્વાદ કહેવાતો નથી. તે સમ્યગ્વાદ તત્ત્વવેત્તાના મુખથીજ પ્રકાશિત થાય છે. તત્ત્વવેત્તાનું વર્ત્તન કેવું હોય છે? તેને માટે એક વિદ્વાન્ આ પ્રમાણે લખે છે:—

" क्षमाशांतिप्रिया दक्षा उपकारपरायणाः।
समदुःखसुखाः शांताः सद्विचारांकिताशयाः॥
आत्मार्थिनः प्रियालापा दृश्यंते तत्त्ववेदिनः" ॥ १ ॥

" ક્ષમા અને શાંતિ જેમને પ્રિય હોયછે, તેવા, દાક્ષિણ્યતાવાળા, ઉપકાર કર-વામાં તત્પર, સુખ દુઃખને સરખાં માનનારા, શાંત, હૃદયમાં સારા વિચારો ધરનારા, આત્માના અર્થી અને પ્રિય ભાષણ કરનારા તત્ત્વવેત્તાઓ દેખાય છે." ૧

ગૃહસ્થો! આવા તત્ત્વવેત્તાને તમારે ઓળખવા જોઈએ. અને ઉપદેશક તરીકે

પણ તેનેજ પસંદ કરવા જોઇએ. એક વિદ્વાન્ પુરૂષે પ્રભુની પાસે એવી પ્રાર્થના કરી છે કે, "હે પ્રભુ ! મારા કર્ણની અંદર તત્ત્વવેત્તા ઊપદેશકની વાણીને પ્રસાર કરાવજો." તે પ્રાર્થનાની કવિતા આ પ્રમાણે છે.

"तत्त्वज्ञवाक् सुधापानं सदास्तु श्रोत्रयोर्मम ।
येन स्यां शांतिभाग् नाथ, प्रध्वस्तभववासनः" ॥ १ ॥

"હે નાથ, તત્ત્વવેત્તાની વાણી રૂપ અમૃતનુ પાન મારા શ્રવણમા નિરંતર હો, જેથી હું આ સંસારની વાસનાનો નાશ કરી શાંતિને ભજનારો થાઊં." ૧

ગૃહસ્થો ! તે પછી મહાનુભાવ હરિભદ્રસૂરિ લખે છે કે, "ઉપદેશકે બંધ તથા મોક્ષની સિદ્ધિ ઘટાવી વસ્તુવાદ—આત્માની શુદ્ધિનો વિચાર કરવો."

અગ્નિએ તપાવેલા લોઢાના ગોળાની જેમ અથવા દૂધ અને જળની જેમ મિથ્યાત્વાદિ કારણોથી જીવ અને કર્મના પુદ્ગલોનું પરસ્પર વિભાગ પરિણામ વગર રહેવું, તે બંધ કહેવાય છે; અને સમ્યગ્, દર્શન, જ્ઞાન અને ચારિત્રથી કર્મનો અત્યંત ઉચ્છેદ તે મોક્ષ કહેવાય છે. તે બંધ તથા મોક્ષની ઘટના કરવાથી આત્માની શુદ્ધિ—નિર્મળતા ચિંતવવી. એટલે કહેવાનો આશય એવો છે કે, જે સિદ્ધાંતમાં તે તે વિશેષણોથી બંધ અને મોક્ષને યોગ્ય એવા આત્માનું નિરૂપણ કરવામાં આવે તેવો આત્મા સર્વજ્ઞ પુરૂષોએ પ્રતિપાદન કરેલો છે. એમ વિદ્વાનોએ નિશ્ચય કરેલો છે. તે બંધ અને મોક્ષની સિદ્ધિ કેવી રીતે ઘટે છે, તેને માટે સૂત્રકાર લખે છે કે, "એ બંધ મોક્ષની યુક્તિ બંધાતા એવા જીવમાં અને તેના બંધનપણાંમાં હોય છે. જો એમ કહેવામાં ન આવે તો બધું કલ્પના માત્રજ કહેવાય છે" ગૃહસ્થો! અહિં તમારે સમજવાનું કે, બંધન પામનાર કોણ ? અને બંધન તે શું ? તે સૂક્ષ્મ વિચારથી જોશો તો તમને માલુમ પડશે કે, બંધન પામનાર આત્મા છે અને પરમાર્થથી વિદ્યમાન કર્મ તે બંધન છે. જીવ પોતાનું સામર્થ્ય ગુમાવી પરવશપણાને પ્રાપ્ત થનાર છે. તે જ એકેંદ્રિયાદિ ચૌદ પ્રકારના ભેદવાળો છે. પરમાર્થે વિદ્યમાન એવું જ્ઞાનાવરણાદિ કર્મ કે જે અનંતાનંત પરમાણુઓના સમૂહ રૂપ સ્વભાવવાળું છે, તેથીજ તે મૂર્તિમાન્ છે. તે વિષે અન્ય મતવાળાઓ જુદી જુદી કલ્પના કરે છે, પણ તે કલ્પનાઓને આર્હત વિદ્વાનોએ તોડી પાડી છે, અને આત્માને કર્મનું બંધન થાય છે, એ વાત સાબીત કરી છે. જેમ પુરૂષ બેડીના બંધમાં પડે છે, તેમાં પુરૂષ અને બેડી તે જુદા જુદા સ્વભાવના છે. તેમાં પુરૂષ બંધ પામનાર અને બેડી બંધન રૂપ છે, તે છતાં લોકમાં "પુરૂષ બેડીમાં પડયો" એવા વ્યવહારથી બોલાય છે; તેમ અહિં આ-

ત્માએ કર્મ બાંધ્યા એમ કહેવાય છે, પણ કર્મ રૂપ આત્માએ કરી આત્મા બંધાયો, એમ કહેવાતું નથી.

ગૃહસ્થો ! તેથી તમારે કર્મનો બંધ થાય છે, એ વાત સમજી લેવાની છે. તે બંધ અને મોક્ષના હેતુ શું છે ? તેને માટે મહાત્મા હરિભદ્ર સૂરિ લખે છે કે, "બંધના યોગનું કારણ હિંસાદિ છે અને મોક્ષના યોગનું કારણ અહિંસાદિ છે." તે ઉપર ટીકાકાર વિવેચન કરે છે કે, હિંસા, અસત્ય વગેરે જીવના પરિણામ વિશેષ છે. કારણકે, તે બંધનું ફળ સંસાર હોવાથી વસ્તુ ગતિએ વિચારતાં તે પાપ રૂપ બંધનાજ હેતુ રૂપ છે, એટલે આત્માની સાથે બંધના કારણ ભાવને પામેલા છે, તેને માટે શાસ્ત્રમાં લખે છે કે, " હિંસા, અસત્ય વગેરે પાંચ તત્ત્વ ઉપર અશ્રદ્ધા અને ક્રોધાદિક ચાર કષાય એ સર્વ પાપના હેતુઓ છે, તેનાથી ઇતર એટલે અહિંસાદિ તે મોક્ષના હેતુ છે. કારણકે, સર્વ કાર્યો તેને અનુરૂપ એવા કારણમાંથી ઉત્પન્ન થાય છે, એટલે મોક્ષનું કારણ મળવાથી મોક્ષ થાય છે અને સંસારનું કારણ મળવાથી સંસાર થાય છે."

ગૃહસ્થો ! મહાનુભાવ હરિભદ્ર સૂરિએ આત્મા અને તેને બંધ થવાના વિષયમાં ઘણું લખેલું છે, તે તમારે કોઇ સારા ઉપદેશક પાસેથી સાંભળવું, જેથી તમે આર્હતધર્મના તત્વવાદને સારી રીતે સમજી શકશો. તે મહાત્મા ઉપદેશકને એવી સૂચના આપે છે કે, " જેને તત્વવાદ પરિણમ્યો હોય તેની પરીક્ષા કરવી " એટલે એકાંતવાદમાં અરૂચિ અને તત્ત્વવાદની સ્તુતિનું ભાષણ કરી તેનો નિર્ણય કરવો. એ રીતે કરવાથી શ્રોતાના પરિણામની પરીક્ષા થાય છે. તે પરીક્ષા કર્યા પછી જ્યારે તેના પરિણામ શુદ્ધ થાય તો પછી બંધ ભેદનું કથન કરવું. ત્યારબાદ શ્રેષ્ટ એવા બોધિલાભની પ્રરૂપણા કરવી તે પ્રરૂપણા કરવાની એવી રીત છે કે, તેવા પ્રકારનું ભવ્યત્વ પ્રાપ્ત થવાથી એ સમકિતની પ્રાપ્તિ થાય છે. પછી અનુક્રમે રાગ દ્વેષના પરિણામ રૂપ ગ્રંથિનો ભેદ થવાથી તેને અતિશય સંક્લેશ થતો નથી. અને ફરીવાર ગ્રંથિનુ બંધન પણ થતું નથી. તેવી રીતે સમકિતની વિશુદ્ધિથી ચારિત્રની પ્રાપ્તિ થાય છે. પછી તેનામાં ભાવનાનું બળ વધે છે. જ્યારે ભાવના પ્રબળ થઇ તો પછી રાગાદિકનો ક્ષય થાય છે. મહાનુભાવ હરિભદ્ર સૂરિ તેને માટે આ પ્રમાણે લખે છે.

" ज्ञावनातो रागादिक्षय इति " ॥

" ભાવનાથી રાગાદિકનો ક્ષય થાય છે. "

બાર પ્રકારની ભાવનાઓ જો હૃદયની અંદર ભાવવામાં આવે તો જેમ ઉત્તમ પ્રકારની ચિકિત્સાથી વાતપિત્તાદિ રોગનો નાશ થાય છે, અને પ્રચંડ પવનથી જેમ મેઘ મંડળ વીખરાઇ જાય છે તેમ, પછી રાગ દ્વેષ રૂપ મળનો નાશ થઈ જાય છે અને પછી રાગાદિકનો ક્ષય થતાં મોક્ષની પ્રાપ્તિ થાય છે. તે મોક્ષને માટે મહાનુભાવ હરિભદ્ર સૂરિ લખે છે કે,

" स आत्यंतिको दुःखविगम इति " ॥

" અત્યંતપણે સર્વ દુઃખનો નાશ થવો તે મોક્ષ કહેવાય છે. "

ગૃહસ્થો ! આવા મોક્ષના સ્વરૂપને જણાવવું, અને તેનો અપાર મહિમા દર્શાવવો એ ઉપદેશકનું મુખ્ય કર્તવ્ય છે. આજ કાલ એવા ઉપદેશકો વિરલા જોવામાં આવે છે. તમારે પણ એવા ઉપદેશક મુનિના મુખથીજ ઉપદેશ સાંભળવો, કોઇ પણ અયોગ્ય ઉપદેશકના મુખના વચનો સાંભળવા નહીં.

ગૃહસ્થો ! તમોને સર્વદા ઉત્તમ પ્રકારની ચેતવણી મળે અને તમારો આત્મા કોઇ અયોગ્ય ગુરૂના વચનપાશમાં સપડાય નહીં, તેને માટે મેં અહિં ઉપદેશકના ધર્મોને કહી બતાવ્યા છે. હવેથી તમે મારા આ ઉપદેશને પ્રેમથી ગ્રહણ કરી તે પ્રમાણે વર્ત્તવા પ્રયત્ન કરજો, તન, મન અને ધનથી તેનેજ ભજવા તત્પર રહેજો.

શ્રાવકો ! હવે હું અહિંથી બીજે સ્થળે જવા ઇચ્છા રાખું છું. મારા અંતરંગ વચનોનો આદર કરી તમે શુદ્ધ રીતે પ્રવૃત્તિ કરજો, અને આ તમારી સમક્ષ રહેલા અયોગ્ય ઉપદેશક જેવા બીજા કોઇ મુનિઓ આવે તો તેમના વ્યાખ્યાનમાં ભાગ લેશો નહીં. જે ઉપદેશકના ધર્મ જાણતા ન હોય તેવાઓનો ઉપદેશ તમારી આંતરવૃત્તિને હાનિ કરનારો થઈ પડશે. "

મહેશ્વરી શાસનદેવી આ પ્રમાણે કહી ક્ષણવાર વિરામ પામ્યાં, એટલે એક મુખ્ય મુનિએ અંજલિ જોડીને કહ્યું. " શાસનેશ્વરી ! આપે આપેલો ઉપદેશ અમે મનન પૂર્વક સાંભળ્યો છે. આપે જે ઉપદેશકના ધર્મો બતાવ્યા છે, તે પ્રમાણે વર્ત્તવાને અમે બંધાઇએ છીએ. આપની દેશના–વાણીએ અમારા હૃદયને આર્દ્ર કરી દીધાં છે. હવેથી અમે તેજ પ્રમાણે વર્ત્તવા તત્પર રહીશું. મહેશ્વરી ! હવે કૃપા કરી અમોને આપની દિવ્ય મૂર્ત્તિના દર્શન આપો. અહીં રહેલા ગૃહસ્થો અને અમારામાંના કોઇ પુણ્યવાન્ મુનિ કે જે આપના પવિત્ર દર્શન કરવાને ભાગ્યશાળી થયેલા છે, તેવી રીતે અમારા જેવા ભાગ્યહીન પુરૂષોને પણ તે લાભ આપશો. મહેશ્વરી ! કદિ અધમ વૃત્તિને લઇને અમારો પાપી આત્મા આપના દર્શનને મેળવી શક્યો

નથી, પરંતુ આપની દિવ્યવાણી સાંભળવાને તો ભાગ્યશાળી થયેલો છે, જ્યારે આપની દિવ્યવાણીથી તેને પવિત્રતા પ્રાપ્ત થઇ છે, અને તેના પુણ્યનો તે ભાગીદાર બન્યો છે, તો હવે આપના દિવ્ય દર્શનની યોગ્યતા તેને પ્રાપ્ત થવી જોઈએ." આટલું કહી તે મુનિએ નીચેના પદ્યથી શાસનદેવીની સ્તુતિ કરી.

" यस्याः प्रभावमतुलं बलं वक्तुं नमीशते ।
सुरासुरनराः सर्वे नुमस्तां शासनेश्वरीम् " ॥ १ ॥

"જેમના અતુલ પ્રભાવ તથા બળને કહેવાને સર્વ સુર, અસુર અને મનુષ્યો સમર્થ થઇ શકતા નથી, તે શાસનદેવીને અમે સ્તવીએ છીએ. ૧"

આ પ્રમાણે સ્તુતિ કરી તે મુનિ વિશ્રાંત થયા એટલે મહાદેવી મંદ અને મધુર સ્વરથી બોલ્યા—"મુનિઓ! તમારી મનોવૃત્તિમાં મારા ઉપદેશની અસર થઇ છે, એવું તમે જાહેર કરો છો, એ જો સત્ય હોય તો ઘણુંજ ખુશી થવાનું છે. તમે કહિ આ વાત સત્યરીતે કહેતા હશો, પરંતુ આજકાલ તમારામાંના કેટલાએક માત્ર વાણીથી વિનય દર્શાવનારા છે. અને મધુર શબ્દો બોલનારા છે. વાણી, ક્રિયા અને મન-એ ત્રિપુટીનો શુદ્ધ યોગ તમારામાં ભાગ્યેજ જોવામાં આવે છે. વાણીમાં, મનમાં અને ક્રિયામાં જુદીરીતે વર્ત્તનારા ઘણાઓ છે. તમારા વર્ત્તનો વિપરીત થઇ ગયાં છે. મુનિઓ, તમારા હિતની ખાતર મારે કહેવું જોઇએ કે, તમારા આવાં વિપરીત વર્ત્તનો તમોને તમારા ગૌરવ ઉપરથી ભ્રષ્ટ કરશે. તમે તમારી પ્રતિષ્ટા અને માનને ગુમાવી દેશો. મારા વીર શાસનમાં ચારિત્ર, સંવેગ, શમ અને સમતાનું જે અલૌકિક માહાત્મ્ય કહેવાય છે, તે માહાત્મ્યને તમે વગોવાવશો, એટલુંજ નહીં પણ મુનિત્વથી અને ગૃહસ્થપણાથી-ઉભયથી તમે ભ્રષ્ટ થશો. તમારા વચન ઉપર વિશ્વાસ રાખી શકાય તેમ નથી. મારા જાણવામાં આવ્યું છે કે, કેટલાએક મુનિઓ વાણી અને ક્રિયામાં એક હોતા નથી. આચારનું કથન કરનારા અને વિસ્તારથી તેનુંજ વિવેચન કરનારા મુનિઓ પોતેજ અનાચારી હોય છે. આવા મુનિઓના વચન ઊપર વિશ્વાસ કેમ રાખી શકાય? તોપણ હું આશા રાખું છું કે, તમે તેવી મલિનતાને દૂર કરી મારા ઉપદેશને અનુસરશો. અને મન, વાણી તથા ક્રિયાની એકતા સંપાદન કરવાને તત્પર થશો. જો તમે થોડો વખત શુદ્ધ નિષ્ઠાથી વર્ત્તશો તો હું પોતે ફરીવાર આવીને તમોને મારા દિવ્ય દર્શનનો લાભ આપીશ. જેઓ શુદ્ધ મુનિધર્મને અને ગૃહસ્થો શુદ્ધ ગૃહસ્થ ધર્મને અનુસરી વર્ત્તનારા છે, તેઓ તરફ મારી લાગણી છે અને તેમને હું વીરશાસનની ઉન્નતિ કરવામાં સહાયરૂપ માનું છું."

આટલું કહી મહાદેવી વિરામ પામ્યા,એટલે તે વરિષ્ટ મુનિએ નમ્રતાપૂર્વક નિવેદન કર્યું. " મહેશ્વરી ! આપના હૃદયમાં જે શંકા ઉત્પન્ન થઈ છે, તે અયોગ્ય છે. મેં મારા જે વિચારા પ્રગટ કરેલા છે, તે અંતરથી છે, બાહેરથી નથી. કદિ પૂર્વના સંસ્કારને લઈને મલિનતાથી મારૂં હૃદય આચ્છાદિત થયું હતું, પણ આપની દિવ્ય વાણીના પ્રભાવથી તે મલિનતા દૂર થઈ ગઈ છે. આપની દિવ્ય ગિરાના કિરણોએ અમારા અજ્ઞાનરૂપ અંધકારને દુર કરી દીધું છે. મહેશ્વરી ! જો આપને યોગ્ય લાગે તો દર્શનના લાભ આપો, નહીં તો આપના દર્શનની આશા ધરી અમો બેઠા છીએ. જ્યારે અમારામાં યોગ્યતા આવે ત્યારે પણ અમોને દર્શનથી કૃતાર્થ કરશો. આપના વચન ઉપર અમોને વિશ્વાસ છે. "

તે મુનિના આ વચનો સાંભળી મહાદેવી કાંઈ પણ બોલ્યાં નહીં. એટલે એક તરૂણ અને વિદ્વાન્ શ્રાવક આ પ્રમાણે બોલ્યો–" શાસનેશ્વરી ! આપે કૃપાવલ્લી પ્રસાર કરી અમોને ઉપદેશની શીતળ છાયા કરી છે તે ખાતે આપનો જેટલો આભાર માનીએ તેટલો થોડો છે. તેમાં ઉપદેશકના ધર્મો કે જે અમો ગૃહસ્થ શ્રાવકોને ઘણા ઉપયોગી અને જાણવા જેવા છે, તે બતાવી આપે અમોને મોટી ચેતવણી આપી છે. જેવી રીતે આપે અમોને ચેતવણી આપી છે, તેવી ચેતવણી બીજે સ્થળે પધારી સર્વ શ્રાવકોને આપવા કૃપા કરજો. કારણ કે આજ કાલના ઉપદેશક ગુરૂઓ ઘણાં સ્વાર્થી અને આડંબરી છે. તેઓ ઉપદેશની પદ્ધત્તીને જાણતા નથી. તેમ છતાં જાણતા હશે તો પણ તેઓ એ વાત ગોપવી પોતાની મરજી પ્રમાણે ઉપદેશ આપવા આગળ પડે છે. અમારે દિલગીરી સાથે કહેવું પડે છે કે, મુનિઓનો મોટો ભાગ વંચક અને ધૂર્ત્ત થઈ ગયો છે, તેમા ખાસ કરીને જેઓ પદવીધર અને માનધારી મુનિઓ હોય, તેઓ તેવી પ્રવૃત્તિ વિશેષપણે કરે છે. જે સામાન્ય અને નિરભિમાની મુનિઓ છે, તેઓનું વર્ત્તન ઘણે ભાગે સારૂં જોવામાં આવે છે. મહેશ્વરી ! આજ કાલના ઉપદેશક મુનિઓને માટે આપે જે વચનો કહેલા છે, તે સર્વ રીતે યોગ્ય છે. મોહનીય કર્મને વશ થયેલા મુનિઓ પોતાના ઉપદેશ ધર્મને તદ્દન ભુલી ગયા છે. આજ કાલ ઉત્પન્ન થયેલા નવીન સાક્ષરો તેમની એ પદ્ધતીને પસંદ કરતા નથી, પણ અજ્ઞાની વર્ગ વિશેષ હોવાથી તે સ્વતંત્ર સાધુઓ તેમની દરકાર કરતા નથી અને પોતાની ધુનમાં રહી યથેચ્છ રીતે પ્રવર્ત્તે છે. એવા ઉન્મત્ત મુનિઓ આપના શિવાય કદિ પણ વશ થઈ શકે તેમ નથી. આપે આ પ્રવાસનો આરંભ કર્યો છે, તે ભારત વર્ષની જૈન પ્રજાના ઉદયનું શુભ ચિન્હ છે. ભારતી જૈન પ્રજા પોતાના કર્ત્તવ્યને નહીં જાણવાથી અધમ સ્થિતિમા આવતી જાયછે. મુનિઓ અને ગૃહસ્થો પોતાના કર્ત્તવ્ય ધર્મને ભુલી જઈ ઉન્માર્ગે ચઢી ગયા છે. આવા

વિષમ સમયમાં આપે કૃપા કરી અવતાર સ્વીકાર્યો,તેથી જૈન પ્રજાને સોનેરી તક મળી છે. મહેશ્વરી ! આપનો વિજય થાઓ અને અમારા ગૃહસ્થોનો ઉદ્ધાર થાઓ."

આટલું કહી તે યુવક નીચે પ્રમાણે એક પદ્ય બોલ્યો:—

"परस्परद्वेषवतः पापाचारविहारिणः ।
यतिगृहस्थानुद्धर्तुं तत्परा स्तान्महेश्वरी" ॥ १ ॥

"પરસ્પર દ્વેષ વાળા અને પાપી આચારમાં વિહાર કરનારા મુનિ અને ગૃહસ્થોનો ઉદ્ધાર કરવાને મહેશ્વરી શાસનદેવી તત્પર થાઓ."

આ પદ્ય બોલી રહ્યા પછી મહાદેવી મધુર હાસ્ય કરતાં બોલ્યાં "ગૃહસ્થો ! તમે મારા ઉપદેશને સ્વીકારી તે પ્રમાણે વર્તવા તત્પર રહેજો. તમારા નવીન વિદ્યાના સંસ્કારોને પ્રાચીન ભાવના સાથે મેળવી તેમાંથી કોઇ અદ્ભુત પ્રકાર દર્શાવજો. તમારી કેળવણી અને વિદ્વત્તાનો લાભ તમારા ધર્મ બંધુઓને આપજો અને તન મન અને ધનથી ભગીરથ પ્રયત્ન કરી તમારા ધર્મ બંધુઓની સ્થિતિ સુધારજો. એમ કરવાથી તમે તમારા જીવનને કૃતાર્થ કરી ઉન્નતિમાં લાવી શકશો. તમારા જેવા આસ્તિક નવીન વિદ્વાનો વીરશાસનને દીપાવશે, એવો મને પૂર્ણ વિશ્વાસ છે. વીરશાસનના પ્રભાવિક દેવતાઓ તમારા ઉત્સાહને સતેજ કરો અને તમારા મનની શુભેષણાઓ સફળ થાઓ, એવી મારા અંતરની આશીષ છે."

મહાદેવી આટલું બોલી વિરામ પામ્યાં એટલે તે તરૂણ વિદ્વાનો અંજલિ જોડી એકી સાથે આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા.

"नमो नमो महादेव्यै कुर्वंत्यै शासनोन्नतिम् ।
कृपापूर्णहृदे विश्वोपकारव्रतसंभृते" ॥ १ ॥

"શાસનની ઉન્નતિ કરનારા, કૃપાથી પરિપૂર્ણ હૃદય વાળા અને વિશ્વોપકારનાં વ્રતને ધારણ કરનારા શાસન દેવીને નમસ્કાર હો." ૧

તેમની સ્તુતિ સાંભળી પ્રસન્ન થયેલાં શાસનદેવી નીચેનું પદ્ય બોલતાં બોલતાં અંતર્ધાન થઇ ગયાં.

" संघो विजयतां नित्यं सदाचारपवित्रितः ।
सर्वधर्ममहोत्कर्षं जयताद्वीरशासनम् " ॥ १ ॥

"મહાદેવી અદૃશ્ય થયા પછી તે સમાજ સાનંદાશ્ચર્ય થઇ પોત પોતાને સ્થાને ચાલ્યો ગયો અને તેમાં વિવિધ જાતની ચર્ચાઓ થવા લાગી."

## પ્રવાસ ૩ જો.

" मुनिवरधर्माराधनसामर्थ्यं धारयंति ये नैव ।
तैरेव गृहधर्मः पाल्य इहामुत्र सर्वशुभहेतुः " ॥ १ ॥

" જેઓ મુનિધર્મને આરાધન કરવાનું સામર્થ્ય ધરી શકતા નથી, તેમણે ગૃહસ્થ ધર્મજ પાળવો. જે ગૃહસ્થ ધર્મ આ લોક તથા પરલોકના કલ્યાણનો હેતુરૂપ છે." ૧

રાત્રિનો સમય હતો. જિનચૈત્યને અંગળા કરવાની તૈયારી હતી. દર્શન કરનારા ભાવિક ભકતોની ભીડ ઓછી થતી હતી. આ સમયે સંઘના આગેવાનો એકઠા થતા હતા. તે કૌતુક જોવાને માટે બીજા પ્રેક્ષકો પણ સખ્યાબંધ આવતા હતા. ચૈત્યના વિશાળ ચોકમાં લોકોની મેદિની ભરાતી હતી. પ્રમાદી શેઠીઆઓની રાહ જોવામાં આવતી હતી અને ઉતાવળીઆ શેઠીઆઓ આવી હાજર થયા હતા.

આ વખતે ત્યાં આવતા લોકો વિધ વિધ જાતની વાતો કરતા હતા. એક ઉત્સુક માણસે કૌતુકથી બીજાને પૂછ્યું, "કેમ ભાઇ! આજે શું ધાધલ થવાનું છે? સંઘનો મોટો સમાજ શામાટે એકઠો થાય છે?" તેણે ઇંતેજારીથી ઉત્તર આપ્યો. " ભાઇ હું તે વિષે કાંઇ પણ જાણતો નથી. મને તો હમણાંજ ખબર પડે છે કે, આજે સંઘ એકઠો થાય છે." પેલાએ આગ્રહથી કહ્યું; "કાંઇ પણ સાંભળ્યું હોય તો કહો."ભાઇ! હું ખરી વાત કહું છું. મેં માત્ર રસ્તામાં આવતાં એટલું સાંભળ્યું છે કે, "સંઘની અંદર સાધુઓ તરફથી અખેડા થાય છે, તેથી તેવા સાધુઓને ઉપાશ્રયમાં ઉતરવા દેવા નહીં, " એવો ઠરાવ કરવાને સંઘ મળે છે. " વળી આજ કાલ તીર્થની અંદર કેટલીએક ગેરવ્યવસ્થા ચાલે છે, તેનો હીસાબ બરાબર પ્રગટ કરવામાં આવતો નથી, માટે તે વિષે લખાણ કરવું'. એવો ઠરાવ કરવા સંઘ ઇચ્છા

શખે છે." તેણે સાંભળેલી વાત ખુલ્લેખુલ્લી કહી બતાવી. આ વખતે એક સત્યવાદિ શ્રાવક બોલી ઉઠયો. "ભાઈ! મારા સાંભળવામાં આવ્યું છે કે, "જૈન કોમમાં કેટલાએક હાનિકારક રીવાજો દાખલ થઈ ગયા છે, તે દૂર કરવાના ઠરાવો કરવા માટે આજે સંઘ એકઠો થાય છે." "તમે બધા સાંભળેલી વાત કહો છો, પણ ચોક્કસ રીતે મારા જાણવામાં આવ્યું છે કે, આવતા ચોમાસામાં બીજા સંઘેડાના કોઈ મોટા સાધુ ચાતુર્માસ્ય કરવા આવે છે અને અહીંના સ્થાનિક સાધુઓને તે વાત રૂચિકર નથી, તેથી તેમને અટકાવવા માટે પત્ર લખવાનો ઠરાવ કરવા સંઘ એકત્ર થયો છે." એક જણ બોલી ઉઠયો કે, "મેં એવી પણ વાત સાંભળી છે કે, આપણા સંઘના આગેવાન ગૃહસ્થ દેવચંદ શેઠના દીકરાને દીક્ષા આપવાને માટે લુબ્ધ વિજય મુનિએ નસાડી મુકેલ છે, તેને માટે વિચાર કરવાને સંઘ એકઠો થાય છે." "તમારા બધાની કલ્પનાઓ ખરી છે, અને જ્યાં પંચ ત્યાં પરમેશ્વર ? એ કહેવત પ્રમાણે લોક વાર્ત્તામાં ઘણે ભાગે સત્યતા રહેલી હોય છે. જે જે બાબત તમે બધાએ જણાવી તે બધી બાબતનો નિર્ણય કરવાને માટેજ સંઘ એકઠો થાય છે, એ ચોક્કસ મારા જાણવામાં છે." એક પ્રૌઢ વયના પુરૂષે નિશ્ચયથી જણાવ્યું.

આ પ્રમાણે લોક ચર્ચા થતી હતી અને સંઘના આગેવાનો એક પછી એક ચૈત્યના ચોકમાં આવતા હતા. ક્ષણવારમાં ઘણાં શેઠીઆઓ એકઠા થઈ ગયા. હવે માત્ર એક બે શેઠીઆ બાકી રહ્યા હતા. આ સમયે એક સંઘના સેવકે આવી જણાવ્યું કે, "દેવચંદ શેઠે કહ્યું છે કે, મારાથી આવી શકાશે નહીં." આ શબ્દો સાંભળતાંજ બીજા શેઠીઆઓ બોલી ઉઠયા કે, "તેમના શિવાય ચાલશે નહીં, આજે સંઘમાં ઘણી ચોક્કસ વાત કરવાની છે, માટે ફરીવાર તેમને તેડવા મોકલો." તેવામાં સંઘના બીજા સેવકે ઉંચે સ્વરે જણાવ્યું કે, "માનચંદ શેઠે કહ્યું છે કે, તેમની તબીયત સારી નથી, માટે તેઓ આવી શકશે નહીં." આ સાંભળતાંજ કેટલાએક શેઠીઆઓ બોલી ઉઠયા કે, ત્યારે હવે સંઘ એકઠો કરવાનું શું કામ છે ? જ્યારે દેવચંદ શેઠ અને માનચંદ શેઠ ન આવે તો પછી સંઘનું કામ થવાનું નથી. અમે પણ પાછા ઘેર ચાલ્યા જઈશું." એક ઉતાવળા સ્વભાવના શેઠ બોલી ઉઠયા. "માનચંદ શેઠને પણ તેડવા ફરીવાર મોકલો અને જણાવો કે, જો તેઓ અહીં સંઘમાં નહીં આવે, તો સંઘ વીખરાઈ જશે અને ખરી વાતનો નિર્ણય નહીં થઈ શકે." આ પ્રમાણે કહી તે બંને સંઘના શેઠીઆઓને બોલાવવાને પુનઃ સંઘના સેવકોને મોકલવામાં આવ્યા. ક્ષણવારે દેવચંદ શેઠ અને માનચંદ શેઠ બંને ચૈત્યના ચોકમાં આવી ચડયા. બધાઓ તેમને સંભ્રમથી બોલાવવા લાગ્યા અને સંઘ હવે પરિપૂર્ણતાથી ભરાયો. આ વખતે મહેશ્વરી શાસનદેવી તેજ નગરમાં આવી ચડયા, નગર ઘણું

રમણીય અને વિસ્તીર્ણ હતું. જૈન પ્રજાનો મોટો ભાગ તેમાં વસતો હતો, રસ્તાઓ અને ચૌટાની શોભાથી તે ઘણું મનોહર લાગતું હતું મહાદેવી તે નગરની રમણીયતાનું અવલોકન કરતાં ફરવા લાગ્યા, ત્યાં આવેલા ઉપાશ્રયો અને ધર્મ શાળાઓ તેમણે પ્રવેશ કરીને વિલોક્યા. કેટલાએક શ્રાવક ગૃહસ્થોની હવેલીઓમાં દાખલ થઇ તેમના કુટુંબિઓની ચેષ્ટાઓ જોઇ અને તેમના વર્તનો તપાસ્યા. કેટલાએક જૈનકુટુંબોની સ્થિતિ જોઇ તેઓ ખેદાતુર બની ગયા અને કોઇ કોઇ કુટુંબને જોઇ તેમને સંતોષ પણ પ્રાપ્ત થયો. કોઈ કુટુંબમાં પિતા અને પુત્રની વચ્ચે, સાસૂ અને વહુની વચ્ચે, તેમજ પતિ અને પત્નીની વચ્ચે કલહ થતાં જોવામાં આવ્યા. કોઈ કોઇ ઘરમાં તો અજ્ઞાન શ્રાવિકાઓના તોફાનો જોઇ તેઓ ઘણુંજ નારાજ થતા હતા. કોઈ ઠેકાણે છોકરાઓ અને છોકરીઓના નઠારા વર્તનો, પરસ્પર અયોગ્ય આચરણો અને કજીયા કંકાશ તેમના જોવામાં આવ્યા, કોઇ કુટુંબમાં બાળક પતિ અને પ્રૌઢ વયની પત્નીના કજોડાં અને કેળવણીનો અભાવ તેમના વિલોકવામાં આવ્યો. ઘણાં કુટુંબોમાં બાળલગ્ન રૂપ પ્રચંડ રાક્ષસે વર્ત્તાવેલો કેર જોઇ તેઓનું હૃદય અતિશય ખિન્ન થતું હતું.

આ પ્રમાણે શ્રાવક કુટુંબોની દુઃસ્થિતિ જોતાં જોતાં મહાદેવી એક વિશાળ શેરીમાં આવી ચડયા. તે શેરીમાં કેટલાએક લોકો મિષ્ટાન્ન જમીને ચાલ્યા જતા હતા. તે વખતે લોકોના મુખમાંથી આ પ્રમાણે વાર્ત્તાલાપ થતો હતો. " આજે જમવાની ઘણી મજા પડી. કેવળશાએ પોતાના દીકરાની વહુનો સારો દહાડો કર્યો. દહાડામાં તેણે ઉલટથી સારો પૈસો વાપર્યો. રસોઇ ઘણી સ્વાદિષ્ટ બનાવી હતી. તેણે પોતાની માના દહાડામાં આવી ઉદારતા રાખી ન હતી. " એક પુરૂષે વખાણ કરતાં જણાવ્યું. " અરે ભાઇ ! એટલા બધા શા વખાણ કરો છો ? તેનાં કરતાં ગિરધરશાને વધારે ધન્યવાદ ઘટે છે. તેણે પોતાની નાની ઉમ્મરના દીકરાનો કેવો સરસ દહાડો કર્યો હતો ? નાની વયના માણસનો દહાડો ખાવાને મોટી વયના માણસો આવી શકતા નથી, તોપણ તે શેઠે સોગન આપીને ઘણાં મોટી વયના માણસોને બોલાવ્યા હતા. અને રસોઇ ઘણી મધુર બનાવી હતી. " બીજાએ ઉત્સાહથી જણાવ્યું. " અરે ભાઇ ! એના કરતાં નરોત્તમ શેઠને વધારે ધન્યવાદ ઘટે છે. એક તરફ રડાકૂટ થતી હતી, તોપણ તેણે લોકોને આગ્રહ કરી, જમવા બેસાર્યાં હતાં. ઘરમાં બાળ વધૂ વિધવા થઇને બેઠી, તોપણ તેણે ઘણાં ઉત્સાહથી દીકરાનો દહાડો ઉજવ્યો હતો. " ત્રીજાએ આક્ષેપ કરીને કહ્યું.

મહાદેવી શાસનેશ્વરી આવી લોકવાર્ત્તા સાંભળી અતિશય ખેદાતુર બની ગયા હતા. પોતાની જૈન પ્રજામાં ચાલતા આવા નઠારા રીવાજ તરફ તેમને ભારે તિરસ્કાર

છુટયો હતો. પવિત્ર સમ્યક્ત્વને ધારણ કરવાને યોગ્ય એવી જૈન પ્રજા મિથ્યાત્વી બની ગયેલી જોઈ તેઓ પોતાના હૃદયમાં વિવિધ જાતના વિચારો કરવા લાગ્યા. તે મહાશયાએ પોતાના હૃદયમાં વિચાર્યું કે, "અહા ! કેવો વિપરીત સમય આવી ગયો છે. પવિત્ર અને સર્વોત્તમ ધર્મને માનનારી જૈન પ્રજા કેવી અધમ સ્થિતિમાં આવી ગઇ છે ? નઠારા રીવાજોએ જૈન પ્રજામાં કેવી પાયમાલી કરી છે ? જૈન કોમમાં મિથ્યાત્વની મલિનતા એટલી બધી છવાઇ ગઇ છે કે, જેથી જૈન પ્રજાનું શુદ્ધ સ્વરૂપ ઢંકાઇ ગયું છે. દરેક જૈન કુટુંબ વિવિધ પ્રકારની વિડંબના ભોગવે છે. સર્વોત્કૃષ્ટ ગણાતો શ્રાવક-સંસાર હીન દશામાં આવી પડયો છે. અરે વીર પરમાત્મા, તમારા શાસન ઉપર જુલમ થવા માંડયો છે. અમે તમારા શાસનના દેવતાઓ પણ વિભ્રમમાં પડી ગયા છીએ. અમારા હૃદયમાં ઉત્તમ પ્રકારની પ્રેરણા અને અમોને જૈન પ્રજાનો ઉદ્ધાર કરવાનું સામર્થ્ય આપો." આટલું કહી તે શાસન દેવી આ પ્રમાણે એક સુભાષિત બોલ્યા હતા.

संघः पंचमकालेन पीडयते हा विडंब्यते ।
तं हि रक्षितुकामाहं वीर शासन रक्षिका ॥ १ ॥

અરે ! પંચમકાળ સંઘને પીડે છે, અને વિડંબના પમાડે છે. વીરશાસનની રક્ષા કરવાની ને તે સંઘનું રક્ષણ કરવાની હું ઇચ્છાવાળી છું. ૧

આ સુભાષિત બોલતાં બોલતાં તેમના નેત્રોમાંથી અશ્રુપાત થવા લાગ્યો. પછી તેઓ ત્યાંથી સખેદ પાછા ફરી જે ઠેકાણે સંઘ એકઠો થયો હતો. તે ચૈત્યના ચોકમાં આવી ચડયા. પોતે અંતરીક્ષમાં રહી અદૃશ્ય રૂપે હવે સંઘની ચેષ્ટાઓ કુતુહળથી જોવા લાગ્યા. સંઘનો સમાજ શાંત થઇ બેઠો હતો. મધ્યભાગે મોટી પાઘડીઓને ધારણ કરનારા શેઠીઆઓ અને આસપાસ કૌતુક જોવા આવેલા પ્રેક્ષકો ગોઠવાએલા હતા. સંઘના સમાજને વિલોકતાંજ મહાદેવીને નીચેનું પદ્ય સ્મરણમાં આવી ગયું.

यथा चक्री विश्वराज्ये यथा सम्राट् स्वमंडले ।
तथा संघः समर्थोहि मर्यादापालको भवेत् ॥ १ ॥

જેમ ચક્રવર્ત્તી રાજા આખા વિશ્વના રાજ્ય ઉપર અને સમ્રાટ-રાજા પોતાના દેશના મંડળ ઉપર મર્યાદા પાળવાને સમર્થ છે, તેમ સંઘ, જૈન પ્રજાના ધર્મની મર્યાદા પાળવાને સમર્થ છે. ૧

આ પદ્ય બોલ્યા પછી મહાદેવી અંતરીક્ષમાં ઉભા રહ્યા. તે વખતે નીચે પ્રમાણે ચર્ચા શરૂ થઇ. એક આગેવાન શેઠીઆએ ઉંચે સ્વરે જણાવ્યું. "ભાઇઓ, આજે

આપણે એકઠા મળીને ઘણાં કામ કરવાનાં છે. તેમાં પેહેલું કામ એ છે કે, આજ-કાલ કેટલાએક મોટા સાધુઓ સંઘમાં બખેડા બહુ કરે છે. એક બીજા મુનિઓની ઈર્ષ્યા આપણ ગૃહસ્થો ઊપર ઊતારી આપણામાં કુસંપ કરાવે છે, તો તે વિષે આપણે કાંઈ બંધોબસ્ત કરવો જોઈએ. જો સાધુઓ ગૃહસ્થોની જેમ પટલાઈ કરવા લાગે અને ગૃહસ્થોના વ્યવહારમાં પડે, તો પછી તેઓ સાધુ શેના ? તેવા સાધુઓને માટે તો સંઘે અંકુશ રાખવો જોઈએ. કેટલાએક કહેવાતા આચાર્યો જાણે વિશ્વના સંઘના ધણી હોય, તેમ જેને તેને સંઘની બાહેર મુકાવે છે, એટલુંજ નહીં પણ તેઓ કેટ-ટલાએક અલ્પમતિ શ્રાવક ગૃહસ્થોને પોતાના રાગી બનાવી, તેમના દ્વારા સંઘમાં પરસ્પર દ્વેષ ઉત્પન્ન કરાવે છે. કેટલાએક તો પોતાની અયોગ્યતા છતાં પ્રાપ્ત કરેલી પદવીના ગર્વથી બીજા સંઘેડાના અને જો પોતાને અનુકૂળ રીતે ન ચાલે તો પોતાના સંઘેડાના પણ સાધુઓની બેહદ નિંદા કરે છે. અને નિંદા ભરેલા લેખો છપાવાની પ્રેરણા કરે છે. તેવા સાધુઓ તરફ સંઘે સખ્ત પગલા ભરવા જોઈએ. જો તીર્થરૂપ સંઘ પોતાની અમોઘ શક્તિનો ઊપયોગ નહીં કરે, તો અલ્પ સમયમા અનાચારી અને ઊચ્છૃંખલ બનેલા મુનિઓ વીરશાસનની નિંદા કરાવશે અને સર્વ આર્ય-ધર્મોની અંદર ઊત્કૃષ્ટ ગણાતું જૈનોનું ગુરૂપદ સર્વ પ્રકારની નિંદાનું પાત્ર બની જશે; તેથી આજે એકત્ર થયેલા સંઘે એ વાત ધ્યાનમાં લેવાની છે. અને સંઘના આગેવાનોએ તે વાતને પ્રધાન ગણી, તેનો દીર્ઘ વિચાર કરવાનો છે." આટલું કહી તે શેઠ આ પ્રમાણે એક શ્લોક બોલ્યા હતા—

कुस्वामिको ह्यमर्याद: पक्षकृद् गत गौरव:॥
संघो विछिद्यते लोके यथा राज्य मराजकम् ॥ १ ॥

જેના સ્વામી (આગેવાનો) નઠારા હોય, જેની મર્યાદા રહી ન હોય, પક્ષપાત થતો હોય, અને તેથી જેનું ગૌરવ ઘટી ગયુ હોય તેવો સંઘ રાજા વગરના રાજ્યની જેમ વિચ્છિન્ન થઈ જાય છે. ૧

તે પછી તેણે જણાવ્યું કે "હું કાંઇ વિદ્વાન્ નથી પણ કોઈ મુનિ મહારાજાની પ્રસાદી રૂપે આ શ્લોક મને પ્રાપ્ત થયો છે. તેની અંદર કાંઇ અશુદ્ધિનો દોષ હોય, તો મને ક્ષમા આપશો."

આટલું કહી તે શેઠ વિરામ પામ્યા. પછી સંઘના આગેવાનોએ પરસ્પર મશ-લત કરવા માંડી. કેટલાએક ત્યાંથી ઉઠીને એકાંતે ગયા અને કેટલાએક ત્યાં બેશીનેજ વિચાર કરવા લાગ્યા. ઘણીવાર સુધી તેની મશલત ચાલી પણ છેવટે

ઐકમત્ય થયું નહીં. પછી સર્વ એકત્ર મળી પોતપોતાને આસને બેઠા. એટલે તેઓમાંથી એક શેઠ બોલી ઉઠયા. "ભાઇઓ, શો વિચાર કર્યો? તે સર્વની વચ્ચે કહી સંભળાવો."

તે વખતે એક બે શેઠીઆ બોલ્યા કે, "સાધુની બાબતમાં આપણાથી પડી શકાશે નહીં; કારણ કે, તેમ કરવાથી ઉલટો વધારે કલહ ઉત્પન્ન થશે. મુનિઓના સ્વભાવ વિચિત્ર જાતના હોય છે, તેમજ કેટલાએક શેઠીઆઓ રાગને લઇને પોતપોતાના માનેતા મુનિઓનો પક્ષ ખેંચે છે, એટલે આપણાથી કાંઇ પણ નિર્ણય થઇ શકશે નહીં."

તે શેઠીઆના આ શબ્દો સાંભળી, તેનો નિર્ણય કરવાના આગ્રહવાળા એક શેઠે જણાવ્યું કે, " જો એમ પક્ષાપક્ષી કરી તે બાબતનો નિર્ણય નહીં થાય તો સંઘની એકતા રહેશે નહીં. કેટલાએક ઉચ્છૃંખલ બનેલા મુનિઓનો બહુ ત્રાસ છે. ઘણાં ગામોના સંઘો તેવા મુનિઓથી કંટાળી ગયા છે. જો તેને માટે ચાંપતા ઉપાયો નહીં લેવામાં આવે તો શાસનની મહાનિંદા થશે; અને અન્ય મતિઓમાં વીરશાસન પૂરેપૂરૂં વગોવાશે."

તે શેઠના આ વચનો સર્વે સાંભળી રહ્યા, ક્ષણવાર સુધી કોઇપણ બોલ્યું નહીં. સર્વત્ર શાંતિ પ્રસરી રહી. સર્વે એક બીજાના મુખ સામે જોવા લાગ્યા. થોડીવારે એક ગૃહસ્થે ઊંચે સ્વરે જણાવ્યું કે. " સાધુઓને માટે અવશ્ય ઠરાવ કરવો જોઇએ. જો સંઘ તે વિષે વિચાર કરશે નહીં તો પછી તેમાથી નઠારૂ પરિણામ આવશે. મોટા સાધુઓનું અપમાન થશે. જો તે વખતે કોઇ સાધુનો પક્ષ કરવા આવશે. તો મારામારી થશે. અને સંઘની આગળ ચુકવવા યોગ્ય ન્યાય રાજ્યાસન આગળ ચુકવાશે."

તે ગૃહસ્થના આવા વચન સાંભળી, એક આકળા સ્વભાવનો અને અમુક સાધુનો રાગી શેઠીઓ નેત્રના ડોળા બહાર કાઢી બોલી ઉઠયો. " અમારાથી સાધુઓની વાતમા પડાશે નહીં. સાધુઓની આગળ કાંઇ પણ તેમની વિરૂદ્ધ કહેવું, એ અમોને યોગ્ય લાગતું નથી. મુનિઓ આપણાં ગુરૂ છે. કોઇપણ રીતે તેમનું અપમાન ન થવું જોઇએ. જો મુનિવર્ગ નાખુશ થાય, તો પછી આપણાં બારજ વાગી જાય. " આટલું બોલી તે ગૃહસ્થ વિરામ પામ્યો, એટલે બીજા કેટલાએક તેના અનુમોદનમાં બોલવા લાગ્યા. તે પછી કેટલાએક તેની સામે-વિરૂદ્ધ બોલવા લાગ્યા અને સંઘ સમાજમાં મહાન્ કોળાહળ થઇ રહ્યો.

ઘણીવાર સુધી કોળાહળ ચાલ્યા પછી કેટલાએક સુજ્ઞ પુરૂષોએ અનેક જાતની સમજૂતી આપી, તે કોલાહળને શાંત કરી દીધો. અને તે વખતે સર્વાનુમતે ઠરાવ

કરવામાં આવ્યો કે, " આ વિષે બીજે પ્રસંગે વિચાર કરવા એકઠા થવું. " આથી ઉશ્કેરાએલા કેટલાએક લોકોના મન શાંત થઈ ગયા.

સાધુઓના વિષયની વાર્ત્તા બંધ રાખ્યા પછી તીર્થની ગેર વ્યવસ્થાને માટે અને તેનો હીસાબ પ્રગટ કરવા માટે વિચાર કરવાનો પ્રસંગ ઉપાડવામાં આવ્યો. તે વિષયને ઘણાંઓ તરફથી અનુમોદન મળ્યું. આથી છેવટ નિશ્ચય થયો કે, " તેને માટે એક લિખિત ઠરાવ કરી તીર્થના વ્યવસ્થાપકો તરફ મોકલવો અને તેનો જવાબ આવ્યા પછી તે વિષે આગળ વિચાર ચલાવવો. " આ ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો હતો. તે પછી જૈન કોમમાં પ્રસરતા હાનિકારક રીવાજોનો અટકાવ કરવાના વિચારનો આરંભ કરવામાં આવ્યો. જ્યારે દહાડા બંધ કરવાની વાત આવી એટલે એક દુરાગ્રહી શેઠે ઉંચે સ્વરે જણાવ્યું. " ભાઈઓ ! દહાડાનો રીવાજ અનાદિ કાળથી ચાલ્યો આવે છે. તે આપણાથી તદ્દન બંધ થઈ શકશે નહીં. વળી તે રીવાજ નઠારો નથી; કારણકે, લોકોને તેમાં જમણવારનો લાભ મળે છે. જો તે રીવાજ નાબુદ કરશો, તો લોકોના મન દુભાશે અને કેટલાએક આપણી સામા પણ થશે. માટે એ રીવાજને બંધ કરવો યોગ્ય નથી. " તે શેઠના આ વચનો સાંભળી, એક ગૃહસ્થ તેની વિરૂદ્ધ બોલી ઉઠયો. " અરે શેઠ ! જરા વિચાર કરો. દહાડાએ તો આપણી કોમનો દાટ વાળી નાંખ્યો છે. એ રીવાજ મિથ્યાત્વીઓનો છે. અને તેનાથી આપણે જૈનો કલંકિત થઈ ગયા છીએ. એ કુરીવાજ ઘણોજ લજ્જા ઉપજાવે તેવો છે. મરણ પાછળ મિષ્ટાન્ન જમવું, એ કેવી નિર્દયતા કહેવાય છે ? શોકને વખતે માંગલ્ય કાર્ય કદિપણ સુશોભિત લાગે નહીં. મરણ વખતે મિષ્ટાન્ન ભોજન વિપરીતતા નેજ દર્શાવનારૂં છે. તેને માટે એક ગુર્જર કવિ આ પ્રમાણે લખે છે—

## વસંતતિલકા.

જુવો અરે વિષમ હિંદુતણાં રીવાજો, ધિક્કારવા ઉચિત તે બગડેલ કાજો;
મિષ્ટાન્ન ભોજન જમે મરણે મળીને, રાખે ન લાજ હૃદયે સુખમાં હળીને.
જ્યાં એક કોર સુહૃદો દુઃખથી રૂવે છે, અશ્રુથકી નયનને વિધવા ધુવે છે;
ત્યાં તે ક્ષણે વિવિધ ભોજનને જમે છે, કલ્લોલ આપ કરતા રસમાં રમેછે.

ગૃહસ્થો, આ કવિતા ઉપરથી આપના જાણવામાં આવ્યું હશે કે, મરણ પાછળ દાહાડા કરવો, એ ધર્મ અને વ્યવહાર વિરૂદ્ધ છે. માટે સંઘે તે કુરીવાજને અટકાવવો જોઈએ." તે ગૃહસ્થના આ વચનને બીજા કેટલાએક તરફથી વિશેષ અનુમોદન મળ્યું હતું. આથી સંઘના આગેવાનોના હૃદયમાં એ વાત યોગ્ય લાગવાથી તે રીવાજને નાબુદ કરવાનો અનિશ્ચિત વિચાર કરવામાં આવ્યો હતો.

તે પછી રડવાકુટવાના, બાળ લગ્ન કરવાના, ફટાણા ગાવાના અને કન્યાવિક્રય કરવાના કુચાલને દુર કરવા માટે વિચારો કરવામાં આવ્યા હતા, પણ કેટલાએક દુરાગ્રહી લોકોના આગ્રહથી અને અજ્ઞાની લોકોની અજ્ઞાનતાથી તે વિષે કાંઇ પણ ચોક્કસ પ્રતિબંધ થઇ શક્યો નહોતો, અને સંઘમાં તેના માટે મોટો ઘોંઘાટ થઇ રહ્યો હતો.

આ દેખાવ જોઇ અંતરીક્ષમા રહેલા મહેશ્વરી પોતાના મનમાં કહેવા લાગ્યા "અહા ! જૈન સંઘની કેવી નઠારી સ્થિતિ છે ? જે રીવાજોએ તેમની મોટામાં મોટી પાયમાલી કરી છે અને તેમના સદાચાર અને ધર્મ લુંટી લીધા છે, તે છતાં હજુ કેટલાએક તેવા રીવાજોને વળગી રહેવા તત્પર થાયછે. અહા ? મારા ગ્રહસ્થ શ્રાવકોની બુદ્ધિમાં મોટો વિભ્રમ થઇ ગયોછે. તેમની મનોવૃત્તિ મલીનતાથી આવૃત થઇ ગઇછે. તેમનાં હૃદયને કુવિચારોએ સજ્જડ આક્રાંત કરેલું છે અને તેમના નિર્મળ સમ્યકત્વ ઊપર અજ્ઞાનતાનો પડદો પડી ગયો છે. અરે પંચમકાળ, તેં મારી શુદ્ધ જૈન પ્રજા ઉપર તારો વીકરાળ પંજો પ્રસાર્યો છે. અરે અધમ રાક્ષસ, તું હવે દુર જા, અથવા જો મારી પ્રજામાં ધર્માભિમાન હોય, તેમને તેમના શુદ્ધ સ્વરૂપનું ભાન હોય તો પછી તું શું કરવાનો હતો ? અરે અધમ, તેમાં તારો દોષ નથી, મારી મુર્ખ જૈન પ્રજાનોજ દોષછે. જે કાર્યો કરવાને અને વિવિધ જાતના ઉપાયો લેવાને પોતે સમર્થ છે, પોતાનું શ્રેય કરવાની બાજી પોતાના હાથમાં છે. તે છતાં તેઓ પોતાની મેળેજ દુઃખ વ્હોરી લેછે. પોતાને હાથેજ પોતાની પાયમાલી કરવા ઊભા થાયછે. તેમા બીજા કોનો દોષ કાઢવો ? ખરેખર મારી જૈન પ્રજાજ મુર્ખ અને અવિચારી છે." આટલું કહી મહાદેવી નીચે પ્રમાણે એક સુભાષિત બોલ્યા હતા.

> कुरुढया संप्रवृत्तानां नित्यसाहसकारिणाम् ।
> अविचार प्रधानानां जवेत् हानिः पदे पदे ॥ १ ॥

નઠારી રૂઢિએ ચાલનારા, હંમેશાં સાહસ કામ કરનારા અને અવિચારને મુખ્ય માનનારા માણસોને પગલે પગલે હાની થાય છે. ૧

આ સુભાષિત બોલ્યા પછી, મહેશ્વરી, શાંત થઇ તે સંઘની ચેષ્ટાઓ જોવા લાગ્યા. ક્ષણવાર પછી એક ગૃહસ્થે ઊંચે સ્વરે જણાવ્યું કે, " આપણા ગામમાં કેટલાએક વિદ્વાન્ સાધુઓ આવી શકતા નથી અને આપણને તેમના ઉપદેશનો લાભ મળી શકતો નથી, માટે તે વિષે કાંઇપણ બંધોબસ્ત કરવો જોઇએ. " તે શેઠના

આ વચનો સાંભળી, કોઇ પણ શેઠીઓ બોલી શકયો નહી. કારણકે, તે વખતે જે સાધુઓ તે ગામમાં હાજર હતા, તેઓ બીજાને આવવા દેવામાં નારાજ હતા; આથી તેમના ભયથી કોઇ પણ તે વખતે બોલી શકયું નહીં. જ્યારે ઘણીવાર સુધી મૌનની શાંતિ રહી એટલે એક બીજા ગૃહસ્થે આવેશથી જણાવ્યું " જેને માટે આપણા આ માનવંતા શેઠે કહેલું છે, તે વિષે કાંઇ પણ ઠરાવ થવાની જરૂર છે. જ્યારે આવી ખરી બાબતમાં મૌન ધરી બેસી રહેશો તો પછી તેનો નિર્ણય શી રીતે થઇ શકશે ? વળી આપણાં ગામની પણ એવી ઇચ્છા છે કે, દર વર્ષે એના એ સાધુઓ જે ચાતુર્માસ્ય કરે છે, તે અયોગ્ય છે. તેમના અતિ પરિચયથી તેઓનું ચારિત્ર દૂષિત થાય છે. વળી બીજા વિદ્વાન્ સાધુઓ તેમને લઇને અહિં આવી શકતા નથી. એટલે આપણા સંઘને પવિત્ર અને મહા વિદ્વાન્ ગુરૂઓના ઉપદેશનો અને દર્શનનો લાભ મળી શકતો નથી. તેથી તે વિષે કાંઇ નિયમ બાંધવાની જરૂર છે. જો તેનો કાંઇ પણ નિયમ બાંધવામાં નહિ આવે તો પછી સંઘના લોકોની લાગણી દુઃખાશે. "

સર્વે આ શબ્દો સાંભળી રહ્યા. કોઇ એક પણ શબ્દ બોલી શકયું નહિં. ક્ષણ વાર પછી એક બે શેઠીઆએ વિચાર કરી જણાવ્યું કે, " હાલ તેને માટે કાંઇ પણ થઇ શકશે નહીં. બીજે પ્રસંગે તે વિષે વિચાર કરવામાં આવશે. "

આ વખતે ઘણાં લોકો ઉશ્કેરાઇ ગયા. પણ તેઓને અગ્રેસરોએ સમજાવી શાંત પાડી દીધા.

ક્ષણવાર પછી સંઘના આગેવાન ગૃહસ્થો માંહેલા એક શેઠ દેવચંદે ઉંચે સ્વરે જણાવ્યું કે, " આપ સર્વ શેઠીઆઓને ખબર છે કે, મુનિ લુબ્ધવિજયજીએ મારા વિવાહિત પુત્રને દિક્ષા આપવાને માટે નસાડી મુકયો છે અને તેને કોઇ એવે સ્થળે છુપાવ્યો છે કે, તેનો પત્તો લાગી શકતો નથી. આ કામ ઘણુંજ વિપરીત થયું છે. મેં વિનયથી પ્રાર્થના કરી, મહારાજને ઘણીવાર કહ્યુ છે, તે છતાં તેઓ પોતે ઇનકાર જાય છે. મૃષાદનો ત્યાગ કરનારા મુનિ પોતે મૃષાવાદ બોલે છે. હવે આ વિષે સંઘે વિચાર કરી મને મદદ કરવી જોઈએ. મુનિ લુબ્ધવિજયને સમજાવવા જોઇએ. જો સંઘ તે મુનિથી ભય પામી મને મદદ નહીં કરે તો પછી મારે રાજકીય ઇલાજ લેવા પડશે. તેમ કરવાથી પછી આપ સર્વના મન દુભાશે. કારણ કે, રાજકીય ઇલાજમાં આપણા ગુરૂની પૂરેપૂરી ફજેતી થશે, અને ન્યાયાસન આગળ આપણા મુનિઓ દોરાશે. આમ કરવું, એ મને ઉચિત લાગતું નથી. હું જૈન સંઘનો આગેવાન ગણાઉં તેવું અનુચિત કામ કરૂં, એમાં સંઘની અને મારી પ્રતિષ્ઠા ન કહેવાય, આ

વિષેતો સંઘે પોતાને વિચાર કરવો જોઇએ." આટલું કહી દેવચંદ શેઠ વિરામ પામ્યા; પછી સંઘના સર્વ આગેવાનો વિચારમાં પડી ગયા હતા. ક્ષણવાર પછી દેવચંદ શેઠની શરમને લઈને કેટલાએક શેઠીઆઓ વિચાર કરવા જુદા પડયા અને ઘણી વાર સુધી તે વિષે લાંબી મશલત ચલાવી. છેવટે એ ચાર આગેવાનોએ દેવચંદ શેઠને દીલાશો આપવા કહ્યું. "શેઠજી, આપને માટે સંઘે એવો વિચાર કર્યો છે કે મુનિ લુબ્ધવિજયને સર્વ સંઘે જઇ પ્રથમ વિનંતિ કરવી અને જો તેઓ સંઘની વિનંતિ ઉપર ધ્યાન નહીં આપે અથવા કોઇ જાતની મિથ્યા યુક્તિ કરી, પોતે છટકી જવાનું બતાવે તો પછી સંઘે તેમને ચોખ્ખા અક્ષરોથી જણાવી દેવું."

શેઠીઆઓના આ વચનો સાંભળી દેવચંદ શેઠના મનમાં જરા આશ્વાસન મળ્યું, તોપણ તેમણે જણાવ્યું કે, "હું ધારૂં છું કે, મહારાજ લુબ્ધવિજય એટલા બધા યુક્તિબાજ છે કે, તેઓ સંઘને એમજ કહેશેકે, "હું દેવચંદ શેઠના છોકરાને માટે કાંઇ પણ જાણતો નથી." મને પૂરેપૂરો અનુભવ છે કે, તેઓ સાધુ થયા છે, છતાં મૃષાવાદથી જરાપણ ડરતા નથી." દેવચંદ શેઠના આ વચન સાંભળી, એક શેઠીઆએ જણાવ્યું કે, "દેવચંદભાઈ, તમે કાંઇ પણ તે વિષે ફીકર રાખશો નહીં. અમે મહારાજને બરાબર ચકાશી જોઇશું. તેમની યુક્તિ અમારી આગળ ચાલી શકશે નહીં. વીશા વણિકને વેચનાર કોણ છે ?" "તમે જેમ વીશા વણિક છો, તેમ મહારાજ લુબ્ધવિજય પણ વિશા વણિકમાંથીજ સાધુ થયા છે. તેઓ તમારાથી છેતરાય તેમ નથી. તમારે તેમની આગળ ઘણી સંભાળથી વર્ત્તવાનું છે." દેવચંદ શેઠે જરા હસતા હસતા કહી દીધું. તે પછી દેવચંદ શેઠે વિસ્તારથી તે વિષે કેટલુંએક ભાષણ કર્યું હતું અને તેમાં વર્ત્તમાન કાળના કેટલાએક સાધુઓના વર્ત્તનની ટીકા કરી હતી.

આ વખતે અંતરીક્ષમાં રહેલા મહેશ્વરી શાસનદેવી ઘણાંજ ખેદાતુર થયા હતા. વીર શાસનના પવિત્ર ગુરૂઓની આવી અનુચિત પ્રવૃત્તિ જાણી તેઓ અતિશય સંતપ્ત થયા હતા. તેજ વખતે તેઓ આ પ્રમાણે નિઃશ્વાસ નાંખીને એક પદ્ય બોલ્યા હતા—

"गतिर्विचित्रा कालस्य यया विश्वं विडंब्यते ।
क चारित्रं शिवोल्लासं मुनयः क दुराशयाः" ॥ १ ॥

"અહા ! કાળની ગતિ વિચિત્ર છે, જેથી આ જગત્ વિડંબના પામે છે. કલ્યાણનો ઉલ્લાસ કરનારૂં ચારિત્ર ક્યાં ? અને દુષ્ટ હૃદયવાળા મુનિઓ ક્યાં ?" ૧

આ પદ્ય સ્વગત બોલી, તેઓ શાંત થઇ સંઘની બીજી ચેષ્ટાઓ જોવા લાગ્યા. ક્ષણવાર પછી સંઘના એક આગેવાને ઉંચે સ્વરે જણાવ્યું કે, "હવે સંઘની અંદર નિર્ણીત કરવાનું કાંઇપણ કાર્ય બાકી રહેતું નથી, માટે આ સંઘના સમાજને વિસર્જન કરવામાં આવે છે."

આ વખતે એક ગૃહસ્થ ઉંચે સ્વરે બોલી ઉઠયો—"ગૃહસ્થો! જે કાર્યો ખરીરીતે કરવાના હતા, તે કાર્યો અપૂર્ણ રહ્યા છે. આજના સંઘે પોતાનું કર્ત્તવ્ય બજાવ્યું નથી, એમ કહેવામાં જરાપણ આંચકો ખાવા જેવું નથી. જે જે કાર્યો અવશ્ય કરવાના હતા, તે કાર્યો તરફ સંઘે તદ્દન દુર્લક્ષ આપેલું છે. એમ બેધડક કહી શકાય છે. હવે સંઘને એક ખાશ વિનંતિ કરવાની છે કે, ગૃહસ્થ શ્રાવકોનો મોટો ભાગ પોતાના ગૃહસ્થ ધર્મને તદ્દન ભુલી ગયેલો છે, તેને માટે કેટલાએક ઉપદેશકો રાખવાની જરૂર છે. વિદ્વાન્ અને જૈન શૈલી તથા રીતિને જાણનારા ઉપદેશકો જો ગામોગામ ફરી શ્રાવકોને પોતાના આચાર વિચારનો ઉપદેશ આપ્યા કરે, તો તેથી ઘણો લાભ થવા સંભવ છે. કદિ કોઇ મનમાં શંકા લાવશે કે, 'આપણા મુનિ મહારાજાઓ વ્યાખ્યાન દ્વારા ઉપદેશનું પવિત્ર કામ કરી રહ્યા છે, તો પછી આપણે ઉપદેશક રાખવાની શી જરૂર છે?" તેના ઉત્તરમાં કહેવાનું કે, આપણા મુનિ મહારાજાઓનો મોટો ભાગ ગૃહસ્થ ધર્મનો ઉપદેશ આપવાની આનાકાની કરે છે. અને જેઓ પ્રાચીન રીતિને સમજનારા અને શ્રાવકોના ગૃહાવાસનો ઉદ્ધાર કરવાની અભિલાષાવાળા મુનિઓ છે, તેઓની સંખ્યા ઘણીજ ન્યુન હોવાથી તેઓ બધા ક્ષેત્રોમાં વિચરી, તેવો ઉપદેશ આપી શકતા નથી. વળી કેટલાએક મુનિઓ સુખશીલ થઇ જવાથી મોટા સેહેર શિવાય લઘુ ક્ષેત્રમા વસતા નથી. માટે આપણે ઉપદેશકોની યોજના કરવાની જરૂર છે. હું આશા રાખું છું કે. મારી આ વિનંતિ અંગીકાર કરી સંઘ તે ઉપર ધ્યાન આપવા કૃપા કરશે." તે ગૃહસ્થ આ પ્રમાણે કહી અંજલિ જોડી ઉભો રહ્યો, તે વખતે એક તીવ્રસ્વભાવી શેઠીઓ આ પ્રમાણે બોલ્યો-"અરે ભાઈ! અમારે તો ઉપદેશકની જરૂર નથી. આપણા મુનિ મહારાજાઓ છે, તે આપણા મોટા ઉપદેશકો છે. બીજા ગૃહસ્થ ઉપદેશકોની શી જરૂર છે? આપણો ધર્મ, આચાર, વિચાર, રીતિ અને રીવાજ સારા છે અને સારી રીતે ચાલે છે. આપણા વર્ત્તનમા શી ખામી છે? કે જેથી ઉપદેશકોની જરૂર પડે? મને તો લાગે છે કે, આપણી કોમ જેવી સુખી અને ધર્મી છે, તેવી બીજી કોઇ કોમ નથી. આપણા જેવી બીજા કોઇની પ્રવૃત્તિ નથી. આપણાં ધર્મનો ઉદ્યોત વધતો જાય છે અને પ્રતિદિન આપણી ચઢીઆતી થતી જાય છે. પેહેલા એજ વિચારો કે, આપણા જેવા વરઘોડાઓ કોના થાય છે? આપણા જેવા રૂપીઆ કોણ ખર્ચે છે? આપણાંજેવા ઘી બોલી-

ને રૂપીઆ ક્યાં ઉપજે છે ? અને આપણા જેવા ઉત્સવો બીજે ક્યાં છે ? માટે આપણે ઉપદેશકની જરૂર નથી. સંઘમાં આવી ઉપદેશકની વાત લાવવીજ ન જોઇએ."

આટલું કહી તે શેઠ વિરામ પામ્યો, એટલે પેલો ગૃહસ્થ ઉશ્કેરાઇને બોલ્યો -"અરે શેઠ ! તમે શું બોલો છો ? તમારા જેવા શેઠીઆઓએજ જૈન કોમની આવી અધમ દશા કરી છે. ઉપર ઉપરથી બધુ સારૂં દેખી અને તેથી સંતોષ માની આર્હંત ધર્મની અવનતિ કરેલી છે. આપણે કેવી સ્થિતિમાં આવી પડયા છીએ ? તે તમારા જોવામાં આવતું નથી. તમારા નેત્રો ઉપર કોઇ વિચિત્ર જાતના પડલ આવી ગયા છે. તમે પોતે પૈસાવાળા છો, અને સુખી છો એટલે સર્વને તેવા દેખો છો, પણ સૂક્ષ્મ દૃષ્ટિથી જોશો તો તમોને ખાત્રી થશે કે, જૈન પ્રજાનો સામાન્ય વર્ગ કેટલો દુઃખી છે ? તેમજ તમારી જૈન કોમમાં કેટલા બધા હાનિકારક રીવાજો પેશી ગયા છે ? અને તેનાથી કોમની કેટલી પાયમાલી થાય છે. તેનો પણ ખ્યાલ આવશે. ધનાઢય વર્ગનો થોડોઘણો ભાગ સુખી હોવાથી સ્વાર્થી અને યશ લુબ્ધ સાધુઓના ઉપદેશથી તેઓ કીર્ત્તિને માટે ધનનો વ્યય કરી ઉત્સવો કરે છે, અને મોટા વરઘોડા ચડાવે છે, તેથી તમોને બાહ્ય આડંબર મોટો લાગે છે અને તેને લઇને ધર્મનો ઉદ્યોત દેખાય છે, પણ વસ્તુતાએ તે બધું સોજાથી જાડા થવા જેવું છે. અંદર જૈન કોમ અનેક જાતના દુઃખોથી પીડાય છે. નિર્ધન માબાપો પોતાના પુત્રોને અશક્તિને લઇને ઊંચી કેળવણી આપી શકતા નથી. સામાન્ય કેળવણી લેનારા છોકરાને માસિક ફી આપવાનો જોગ થતા નથી. અભ્યાસના સાધનો મેળવવાને તેમને ભારે મુશ્કેલી નડે છે. એક સામાન્ય ટુંક પગારની જગ્યો ખાલી પડવાના ખબર જાણી, નિર્ધન જૈનોના પુત્રો તરફથી સેંકડો અરજીઓ પડે છે કેટલાએક બાળ અને યુવાનો માબાપની અશક્તિને લઇને પોતાના અભ્યાસને છોડી માત્ર પાંચ સાત રૂપીઆની વાણોતરી કરવા તૈયાર થાય છે. તેમાં વચલી સ્થિતિના ગૃહસ્થોના દુઃખનું તો વર્ણન કરી શકાય તેમ નથી. તેઓ પૂર્વની પ્રતિષ્ઠાને લઇને ધર્માદાનો આશ્રય લઇ શકતા નથી અને તેમને વ્યવહારિક કાર્યોમાં ઊભા રહેવું પડે છે, આથી તેમની સ્થિતિ ઘણીજ કઢંગી થઇ ગઇ છે. તે છતા તમે ઉપર ઉપરના આડંબરને જોઇ સર્વ પ્રકારના સુખનું વર્ણન કરો છો, એ આશ્ચર્યની વાત છે. એક ગુર્જર કવિએ જૈનોની સ્થિતિનો ચિતાર આપ્યો છે, તે સાંભળો.—

## ચોપાઇ.

વિનતિ ધરજો સર્વે કાન, આપો સત્વર સર્વે ધ્યાન.
મોટી જગતમા જૈનની કોમ, અધમ દશામાં તેનો હોમ.

બાળ લગનથી થાયે નાશ; ધ્યાન ન આપે તેમાં ખાશ.
મરણુની પાછળ જમવા જાય; લેગા મળીને હાહાઠો ખાય.
નિર્ધનતા ની પીડા પડે; તેથી સઘળા દુઃખો નડે.
સ્હાય વિના નવ વિદ્યા મળે; દુઃખથી શંકા લેગા લળે.
વચલા વર્ગે પીડા ઘણી; વર્ણવી જાય નહી તે તણી.
ધનવંતો નહીં આપે સ્હાય; જૈનની કોમ તણો લય થાય.

ધર્મ બંધુઓ, આ કવિતાનું મનન કરી તમારી કોમના ઉદયને માટે પ્રયત્ન કરજો. સ્વાર્થી મુનિઓના ઊપદેશની રાહ જોશો નહીં. આપણા ધાર્મિક અને વ્યવહારિક ઉદયની ઇચ્છા રાખનારા મુનિઓ ઘણાં થોડા છે. સાધુઓનો સ્વાર્થી સમાજ મોટો છે, સ્વાર્થી સાધુઓને અનુસરનારા શેઠીઆઓની સંખ્યા પણ વિશેષ છે. ધર્મ બંધુઓના અંતરની દાઝ જાણનારા અને તેમની દુઃખી સ્થિતિનું મધ્યસ્થપણે સૂક્ષ્મ દર્શન કરનારા થોડા છે."

તે ગૃહસ્થ આ પ્રમાણે કહી વિરામ પામ્યો, તેવામાં પેલો શેઠ જાણે ક્રોધાતુર બન્યો હોય, તેમ આક્ષેપ કરી ઊઠયો.

"અરે ભાઇઓ, આ ગ્રહસ્થ મારૂં અપમાન કરીને આવા શબ્દો બોલેછે, તેને માટે સંઘે વિચાર કરવો જોઇએ. મારૂં અપમાન થાય, એ બધા સંઘનું અપમાન થયા. જેવું છે, કારણ કે, હું સંઘનો એક આગેવાન છું આવા અવિચારી અને ચાવળા લોકોને સંઘ વચ્ચે બોલતા અટકાવવા જોઇએ." તે શેઠ આપ્રમાણે કહેતો હતો, તેવામાં અંતરીક્ષમાંથી નીચે પ્રમાણે એક ધ્વનિ પ્રગટ થઇ આવ્યો.

" अधमा अविचाराश्च पक्षपातविधायिनः ।
यत्र ह्यग्रेसरा लोकाः सहि संघो विडंब्यते " ॥ १ ॥

" જ્યાં અધમ, અવિચારી અને પક્ષપાત કરનારા લોકો અગ્રેસર હોય છે, તે સંઘ વિડંબના પામે છે." ૧

આ ધ્વનિ સાંભળી, બધો સંઘસમુદાય ચકિત થઇ ગયો; અને ચારે તરફ ભ્રાંતિથી દૃષ્ટિઓનો પ્રસાર થવા લાગ્યો, ક્ષણવાર પછી પુનઃ તેજ ધ્વનિ થયો. તે ઉપરથી સર્વના મનમાં વિશેષ આશ્ચર્ય ઉત્પન્ન થયું. પેલો શેઠતો પોતાના હૃદયમાં ભયભીત થઇ ગયો ભયથી તેનું શરીર કંપવા લાગ્યું. બીજાઓ વિવિધ જાતના તર્કવિતર્ક કરવા લાગ્યા. તેવામાં નીચે પ્રમાણે ગુર્જર વાણી પ્રગટ થઇ

અરે ! અવિચારી શેઠીઆઓ, તમારી અવિચારી પ્રવૃત્તિ જોઇ, મને ભારે ખેદ ઉત્પન્ન થાય છે. આર્હત ધર્મના સંબંધની આવી અનુચિત ચેષ્ટાઓ જોઇ મારૂં હૃદય વિશેષ પરિતાપ પામે છે. તમે ચતુર્વિધ સંઘના અંગભૂત હોઇ આવા અયોગ્ય વર્ત્તનો કરો, એ તમોને લજ્જા કરનારૂં છે. સંઘ શી વસ્તુ છે? અને સંઘનું કર્ત્તવ્ય શું છે ? એ તમારા જાણવામાં નથી, એ કેવી દીલગીરી? તમારા જેવા આ-ગેવાનો સંઘ નામને ધારણ કરી, સત્તાધીશ બને છે, પણ સંઘના સ્વરૂપથી તમે તદ્દન અજ્ઞાત છો. તમારા ટોળાને સંઘનું પવિત્ર નામ આપવું, એ શંકા જેવું છે. તમે માત્ર ફારસ કરવા એકઠા થયા હો. તમોએ અહીં એકઠા મળીને શું કર્યું? તે કહી બતાવો. તમે કાંઇ પણ કર્યું નથી, માત્ર ભેગા મળી સત્તાનું નાટક ભજવી બતાવ્યું છે. આ તમારા સમાજમાં કેટલાએક ઉત્તમ અને સદ્વિચાર ધરાવનારા ગૃહસ્થો રહેલા છે, પણ શ્રાવક પ્રજાના કમ નશીબે તેમને અગ્રેસર પદ મળ્યું નથી, એટલે તે બીચારાના વિચારો નિર્ધન પુરૂષોના મનોરથોની જેમ ઉત્પન્ન થઇને લય પામી જાય છે. આ વખતે તેઓમાંથી કેટલાએક વિચારો સાંભળી, મને સં-તોષ થયો છે. હું મારા સામર્થ્યથી તમે બધાને સંઘના અગ્રેસર પદ ઉપરથી ભ્રષ્ટ કરૂં છું. અને તે ઉત્તમ પુરૂષોને તમારા પદ ઉપર આરૂઢ કરૂં છું. અરે માત્રા વગર-ના શેઠીઆઓ ! તમે હવેથી આવા પવિત્ર સંઘમાં આવશો નહીં. તમારા અભાવથી આ નગરની જૈન પ્રજા સુખી થશે અને મારા શાસનની શોભા વધશે. અરે અજ્ઞાની શેઠીઆઓ ! તમોને મારે માટે અનેક જાતની શંકાઓ થતી હશે, 'હું કોણ છું' એ જાણવાની ઇચ્છા તમારા અજ્ઞ હૃદયને આકુળ-વ્યાકુળ કરતી હશે, તેથી મારે તમોને જણાવવું જોઇએ કે, હું શ્રી વીર શાસનની અધિષ્ટાત્રી છું. શાસન દેવીના નામથી હું પ્રખ્યાત છું. વર્ત્તમાનકાળે વિપરીત દશામાં આવી પડેલી જૈન પ્રજાને પ્રત્યક્ષ જોવા હું પ્રવાસ કરવા નીકળી છું. મારો આ પ્રવાસ કેટલેઅંશે સફળ નીકળે છે, તે હવે જોવાનું છે. આજ સુધીમાં કરેલા પ્રવાસમાં મને જોઇએ તેવો સંતોષ મળ્યો નથી. તે છતાં હજુ મારી આશા નિષ્ફળ થઇ નથી. આ વખતે તમારા સંઘની વ્ય-વસ્થા જોઇ, મને ભારે ખેદ થયો છે. તથાપિ હું આશા રાખું છું કે, તમે સર્વે મારા ઉપદેશને ગ્રહણ કરી, ઉત્તમ પ્રકારે પ્રવર્ત્તન કરશો.

મહેશ્વરી આટલું કહી એક મધુર સુભાષિત બોલ્યા હતા—

" विद्याविनोद रसिका रसिकाः स्वधर्मे
नित्यं परोपकृतितत्परमानसा ये ।
तेषां सदाग्रपदमस्तु महासमाजे
अन्ये विडंबनकरा हि व्रजंतु दूरे " ॥ १ ॥

" જેઓ વિદ્યાના વિનોદમાં અને પોતાના ધર્મમાં રક્ષક છે અને જેઓના મન પરોપકાર કરવામાં તત્પર છે, તેઓનું અગ્રપદ હંમેશા મોટા સમાજમાં હો. તે શિવાયના વિડંબન કરનારા પુરૂષો દૂર રહો." ૧

મહેશ્વરી આ સુભાષિત બોલી વિરામપામ્યા એટલે એક સુશિક્ષિત તરૂણે આ પ્રમાણે સ્તુતિ કરી—

" नमः स्वधर्मरक्षित्र्यै कर्मबंधहृते नृणाम् ।
धर्मोद्योतकरायचै शासन देव्यै यशोजुषे " ॥ १ ॥

"સ્વધર્મની રક્ષા કરનારી, મનુષ્યોના કર્મના બંધને હરનારી,ધર્મનો ઉદ્યોત કરનારી અને યશસ્વી એવી શાસનદેવીને નમસ્કાર હો."

આ સ્તુતિ કર્યા પછી તે વિદ્વાન્ વિનયથી બોલ્યો—" શાસનેશ્વરી, આપે કૃપા કરી અહીં આગમન કર્યું, તેને માટે અમે સર્વે કૃતાર્થ થયા છીએ. અને આપની દિવ્ય વાણી સાંભળી, અમે પવિત્ર થયા છીએ. અવ્યવસ્થાથી ચાલતા આ સંઘના આગેવાનોને માટે આપે જે જે વચનો કહ્યા, તે ઘટિત છે. વ્યવસ્થા પૂર્વક ચાલવાને માટે અમે ઘણો વખત થયા અગ્રેસરોને વિનવીએ છીએ, તોપણ તેઓ અમારી તરફ ઉપેક્ષા રાખે છે, આજે આપે જાતે પધારી અમોને જે સહાય આપી છે, તેને માટે આપનો જેટલો આભાર માનીએ તેટલો થોડો છે. આપની આ સહાયથી અમોને ઉત્તમ પ્રકારનું બળ પ્રાપ્ત થયું છે અને હવે અમો અમારા વિચારોની સફળતાની પૂર્ણ આશા રાખીએ છીએ. ધર્મમાતા, હવે કૃપા કરી, આપના પ્રત્યક્ષ દર્શન કરાવો અને આ સંઘની સુધારણા થાય, તેવો ઉપદેશ આપો. આપની દિવ્ય વાણીનો ઉપદેશ અમારા હૃદય ઉપર ઉત્તમ પ્રકારની અસર કરશે અને પંચમકાળનો પ્રભાવ સર્વથા દૂર થઇ જશે."

તે વિદ્વાન્ ના આવા વચનો સાભળી મહેશ્વરી પ્રસન્ન થઈને બોલ્યા—" ભદ્ર, તારી મનોવૃત્તિની ઉચ્ચતા જોઇ મારા મનમાં અતિશય સંતોષ ઉત્પન્ન થાય છે અને મારા હૃદયની લાગણી ઊત્તેજિત થાય છે. આ સંઘના અગ્રેસરો મુગ્ધ હૃદયના અને અલ્પ મતિવાળા છે તોપણ તેઓ પરિણામે ભવી આત્માઓ છે, એટલે સર્વરીતે સાધ્ય થઈ શકે તેવા છે. તેથી તમો સર્વને હું પ્રત્યક્ષ દર્શન આપવાની ઇચ્છા રાખું છું. વળી આ જિનચૈત્યની પવિત્ર ભૂમિ છે અને અહિં દેવાધિદેવ સાનિધ્ય છે, તેથી મને પ્રત્યક્ષ થવામાં વિશેષ આનંદ આવે છે. નહીં તો આ સ્થળે કેટલાએક મારા પ્રત્યક્ષ દર્શન કરવાના પૂર્ણ અધિકારી નથી." આટલું કહી તે મહાદેવી નીચેનું પદ્ય બોલતા સંઘના સમાજ વચ્ચે પ્રત્યક્ષ થયા હતા—

" देवाधिदेवसांनिध्यात् आर्हती धर्मभावना ।
सदा पुष्टिमती भूयाद् जैनं जयतु शासनम् "॥ १ ॥

" દેવાધિદેવ શ્રી જિનેશ્વરના સાંનિધ્યથી આર્હંત ધર્મની ભાવના સદા પુષ્ટીવાળી થાઓ અને જૈન શાસન જય પામો. "૧

મહેશ્વરી શાસનદેવીના પ્રત્યક્ષ દર્શનથી સર્વત્ર તેજનો પુંજ પ્રસરી ગયો. દિવ્ય તેજના ઓપથી ચૈત્યનો ચોક પ્રકાશિત થઇ ગયો. તેમનું દર્શન થતાંજ સર્વ સંઘના લોકો આદીશ્વર પ્રભુની જય બોલાવી ઊભા થયા અને અંજલિ જોડી તેમના દર્શન કરવા લાગ્યા. ' શાસનદેવીનો જય થાઓ ' એમ કહીને એ વિદ્વાન ગૃહસ્થે નીચે પ્રમાણેના પદ્યથી સ્તુતિ કરી.

" जयिनी जयदात्री च मनोजयविधायिनी ।
सर्वारिष्टप्रशांत्यै च जीयाच्छासनदेवता " ॥ १ ॥

" જયવતી, જય આપનારી અને મનનો જય કરનારી શાસન દેવી સર્વ અરિષ્ટની શાંતિને અર્થે જય પામો. ૧ "

આ પ્રમાણે સ્તુતિ કર્યા પછી તે વિદ્વાને વિનયથી જણાવ્યું, હે ધર્મેશ્વરી ! હે શાસનેશ્વરી, આપના દિવ્ય દર્શન કરી અમો સર્વે કૃતાર્થ થયા છીયે. આવા વીષમ કાળમાં આપના દિવ્ય દર્શનનો લાભ મળે, એ કાંઇ સાધારણ નથી. આ સમયે મર્ત્યલોકવાસીઓને દેવતાના દર્શન થવા અત્યંત દુર્લભ છે. હવે કૃપા કરી આપે જે દીવ્ય દર્શન આપ્યાછે, તેવીરીતે વિશેષ કૃપા કરી, આપની દિવ્ય વાણીનો ઊપદેશ સંભળાવો. આપના ઉપદેશથી અમારૂં શ્રાવક જીવન સફળ થશે અને અમો અધમ દશામાંથી મુક્ત થઇ શકીશું."

આ પ્રમાણે કહી તે વિદ્વાન્ ગૃહસ્થ વિરામ પામ્યો એટલે ભગવતી શાસન દેવી મુખમુદ્રા ઉપર પ્રસન્નતાના ચિન્હો દર્શાવતા બોલ્યા—" ભદ્ર શ્રાવકો, તમારા હૃદયમાં આત્માના ઉદ્ધારની ઇચ્છા જાગ્રત છે, એ જાણી મને સંતોષ થાય છે અને સંતોષને લઇને મારામાં ઉપદેશ આપવાની ઇચ્છા પ્રગટ થાય છે. આ સમયે તમારા સંઘની સ્થિતિ જોઇ મને તમારી પર દયા આવે છે અને તે દયાનો આવેશ મારી ઊપદેશ વાણીને પ્રેરણા કરે છે. તમારામાના ઘણાંઓ ગૃહસ્થધર્મને બીલકુલ જાણતા નથી. તે ગૃહસ્થ ધર્મની અજ્ઞાનતાને લઇને તેઓ પોતાના કર્ત્તવ્યથી વિમુખ થઇ જાય છે અને તદ્દન ધર્મભ્રષ્ટ બની જાય છે. ગૃહસ્થો,

મહાનુભાવ હરિભદ્રસૂરિએ તમારા ધર્મને માટે કેવા લેખ લખેલા છે, તેનાથી તમે તદ્દન અજ્ઞાત રહ્યા છો, એ ઘણુંજ ખેદની વાર્ત્તા છે. તે મહાનુભાવની સૂત્રવાણી તમારે સર્વદા સ્મરણ કરવી જોઇએ અને સર્વદા તેના અભ્યાસી થવું જોઇએ. તે મહાત્માના રચેલા ધર્મબિંદુ ગ્રંથના ત્રીજા અધ્યાયમાં ગૃહસ્થધર્મ વિધિનું સ્વરૂપ બતાવેલું છે, તે તમારે શ્રવણ કરી મનન કરવા યોગ્ય છે. આ સમયે હું તમોને તે વિષેજ બોધ આપવા ઇચ્છા રાખું છું. જો તમે એ ઉપદેશ હૃદયમાં સ્થાપિત કરશો તો તમોને તમારા ગૃહસ્થધર્મ સાથે કર્ત્તવ્યનું યથાર્થ ભાન થશે અને પછી જો એને ક્રિયામાં મુકશો તો તમારૂં પ્રવર્ત્તન ઉચ્ચ કોટિમાં આવવાથી તમે તમારા શ્રાવકજીવનને સુધારવા સમર્થ થઇ શકશો. જેથી તમોને આ પદ્ય યથાર્થરીતે લાગુ પડશે. આટલું કહી ભગવતી શાસનદેવી આ પ્રમાણે તે પદ્ય બોલ્યા હતા–

"स्वधर्मज्ञः सदाचारे वर्त्तमानो दिवानिशम् ।
उभयत्र जयी स स्याच्छ्रावको भावको भुवि" ॥ १ ॥

"સ્વધર્મને જાણનાર અને અહર્નિશ સદાચારમાં વર્ત્તતો ભાવિક શ્રાવક આ પૃથ્વી ઉપર ઉભયલોકમાં જય પામે છે." ૧

ગૃહસ્થો, પ્રથમ તમારે જાણવું જોઇએ કે, કેવો પુરૂષ ધર્મને ગ્રહણ કરવામાં પ્રવર્ત્તે છે? જે ગૃહસ્થનું પાપ ધર્મના શ્રવણથી નાશ પામેલું છે, જેણે તત્ત્વને જાણેલું છે એવો યશકમી શ્રોતા પુરૂષ ઉત્કૃષ્ટ સંવેગને પ્રાપ્ત કરે છે. પછી "આ જગતમાં ધર્મજ ગ્રહણ કરવા યોગ્ય છે," એમ જાણી એ ધર્મને વિષે તેની ભાવથી ઇચ્છા થાય છે, પછી પોતાની શક્તિનો દૃઢ વિચાર કરી તે ધર્મને ગ્રહણ કરવામાં પ્રવર્ત્તે છે. પરહિત કરવામાં ઉદ્યમવંત એવા ભગવાન્ જિનેશ્વરોએ 'ધર્મના ફળના સાધક યોગ્ય પુરૂષોજ છે' એવો વિચાર કરી તેવા પુરૂષોને ધર્મને યોગ્ય કહેલા છે. બીજા પુરૂષોને ધર્મ યોગ્ય કહેલા નથી.

ગૃહસ્થો, પ્રથમ તો તમારે વિધિથી ધર્મનું ગ્રહણ કરવું જોઇએ. પછી સમ્યગ્ દર્શન સંપાદન કરવું. જ્યારે તમારામાં સમ્યગ્ દર્શન પ્રાપ્ત થશે પછી અણુવ્રત વગેરેનો અંગીકાર કરવો. અહિં તમને શંકા થશે કે, તે સમ્યગ્ દર્શન શાથી પ્રાપ્ત થાય છે? અને તેને માટે શા ઉપાયો લેવા જોઇએ? તેના સમાધાનમાં મહાનુભાવ હરિભદ્રસૂરિ લખે છે કે,

"जिन वचन श्रवणादेः कर्मक्षयोपशमादितः
सम्यग्दर्शनमिति."

" જિન વચનના શ્રવણાદિકથી અને કર્મના ક્ષયોપશમથી સમ્યગ્દર્શન થાય છે. જ્યારે સમ્યગ્દર્શન પ્રાપ્ત થાય છે, ત્યારે માણસને તત્ત્વ ઉપર શ્રદ્ધા ઉપજે છે, ખોટો કદાગ્રહ દૂર થઇ જાય છે, શુદ્ધ વસ્તુ જણાઇ આવે છે, તીવ્ર કલેશથી રહિત થવાય છે, ઉત્કૃષ્ટ બંધનો અભાવ થાય છે અને આત્માના શુભ પરિણામ ઉદ્ભવે છે. ગૃહસ્થો ! આ સ્થળે તમારે ત્રણ ભાવ સમજવાના છે. ક્ષાયિક ભાવ, ઉપશમ ભાવ અને ક્ષયોપશમ ભાવ. તેમાં ક્ષાયિક ભાવ બુઝાઇ ગયેલા અગ્નિના જેવો છે, ઉપશમ ભાવ રાખથી ઢંકાઇ ગયેલા અગ્નિના જેવો છે અને ક્ષયોપશમ ભાવ થોડા બુઝાઇ ગયેલા અને થોડા વેરાઇ ગયેલા અગ્નિના જેવો છે. તે સમ્યગ્ દર્શનના પાંચ લક્ષણો છે. જેને એ દર્શન પ્રાપ્ત થયું હોય, તેનામાં પ્રશમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્તિક્ય—એ પાંચ લક્ષણો ઉત્પન્ન થાય છે. જ્યારે આવા ઉત્તમ સમ્યગ્ દર્શનની પ્રાપ્તિ થાય, ત્યારે તે પુરૂષને ગુરૂએ અણુવ્રતના સ્વરૂપને સમજાવી તેને તેનું દાન આપવું જોઇએ. જો તે પંચ મહાવ્રતો લેવાને સંપુર્ણ હોયતો તેને ચારિત્ર આપવું, નહીં તો તેને ગૃહસ્થ ધર્મનો ઉપદેશ કરવો યોગ્ય છે. જો પોતે ચારિત્ર લેવા સમર્થ હોય તો તેને કેવળ અણુવ્રત આપવા ન જોઇએ. તેમ કરવાથી યતિ ધર્મમાં અંતરાય કરવાનો દોષ લાગે છે; તેમજ શ્રાવક ધર્મને વિષે રહેલા સાવદ્ય અંશની અનુમોદના કરવાનો પણ દોષ લાગુપડે છે. જો તે કહેવામાં ન આવે તો બંને ધર્મના ફળથી રહિત એવો આજ્ઞાનો ભંગ થાય છે. આ સમયે ઉપદેષ્ટા ગુરૂએ ઘણો વિચાર કરવાનો છે. તેને માટે ભગવાન્ની આજ્ઞા આ પ્રમાણે છે—

"ઉપદેષ્ટા ગુરૂએ પોતાને ઉપદેશ કરતાં શ્રમ પડશે, એવો વિચાર કર્યા વગર સદા કલ્યાણનો ઉપદેશ કરવો. હિતનો ઉપદેશ કરનાર ગુરૂ પોતાનો અને બીજાનો અનુગ્રહ કરે છે."

ભગવાન્ના વચનના પ્રમાણથી અણુવ્રત લેવા આવેલા પ્રાણીને તે અણુવ્રત આપવાથી દોષ લાગતો નથી. અણુવ્રતાદિકની પ્રાપ્તિને માટે પાંચ પ્રકારની શુદ્ધિ કરવામાં આવે છે. યોગ શુદ્ધિ, વંદન શુદ્ધિ, નિમિત્ત શુદ્ધિ, દિક્ શુદ્ધિ અને આગાર શુદ્ધિ—એવા તે પાંચ શુદ્ધિના નામ છે. મહાનુભાવ ટીકાકાર તે શુદ્ધિઓની વ્યાખ્યા આ પ્રમાણે આપે છે— મન, વચન તથા કાયાના વ્યાપાર યોગની શુદ્ધિ એટલે ઉપીયોગ સાથે ત્વરા રહિત ગમન કરવું, વાણીથી નિર્દોષ ભાષણ કરવું, અને મનથી શુભ ચિંતવન કરવું. ઇત્યાદિ જે પ્રવૃત્તિ તે યોગ શુદ્ધિ કહેવાય છે. સ્ખલના વગર એક બીજાને મળી ન જવાય, તેમ પ્રણિપાત કરવો, દંડકનો ઉચ્ચાર કરવો, અને ભ્રાંતિ રહિત કાયોત્સર્ગ કરવો, એ વંદન શુદ્ધિ કહેવાય છે. તત્કાળ

ઉત્પન્ન થયેલ શંખ તથા નોબત વગેરેનો શબ્દ સાંભળવો, પૂર્ણ કુંભ, ઝારી, છત્ર, ધ્વજ અને ચામર વગેરેનું અવલોકન કરવું. અને સુગંધી દ્રવ્યનું આઘ્રાણ કરવું, તે નિમિત્ત શુદ્ધિ કહેવાય છે. પૂર્વ તથા ઉત્તર દિશાનો અને જિન તથા જિન ચૈત્ય જેમાં રહેલ હોય એવી દિશાનો આશ્રય કરવો. અને રાજા વગેરેના અભિયોગથી પચ્ચખાણને અપવાદમાં મુકવા, તે આગાર શુદ્ધિ કહેવાય છે. આ પાંચ પ્રકારની શુદ્ધિ કર્યા પછી શ્રાવકે દેવ ગુરૂ વગેરેને ઘટે તેવો ઉપચાર કરવો. અને પાંચ અણુવ્રત પાળવા. સ્થૂળ હિંસા વગેરેથી વિરામ પામવું, તે પાંચ અણુવ્રત કહેવાય છે.

ગૃહસ્થો! આ પ્રમાણે યોગ્યતાને પ્રાપ્ત કરી, તમારે દિશાપરિમાણ, ભોગોપભોગનું પરિમાણ, અને અનર્થ દંડથી વિરમણ—એ ત્રણ ગુણવ્રત અને સામાયિક, દેશાવકાશિક, પોષધ અને અતિથિસંવિભાગ— એ ચાર શિક્ષાવ્રત ગ્રહણ કરી પાળવા. એ વ્રતો ગ્રહણ કરી તેમને અતિચાર લાગવા દેવા નહીં. સમ્યગ્દૃષ્ટિ વાળા પુરૂષોને શંકા, કાંક્ષા, વિચિકિત્સા, અન્યમતિની પ્રશંસા અને તેમનો પરિચય એ પાંચ મુખ્ય અતિચાર છે. તેમજ અણુવ્રત, ગુણવ્રત તથા શિક્ષાવ્રતની વિષે પણ પાંચ પાચ અતિચાર રહેલાછે, તે અતિચારનો સર્વથા ત્યાગ કરવો. બાંધવું, તાડન કરવું, શરીરને છેદવું, અતિભાર ભરવો અને અન્ન પાનનો અટકાવ કરવો એ પાંચ અતિચાર પહેલા વ્રતના છે. મિથ્યા ઉપદેશ આપવો, ખાનગી વાત પ્રગટ કરવી, ખોટા લેખ લખવા, થાપણ ઓળવવી અને પોતાની સ્ત્રીની ગુપ્ત વાત બાહેર પ્રકાશવી એ પાંચ અતિચાર બીજા અણુવ્રતના છે. ચોરને મદદ આપવી, ચોરેલી વસ્તુ સંઘરવી, પોતાના રાજ્યના શત્રુના રાજ્યમાં સામેલ થવું, વધારે ઓછા લેવા દેવા માટે ખોટા માપ રાખવા અને હલકી વસ્તુ આપી તેના જેવી દેખાતી ભારે વસ્તુ લેવી, એ પાંચ અતિચાર ત્રીજા અણુવ્રતનાછે, પારકા છોકરાનો વિવાહ કરી આપવો, પૈસા આપી રાખેલી વેશ્યા તથા પર સ્ત્રી સાથે વિષય ભોગવવો, લિંગ તથા યોનિ શિવાયના બીજા અંગનો સંભોગ કરવો અને મૈથુનની તીવ્ર અભિલાષા રાખવી—એ પાંચ અતિચાર ચોથા અણુવ્રતના છે. ખેતર, ઘર, રૂપું, સોનું. ધન, ધાન્ય, દાસ, દાસી, આસન અને શય્યા વગેરેનું જે પ્રમાણ કર્યું હોય, તેનું અતિક્રમણ કરવું, એ પાંચ અતિચાર પાંચમાં અણુવ્રતના છે. ગૃહસ્થો! આ પાંચે અણુવ્રતોના પચ્ચીશ અતિચારોનો ત્યાગ કરી તે વ્રતોને શુદ્ધરીતે પાળજો.

ઉંચુ, નીચુ, તિરછું, જે ક્ષેત્ર હોય, તેનો વ્યતિક્રમ કરવો, ક્ષેત્રની વૃદ્ધિ કરવી અને વિસ્મરણ થવું એ પાંચ અતિચાર પેહેલા ગુણવ્રતના છે. સચિત, સચિત્તસાથે બંધાએલું, સચિત્ત સાથે મિશ્રણ થયેલું, મદિરાના સંધાન વગેરેની સાથે મળેલું

અને અડધું કાચું અને અડધુ પાકું—એ પાંચ અતિચાર બીજા ગુણવ્રતના છે. કામને ઉદ્દીપન કરવો, નેત્રાદિકની વિડંબન ક્રિયા, વાચાળપણું, અવિચારી વર્ત્તન અને અધિક ઉપભોગ એ પાચ અતિચાર ત્રીજા ગુણવ્રતના છે. ગૃહસ્થો ! એ ત્રણ ગુણવ્રતના અતિચારોનો ત્યાગ કરજો.

મન, વચન અને કાયાના યોગનું પાપમાર્ગે પ્રવર્ત્તાવવું, દુઃપ્રણિધાન, અનાદર અને સ્મરણનો નાશ, એ પાંચ પહેલા શિક્ષાવ્રતના અતિચાર છે. પોતે નિયમિત કરેલા ક્ષેત્રની બાહેર રહેલા ક્ષેત્રમાંથી કાંઇ મંગાવવું, તેવી રીતના ક્ષેત્રમાં સેવકને મોકલવો, શબ્દ સંભળાવવો, રૂપ દેખાડવું અને કાંકરા વગેરે પુદ્ગલ નાંખી સમજુતી આપવી, એ પાંચ અતિચાર બીજા શિક્ષાવ્રતના છે. જોયા વગરના અને નહીં પ્રમાર્જેલા સ્થાનમાં મળમૂત્રાદિ પરઠવવા, તેવા સ્થાનમાથી ધર્મના ઉપકરણ લેવા તથા મુકવા, સંથારો જોયા વિના અને પ્રમાર્જ્યા વિના તેનો ઉપયોગ કરવો, પૌષધ—ઉપવાસનો અનાદર કરવો અને સ્મરણનું અનુસંધાન ન રાખવું, એ પાંચ અતિચાર ત્રીજા શિક્ષાવ્રતના છે. સાધુને આપવા યોગ્ય વસ્તુને સચિત ઉપર મુકવી, તેને સચિત્ત વસ્તુવડે ઢાંકવી, પોતાની વસ્તુને પારકી વસ્તુ કહેવી, મત્સરભાવ રાખવો અને કાળનો અતિક્રમ કરવો, એ પાંચ અતિચાર ચોથા શિક્ષાવ્રતના છે.

ગૃહસ્થો ! આ અતિચારોનો ત્યાગ કરી તમારે એ બધા વ્રતો પાળવા જોઇએ. એ પાળવામાંજ ગૃહસ્થનો વિશેષ ધર્મ કહેવાય છે, એ વ્રતોને પાળવામાં અતિચારોથી ઘણી સંભાળ રાખવાની છે. અતિચારો કિલષ્ટકર્મના ઉદયથી થઈ આવે છે અને સમ્યકત્વના સામર્થ્યથી તેમનો જય કરી શકાય છે. એજ કારણથી ગૃહસ્થ શ્રાવકે અનુષ્ઠાનને માટે પ્રયત્ન કરવો જોઇએ.

ગૃહસ્થો ! જે પુરૂષો એ પ્રમાણે વર્ત્તે છે, તેમની સામાન્ય ચેષ્ટાઓ કેવી જોઇએ, તેને માટે મહાનુભાવ હરિભદ્રસૂરિએ કેટલાએક સૂત્રો લખેલા છે. તેઓ જણાવે છે કે, પ્રથમ ચેષ્ટાને માટે લખેછે કે, પ્રથમ કહેલા ગૃહસ્થ શ્રાવકે સરખા ધર્મવાળા પુરૂષોની વચ્ચે નિવાસ કરવો જોઇએ. અને પોતાના સાધર્મિ બંધુઓ ઉપર વાત્સલ્ય રાખવું જોઇએ. મારે આ પ્રસંગે જણાવવું જોઇએ કે, આ સંઘના આગેવાનો પોતાના આશ્રય તળે રહેલા ધર્મબંધુઓની તરફ બીલકુલ વાત્સલ્ય રાખતા નથી, તે ખુલ્લેખુલ્લું જણાઇ આવ્યું છે. અહિં કેટલાએક ગૃહસ્થોએ પોતાની અગવડતા દૂર કરવાને માટે જુદી જુદી વિનંતિ પૂર્વક ફરીયાદ કરી તોપણ દુરાગ્રહી આગેવાનોએ તે તરફ બીલકુલ ધ્યાન આપ્યું નહીં. તેઓએ પોતાની મરજી પ્રમાણે વર્ત્તન કર્યું. આ ઉપરથી સાબીત થાય છે કે, તેમના હૃદયમાં સાધર્મિ બંધુઓ

તરફ બીલકુલ વાત્સલ્ય નથી. ગૃહસ્થો ! આજકાલ અલ્પમતિ ગૃહસ્થો સાધર્મિ વાત્સલ્યનો ખરો અર્થ એટલોજ સમજે છે કે, તેમને અમુક દિવસે જમાડયા, એટલે વાત્સલ્ય થઇ ચુકયું. પણ સાધર્મિ વાત્સલ્યનો અર્થ એવો થતો નથી. તેનો ખરો અર્થ એછે કે, પોતાના સાધર્મિ બંધુઓને દુઃખમાંથી મુકત કરવા. તેમને કોઇ જાતની અગવડતા આવતી હોય તેમાંથી તેમનું રક્ષણ કરવું. સંઘના આગેવાનો આ ખરા અર્થને ભુલી ગયા છે; એમ નિઃશંકપણે કહી શકાય છે. આ વખતે આ સંઘના આગેવાનોએ પોતાના આશ્રિતોની અરજ ઉપર કાંઇપણ ધ્યાન આપ્યું નહીં અને પોતપોતાની ઇચ્છા પ્રમાણે વર્ત્તન કર્યું, એ તેમણે સાધર્મિ વાત્સલ્યનો ભંગ કર્યો છે અને મહાનુભાવ હરિભદ્રસૂરિની આજ્ઞાનો લોપ કર્યો છે; એ ઘણીજ દીલગીરીની વાર્ત્તા છે.

ગૃહસ્થો ! સાધર્મિવાત્સલ્ય એ આર્હત ધર્મમાં સારરૂપ ગણાય છે. એક વિદ્વાન્ આખા જૈનધર્મનો સાર શેમાં છે ? તેને માટે આ પ્રમાણે લખે છે—

" जिन शासनस्य सारो जीवदया निग्रहः कषायाणाम् ।
साधर्मिकवात्सल्यं भक्तिश्च तथा जिनेन्द्राणाम् " ॥ १ ॥

"જીવો ઉપર દયા કરવી, કષાયોનો નિગ્રહ કરવો, સાધર્મિ બંધુઓનું વાત્સલ્ય કરવું અને જિનેંદ્રોની ભકિત કરવી, એ જિનશાસનનો સાર છે."

ગૃહસ્થો ! આ ઉપરથી તમારે સમજવું જોઇએ કે, સાધર્મિ વાત્સલ્ય કરવું, એ દરેક ગૃહસ્થનું મુખ્ય કર્ત્તવ્ય છે. તમારે તે કર્ત્તવ્યથી કદિપણ વિમુખ થવું ન જોઇએ.

પ્રિય શ્રાવકો ! આજકાલ કેટલાએક શ્રાવકો પોતાના નિત્યકર્મને ભુલી ગયા છે, તેથી તેઓ શ્રાવકના ઉચ્ચ વર્ત્તનને પ્રાપ્ત કરી શકતા નથી. શ્રાવકે શયનથી માંડીને કેવા ક્રમથી વર્ત્તવાનું છે ? તેને માટે મહાનુભાવ હરિભદ્રસૂરિ સંક્ષેપમાં આ પ્રમાણે લખે છે—"ગૃહસ્થ શ્રાવકે ધર્મચિંતવન કરીને શયન કરવું. તે ધર્મ ચિંતવન કરવાથી ઉત્તમ પ્રકારની ભાવના ભવાય છે. અને એવી ભાવના ભાવતાં સુતેલો પુરૂષ તેટલો કાળ શુભપરિણામવાળો રહે છે. શયન કર્યા પછી જ્યારે જાગ્રત થવાનું થાય ત્યારે નવકાર મંત્ર કહેતા કહેતા જાગવું. કારણકે, નવકારમંત્ર સર્વ પાપોનો નાશ કરનાર અને સર્વ મંગળોમા મુખ્ય મંગળરૂપ છે. પછી જાગ્રત થઇ મળમૂત્રનો ત્યાગ, અંગનું પ્રક્ષાલન અને શુદ્ધ વસ્ત્રનું ધારણ વગેરે કરી વિધિથી ચૈત્યાદિકનું વંદન કરવું. ચૈત્યવંદન કરવાથી શુભ ભાવ પ્રગટ થાય છે, સર્વકર્મનો ક્ષય થાય છે અને સર્વ કલ્યાણ સંપાદન કરાય છે. તેને માટે એક વિદ્વાન્ આ પ્રમાણે લખે છે-

" मनःशुद्धिकरं सम्यग् भावोल्लासप्रकाशकम् ।
सद्गतिप्रापकं ज्ञेयं चैत्यवंदनमात्मनः " ॥ १ ॥

"ચૈત્યવંદન મનની શુદ્ધિ કરનારૂં, સમ્યગ્ પ્રકારે ભાવોલ્લાસને પ્રકાશ કરનારૂં અને આત્માને સદ્‌ગતિ પ્રાપ્ત કરાવનારૂં જાણવું. ૧ "

ચૈત્યવંદનાદિ કર્યા પછી ગૃહસ્થ શ્રાવકે સમ્યક્ પ્રકારે પચ્ચખાણની ક્રિયા કરવી. પછી જેમ ઘટે તેમ ચૈત્યગૃહમાં ગમન કરવું. અને ત્યાં જઇ વિધિવડે ચૈત્યગૃહમાં પ્રવેશ કરવો. પછી ચૈત્યને વિષે ઉચિત એવો ઉપચાર કરવો. એટલે અર્હંતના બિંબને યોગ્ય એવો પુષ્પ ધૂપાદિ પૂજાનો ઉપચાર કરવો. તે પછી ભાવથી સ્તવનનો પાઠ કરવો. પાઠ કર્યા પછી અરિહંતના બિંબને તથા ગુરૂને વંદના કરવી. અહિં ગુરૂ કેવા હોવા જોઇએ ? તેને માટે તેમના લક્ષણો જાણવા એક સમર્થ વિદ્વાન્ ગુરૂના મુખ્ય લક્ષણો આ પ્રમાણે આપે છે—

" आगमज्ञः शांतमूर्त्तिः प्रज्ञावान् शुध्धमानसः ।
पंचमहाव्रतधरः परोपकृतितत्परः
निःस्पृहः स्वार्थरहितः धर्मबुद्धिर्दृढव्रतः
शीलसंपन्नसद्बुध्धिर्गुरु र्ज्ञेयः शुभेच्छुभिः "॥ २ ॥

" આગમ જાણનાર, શાંતમૂર્ત્તિ, બુદ્ધિમાન્, શુદ્ધ હૃદયવાળા, પંચમહાવ્રત ધારી, પરોપકારમાં તત્પર રહેનાર, નિઃસ્પૃહ, સ્વાર્થ રહિત, ધર્મમાં બુદ્ધિ રાખનાર દૃઢ વ્રત વાળા, શીલસંપન્ન અને સદ્‌બુદ્ધિવાળા ગુરૂ હોય છે, એમ શુભની ઇચ્છા વાળાઓએ જાણવું. "૧-૨

આવા લક્ષણવાળા ગુરૂને વંદના કરી તેવા ગુરૂની સમીપે પચ્ચખાણ ઉચ્ચરવા. તે પછી જિનભગવંતના વચનો સાંભળવા. તે પ્રભુના વચનો માત્ર સાંભળી જવા નહીં, પણ તેના અર્થનો સારી રીતે વિચાર કરવો. તે પછી સર્વ ક્રિયાઓમાં જિનાગમને મુખ્ય કરીનેજ પ્રવૃત્તિ કરવી. જિનાગમમાં સાંભળેલા અને પોતાનાથી બની શકે તેવાં અનુષ્ટાનનું પાલન કરવું. જે અનુષ્ટાન પોતાનાથી ન બની શકે તેવું હોય, તેમાં ભાવ રાખવો. તે સાથે જે પુરૂષો એવા અશક્ય અનુષ્ટાનને આચરનારા હોય, તેઓની પ્રશંસા કરવી અને તેમને સહાય આપવી.

ગૃહસ્થો ! આ તમારા ધર્મ વર્ત્તનને સર્વદા સ્મરણમાં રાખજો. તમારા એ વર્ત્તનથી તમે આલોકનું કર્ત્તવ્ય બજાવી પરલોકના સુખને મેળવવાના અધિકારી થઇ શકશો.

ગૃહસ્થો ! આ પ્રસંગે મારા મનમાં એક ઉપયોગી વાત સ્ફુરી આવે છે કે, તમારે તમારી બુદ્ધિનો સદુપયોગ કરવો. આજકાલ ઘણા બુદ્ધિમાન્ પુરૂષો પોતાની બુદ્ધિનો સદુપયોગ કરતા નથી, તેઓ દુરાચારમાં પડી જાય છે અથવા અનેક કર્મના બંધ બાંધે છે. ગૃહસ્થ શ્રાવકોએ પોતાની બુદ્ધિનો ઉપયોગ કેવી રીતે કરવો જોઇએ ? તેને માટે મહાનુભાવ હરિભદ્રસૂરિ નીચે પ્રમાણે લખે છે.—

" निपुणज्ञावचिंतनमिति " ॥

તે મહાનુભાવનું આ સૂત્ર સ્મરણમાં રાખવા યોગ્ય છે. તે મહાત્મા જણાવે છે કે, " ગૃહસ્થ શ્રાવકોએ સૂક્ષ્મ બુદ્ધિવડે જાણવા યોગ્ય એવા પદાર્થોનું ચિંતવન કરવું." એટલે બુદ્ધિમાન્ પુરૂષોએ પોતાની બુદ્ધિનો ઉપયોગ સૂક્ષ્મ પદાર્થના ચિંતવનમાં કરવો. જૈન શાસ્ત્રકારો પ્રથમ ત્રણ પદાર્થોને ચિંતવવા યોગ્ય કહે છે. ઉત્પાદ, વ્યય અને ધ્રુવ સ્વભાવવાળા બંધ, મોક્ષ વગેરે પદાર્થોનો વિચાર કરવો. તે વિચારનો ક્રમ મહાનુભાવ મુનિ ચંદ્રસૂરિ આ પ્રમાણે દર્શાવે છે—" અનાદિ અને અનંત એવા દ્રવ્યને વિષે જળમાં તેના તરંગોની જેમ પ્રતિક્ષણે સ્વપર્યાય ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે. જેમ તેલથી ચોળેલા શરીરવાળા માણસના ગાત્ર ઉપર રજ ચોટે છે, તેમ રાગ દ્વેષથી વ્યાપ્ત એવા પુરૂષને કર્મના બંધ થાય છે.

ગૃહસ્થો ! આ વાત તમે લક્ષમાં રાખજો અને તમારી બુદ્ધિની સૂક્ષ્મતાનો સદુપયોગ કરજો. બુદ્ધિનો સદુપયોગ કરવાથી તમારામાં ધાર્મિક વૃત્તિ જાગ્રત થઇ આવશે અને ધર્મના સૂક્ષ્મ તત્ત્વો તમારા જોવામાં આવશે.

શ્રાવકો ! હવે જ્યારે તમે બુદ્ધિનો સદુપયોગ કરવા શીખો. ત્યારે તમારે એક વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે. તમારા હૃદયમાં જો કોઇ શંકા ઉત્પન્ન થાય તો તે શંકા દૂર કરવાને પ્રશ્ન કરવાનો સ્વભાવ રાખજો. આજકાલ કેટલાએક પંડિત માની પુરૂષો પોતાની શંકાનું સમાધાન પોતેજ કરીલે છે, એ સર્વ રીતે અયોગ્ય છે. એમ કરવાથી અર્થનો વિપરીત બોધ થઇ જાય છે. અને તેથી ઘણી મોટી હાનિ થાય છે. તેથી એવા પંડિત માનીપણાના અહંભાવને છોડી દેવો. ગમે તેવા બુદ્ધિવાન્ પુરૂષે પણ કોઇ પોતાનાથી વિશેષ જ્ઞાતા અને અનુભવી પુરૂષની આગળ પોતાની શંકા નિવેદન કરી તેનો ખુલાસો લેવો; તે વખતે એટલું યાદ રાખવું કે,તે નિર્ણય કરનાર ગુરૂ કે ગૃહસ્થ નિઃસ્વાર્થી અને પવિત્ર હોવા જોઈએ. અહીં એવો પણ આગ્રહ રાખવો ન જોઇએ કે, તેવો નિર્ણય કરનાર સાધુજ હોવા જોઈએ. ગૃહસ્થ હોય પણ જો પોતે ભાવ સાધુની સ્થિતિ ધારણ કરનાર હોય અથવા તત્ત્વ વિદ્યા કે અધ્યાત્મ વિદ્યામાં સારી પ્રવીણતા ધરાવતા હોય તો તો તેને મુનિ સમાન

ગુરૂ ગણી તેમની પાસે પોતાની શંકાનું સમાધાન કરવું. માત્ર બાહ્ય ચિન્હો ઉપરથી ગુરૂ કહેવાતા નથી, તેમના આંતર ચિન્હોજ જોવાના છે. બાહ્ય વૃત્તિ ઉત્તમ હોય અને આંતર વૃત્તિ મલિન હોયતો તે ગુરૂ પદને લાયક નથી. ગૃહસ્થ શ્રાવકો ! આ વાત તમે લક્ષમાં રાખી પ્રવૃત્તિ કરજો અને સાવધાનતાથી ગુરૂની શોધ કરી તેમની આજ્ઞામાં તત્પર રહેજો. ગુરૂ જે નિર્ણય કરેલો અર્થ દર્શાવે તેને પ્રેમથી અવધારજો, અને તે પર લક્ષ રાખી તમારા જીવને કૃતાર્થ કરજો. મહાનુભાવ હરિભદ્ર સૂરિ તેને માટે લખે છે કે,

" गुरुसमीपे प्रश्नस्तथा निर्णयावधारणमिति "

"ગુરૂની સમીપે પ્રશ્ન પુછવા અને પછી ગુરૂએ નિર્ણય કરેલા અર્થનું અવધારણ કરવું." તેને માટે ટીકા કાર એક ગાથાનું આ પ્રમાણે પ્રમાણ આપે છે—

" सम्मं वियारियव्वं, अत्थपयं भावणापहाणेण ।
विसए य नाविवियव्वं वहु सुयगुरुणो सयासाओ"॥ १ ॥

"ભાવના છે પ્રધાન જેને એવા પુરૂષે બહુશ્રુત ગુરૂ પાસેથી સાંભળેલા અર્થ પદનો વિચાર કરવો અને એ અર્થપદના સ્વરૂપનો પણ વિચાર કરવો." ૧

ગૃહસ્થો ! આ વાત સર્વદા લક્ષમાં રાખજો અને તમારી મનોવૃત્તિને શુદ્ધ રીતે તે તરફ પ્રવર્ત્તાવજો.

ગૃહસ્થ શ્રાવકો ! આ પ્રસંગે આ નગરમાં પ્રવેશ કરતાં તમારા કુટુંબોની અંદર ચાલતી કેટલીએક કુરૂઢિઓ મારા જોવામાં આવી છે. તે જોતાંજ મને અપાર ખેદ ઉત્પન્ન થયો છે. આટલું કહેતાં મહેશ્વરી શાસનદેવી ગળગળાં થઈ ગયાં અને તેઓ આ પ્રમાણે એક સુભાષિત બોલ્યાં—

" ये दयाधर्मधातारस्त्रातारः सर्वे देहिनाम् ।
नैष्ठुर्यं दधते तेऽपि अहो कालो दुरत्ययः" ॥ १ ॥

"જેઓ દયાધર્મને ધારણ કરનારા અને સર્વ પ્રાણીઓના રક્ષક છે, તેઓ પણ ક્રૂરતાને ધારણ કરે છે, અહા ! આ પંચમ કાળ કેવો દુરત્યય છે. !" ૧

આ સુભાષિત બોલ્યા પછી તેમણે શાંત અને મંદ સ્વરથી કહ્યું,–"ભદ્રગૃહસ્થો ! મારા આ પ્રવાસમાં તમારામાં એક મોટી ખામી મારા જોવામાં આવી છે. કોઈ ગૃહસ્થના ઘરમાં એક વૃદ્ધ પુરૂષ ઉંચે સ્વરે પોકાર કરતો હતો, તે ઘણી આજીજી

ભરેલા વચનો બોલતો હતો, તોપણુ તેના વચન ઉપર કોઇ ધ્યાન આપતું ન હતું, તેનો ભારે અનાદર કરવામાં આવતો હતો. બીજા એક ઘરમાં એક સ્ત્રી પથારીવશ થઇ પડી હતી. તેણીને કોઇ મહાન્ વ્યાધિ થવાથી તે પોકાર કરતી હતી. તેણીને હાથ પગમાં અને માથામાં ભારે વેદના થઇ આવતી હતી, તેથી તે પોતાના અંગો દાબવાને માટે વિનવતી તોપણુ ઘરમાંથી કોઇ સ્ત્રી માણુસ તેણીની આગળ આવતું નહતું. તે સ્ત્રી પુત્રની વધૂ હતી અને પીયરમાં માતાપિતા વગરની હોવાથી તેણીની સારવાર કરવાને કોઇ હતું નહીં. તેણીની સારવાર સસરાના કુટુંબને આધારે રહી હતી, આથી તે બીચારી લાચાર સ્થિતિમાં આવી પડી હતી. તેણીની સાસૂ અને નણુંદ તેણીની તરફ કાંઇપણુ ધ્યાન આપતી ન હતી. આ દેખાવ જોઇ મને એક સુભાષિત યાદ આવ્યું હતું." આ પ્રમાણે કહી તેઓ નીચેનું સુભાષિત બોલ્યાં.—

" कर्त्तव्यविमुखः स्वार्थी निर्दयः कठिनाशयः ।
जीवन् मृतो हि लोकेऽत्र भवेद् धिक्कारभाजनम्" ॥ १ ॥

"પોતાના કર્ત્તવ્યથી વિમુખ રહેનાર, સ્વાર્થી, નિર્દય અને કઠોર હૃદયવાળો માણુસ આ લોકમાં જીવતો મુવા જેવો અને ધિક્કારનું પાત્ર બને છે." ૧

આ સુભાષિત બોલ્યા પછી મહાદેવી બોલ્યાં કે, ગૃહસ્થો ! તમારે પ્રથમ તમારા મુખ્ય કર્ત્તવ્યનો વિચાર કરવો જોઇએ. તમારા સવાર નિત્ય કર્મમાંજ મહાનુભાવ હરિભદ્રસૂરિ લખે છે કે,

" ग्लानादिकार्योन्नियोग इति " ॥

" ગ્લાન વગેરે માણુસોના કાર્યમાં સાવધાન પણું રાખવું. "

તે વિષે ટીકાકાર લખે છે કે, "માંદા માણુસો, વૃધ્ધો, બીજમાન થયેલા પુરૂષો, સાધુઓ અને સાધર્મિઓના કામમાં તત્પર રહેવું." માંદાઓની માવજત કરવામાં ગૃહસ્થોએ પૂર્ણ ધ્યાન આપવું જોઇએ. તેમજ વૃદ્ધ હોય તેની સેવા કરવામાં તત્પર રહેવું જોઇએ. તેમને ઔષધ અન્ન, પાન અને વસ્ત્રના દાન કરવા. ગૃહસ્થો ! આ તમારા કર્ત્તવ્યને તમે તદન ભુલી ગયેલા છો. તમારી મનોવૃત્તિમાં તે કાર્ય તરફ પૂર્ણ ઉપેક્ષા પ્રગટ થયેલી છે. તમારામાંના કેટલાએક તો દયા ધર્મના ધારક બને છે પણ પોતે અંદરથી નિર્દયતાના કામ કરે છે. વૃદ્ધ અને બીમાર તરફ બેદરકારી રાખવી, તે નિર્દયતાનુંજ કામ છે. તેવા નિર્દય લોકો દયા ધર્મને પાળવાનો જે દાવો કરે છે, તે તદન ખોટો છે. વળી તમારે તમારા ઘરની સ્ત્રીઓને પણુ તે વિષે સમજુતી આપવી જોઇએ. પોતાના પુત્રની વહૂને સાસૂએ પોતાની પુત્રી સમાન ગણુવી જોઇએ.

પીયરના આશ્રય વગરની અબળાને દુઃખી કરવી, તે કેવું નિર્દયતા ભરેલું કામ છે? એવી નિર્દય સાસૂઓને અને નણંદોને સહસ્રવાર ધિક્કાર છે. તેમનું સ્વાર્થી જીવન શ્રાવિકા જીવન નથી પણ પશુ જીવત છે. તેને પશુ જીવન કહેવું, એ પણ વિચારવા જેવું છે. પશુઓ પણ પોતાના બચ્ચાઓની સારી સંભાળ રાખે છે, તેથી તેમનું જીવન પશુ જીવનથી પણ ઉતરતું છે. જે આપણા પૂજ્ય અને ઉપકારી વડિલ છે,તે જ્યારે વૃદ્ધાવસ્થામાં આવે ત્યારે તેમની તરફ ઉપેક્ષા રાખવી તે ખરેખર કૃતઘ્નતાજ છે. ગૃહસ્થો ! તમારા તે કુટુંબના ઘરનો દેખાવ જોઇ હું ઘણીજ ખેદાતુર બની ગઇ હતી. આ વિષે તમારે સંઘ રૂપે મળી વિચાર કરવો જોઇએ. સંઘના આગેવાનોની એ ફરજ છે કે, તેમણે પોતાની કોમની સર્વ પ્રકારની સુધારણા કરવી જોઈએ. હું તમારી અવ્યવસ્થા અત્યારે પ્રત્યક્ષ જોઈ ઘણી દિલગીર થઈ છું. જ્યાં સંઘના આગેવાનોજ અંધ અને પક્ષપાતી હોય, ત્યાં સુધારણા ક્યાંથી થાય ? મહાનુભાવ હરિભદ્રસૂરિના વચનોથી અજ્ઞાત રહેનારા સંઘપતિઓથી કાંઇપણ થઇ શકશે નહીં. દરેક શ્રાવક ગૃહસ્થે તે મહાનુભાવે કહેલા ગૃહસ્થ ધર્મનો બોધ શ્રવણ કરવો જોઇએ. ગૃહસ્થો ! હવે તે મહાત્માના બીજા ઉપદેશ તરફ તમે ધ્યાન આપજો,તે મહાત્મા લખે છે કે,

" कृता कृत प्रत्युपेक्षेति "

" ગૃહસ્થ શ્રાવકે કરેલા કામની અને ન કરેલા કામની તજવીજ કરવી."

આ મહા સૂત્રનો ભાવાર્થ એવો છે કે, ગૃહસ્થ શ્રાવકને માથે કરવાની ફરજો આવી પડેલી હોય છે. તે ફરજોના કામની તજવીજ કરવી. એટલે જે ફરજો પોતે બજાવેલી છે, તેને ફરી કરવાની જરૂર નથી; પણ જે બજાવેલી નથી, તે કરવાનો ઉદ્યમ કરવો. જો એમ કરવામાં ન આવે તો પોતાની શક્તિનો ક્ષય કરવા રૂપ પ્રસંગ આવે. તેથી તે વિષે ઉત્તમ ગૃહસ્થોએ અવશ્ય વિચાર કરવો જોઇએ. ગૃહસ્થો! તે મહાત્માએ આપેલો આ બોધ તમારે હૃદયથી ગ્રહણ કરવો. અને તેમની સૂત્ર વાણીને અનુસરી તમારા કર્ત્તવ્યને યથાર્થ રીતે બજાવવું.

મહાનુભાવ હરિભદ્ર સૂરિ લખે છે કે, "પ્રાતઃકાળની ધાર્મિક નિત્ય ક્રિયામાંથી પરવારી આવેલા ગૃહસ્થે ધર્મ પ્રધાન વ્યવહાર કરવો એ વ્યવહાર કુલક્રમાગત હોવો જોઇએ, એ ખાસ લક્ષમાં રાખવાનું છે." અને તેને માટે તે મહાનુભાવે ધર્મબિંદુના પ્રથમ અધ્યાયમાં દર્શાવેલું છે. તે પછી મહાનુભાવ લખે છે કે, " ગૃહસ્થ શ્રાવકે દ્રવ્યને વિષે સંતોષ મુખ્ય રાખવો. " ધર્મનિષ્ઠ પુરૂષે જેટલાથી નિર્વાહ થઇ શકે એટલા દ્રવ્યથી સંતોષ માનનારા થવું. કદિ પોતાનામાં સામર્થ્ય

હોય તો પરોપકાર કરવાની ઇચ્છાથી દ્રવ્ય ઉપાર્જન કરવાને પ્રવર્ત્તવું. પરોપકાર કરવાની બુદ્ધિથી દ્રવ્યોપાર્જન કરવાની ઇચ્છાને માટે એક મહાત્માએ કહેલું છે કેઃ-

" द्रव्यस्योपार्जने बुद्धि र्यदि चेत्तुपकारिणी ।
सा बुद्धिरुभय त्रैव सर्व श्रेयस्करी मता " ॥ १ ॥

"'દ્રવ્યને ઉપાર્જન કરવાની બુદ્ધિ જો ઉપકારવાળી હોય, એટલે ઉપકાર કરવાની બુદ્ધિએ દ્રવ્યોપાર્જન કરવાની પ્રવૃત્તિ હોય તો તે બુદ્ધિ આ લોક તથા પરલોકમાં સર્વ પ્રકારના કલ્યાણને કરનારી છે." ૧

આ ઉપરથી સમજવાનું કે, માત્ર પોતાને મોજશોખ કરવાને માટે દ્રવ્ય ઉપાર્જન કરવામાં પ્રવર્ત્તવું, એ નિષેધ કરવા યોગ્ય છે. એવી વૃત્તિથી દ્રવ્યને માટે સંતોષ ન રાખવો, એ દુઃખનો હેતુ છે. તે વિષે ટીકાકાર એક સુભાષિત આપે છેઃ—

" अत्युष्णात्सघृतादन्ना दच्छिद्रात्सितवाससः ।
अपर'प्रेष्य भावाच्च शेषमिच्छन्पतत्यधः' " ॥ १ ॥

"થોડા ઘી સાથે ગરમ અન્ન મળે, ફાટ્યા વગરનું વસ્ત્ર પેહેરવા મળે, અને પારકી નોકરી ન કરવી પડે તેટલાથી સંતોષ માનવો, તે સિવાય જે બાકી વધારે મેળવવાની ઇચ્છા કરે છે, તે નીચે પડે છે—તેનો અધઃપાત થાય છે."

વળી કહ્યું છે કેઃ—

" संतोषामृत तृप्तानां यत्सुखं शांतचेतसाम् ।
कुतस्तद्धनलुब्धाना मितश्चेतश्च धावताम् " ॥ १ ॥

"જેઓ સંતોષ રૂપી અમૃતથી તૃપ્ત છે, અને જેમનું ચિત્ત શાંતિમાં રહેછે, તેવા પુરૂષોને જે સુખ મળે છે, તે સુખ ધનમાં લુબ્ધ બની આમ તેમ દોડાદોડ કરનારાઓને ક્યાંથી મળે ?"

ગૃહસ્થો ! આથી દ્રવ્યને વિષે સંતોષ રાખવો એ ગૃહસ્થાવાસમાં શાંતિના સુખરૂપ સમર્થ છે. વળી સર્વ વાંછિતની અસાધારણ સિદ્ધિના મૂળ રૂપ એવા શ્રુત ચારિત્ર રૂપ ધર્મને વિષે ધનની બુદ્ધિ રાખવી, એટલે 'ધર્મ એજ ધન છે,' એવા પરિણામ રાખવા. આવા પરિણામ રાખવાથી પરલોકના સાધનો મેળવવાને માટે સર્વદા ઉદ્યુક્ત રહેવાય છે. ઉત્તમ પરિણામને ધારણ કરનારા પુરૂષોને તેવા સાધનો અનાયાસે પ્રાપ્ત થઈ જાયછે."

ગૃહસ્થો ! તે પછી મહાનુભાવ હરિભદ્રસૂરિ ઉચ્ચ ઘોષણા કરીને કહેછે કે:—

" शासनोन्नतिकरणमिति " ॥

" જિન શાસનની ઉન્નતિ કરવી. "

સર્વ હેય અને ઉપાદેય એવા ભાવને પ્રગટ કરવામાં સૂર્ય સમાન એવા શ્રી જિન નિરૂપિત વચન રૂપ શાસનની ઉન્નતિ કરવી. ગૃહસ્થો ! આજ કાલ ઘણાં લોકો શાસનની ઉન્નતિનો અર્થ જુદી રીતનો સમજવા લાગ્યા છે. તેઓ મોટા મોટા વરઘોડા અને આડંબરી ઉત્સવોમાંજ શાસનની ઉન્નતિ સમજે છે. સ્વાર્થ સાધક અને કીર્ત્તિના લોભી એવા મુનિઓ પણ એવાં કાર્યોને પુષ્ટિ આપે છે, પણ શાસનની ઉન્નતિનો તે ખરો માર્ગ નથી. હુ જ્યારે પ્રથમ પ્રવાસ પૂરો કરી બીજો પ્રવાસ કરવાને આગળ ચાલી, તે વખતે એક જૈન ભક્ત કવિએ ગુર્જર કવિતામાં શાસનની ઉન્નતિ દર્શાવી હતી, તે તમારે મનન કરવા યોગ્ય છે. તે કવિતા આ પ્રમાણે છે:-

જે રાખી દઢતા રહે નિજ તણાં કર્ત્તવ્યમાં ટેકથી,<br>
છોડીને છળતા ધરે હૃદયમાં નીતિ અતિ નેકથી;<br>
સાધી સંપ રહે સુખે સરવમાં રાખે ઉમંગે રતિ,<br>
તે સાધે સુખકાર શાસન તણી આનંદથી ઉન્નતિ. ૧

વર્ત્તે આપ સદા પ્રમાણિક પણે રાખે નહીં પક્ષને,<br>
જે શોભે સમ ભાવથી સકળમાં બાંધી રહે કક્ષને;<br>
ચૂકે નૈં કદિ નીતિ માર્ગ મનથી રાખી સ્વધર્મે મતિ,<br>
તે સાધે સુખકાર શાસન તણી આનંદથી ઉન્નતિ. ૨

ગૃહસ્થો ! આ કવિતાનો આશય ઘણોજ ઉચ્ચ છે. તમે તેનું મનન કરી તે પ્રમાણે વર્ત્તવાને તન, મન અને ધનથી પ્રયત્ન કરજો. મહાનુભાવ મુનિચંદ્ર સૂરિ તે સૂત્રની ટીકામાં લખે છે કે, શાસનની ઉન્નતિ કરવામા ક્રમવાર સાત બાબતો દર્શાવે છે—તેઓ ભાર મુકીને કહે છે કે, શાસનની ઉન્નતિ કરવાની ઇચ્છાવાળા ગૃહસ્થે પ્રથમ ન્યાય પ્રમાણે વ્યવહાર કરવો. એટલે જેનામાં વ્યવહાર શુદ્ધિ છે, તે પુરૂષ ઉત્તમ ગણાય છે,અને તેવો ઉત્તમ પુરૂષ શાસનની ઉન્નતિ કરવાને સમર્થ થઇ શકે છે. અથવા જે ધર્મના શાસનમાં શુદ્ધ વ્યવહારવાળા પુરૂષો હોય છે; તે ધર્મનું શાસન ઉત્તમ ગણાયછે, તેથી તેવા ન્યાયી અને શુદ્ધ વ્યવહારવાળા પુરૂષોને લઇને તે શાસન વિશેષ દીપી નીકળે છે આથી ન્યાય પ્રમાણે વ્યવહાર કરવો, એ શાસનમી ઉન્નતિનો પ્રથમ વિષય છે.

બીજી બાબત એ છે જે યોગ્યતા પ્રમાણે લોકોનો વિનય કરવો. જે શાસનમાં એ વિનય ગુણ પ્રધાનતાને ભોગવતો હોય તે શાસન ઉત્કૃષ્ટ ગણાય છે; કારણ કે;

વિનય ગુણને લઇને લોકો તે શાસન તરફ પ્રીતિ બતાવે છે, આથી શાસનની ઉન્નતિ સારી રીતે થઇ શકે છે આર્હત્ ધર્મ વિનય પ્રધાન હોવાથી તે આ લોક ઉપર વિજયી થયેલ છે વિનય ગુણનો પ્રભાવ લોકોત્તર અને વશીકરણ રૂપ છે. તેથી શાસનની ઉન્નતિ કરવામાં એ પ્રધાન પણે આદરણીય છે.

ગૃહસ્થો ! આજ કાલ એ વિનય ગુણનો હ્રાસ થતો જાયછે. લોકો અવિનીત થઇ ધર્મની મર્યાદાનો લોપ કરેછે. તેમાં ગૃહસ્થ વર્ગના કરતાં મુનિવર્ગ વિશેષ અ-વિનીત જોવામાં આવે છે લઘુમુનિ વરિષ્ટ મુનિનો અવિનય કરવાને પ્રવર્ત્તે છે અને સર્વથા પોતાની મનોવૃત્તિમાં અહંભાવને સ્થાપિત કરી વર્ત્તે છે. એથી વીરશાસનની ભારે ગર્હણા થાય છે. અને તેની ઉન્નતિને બદલે અવનતિ બને છે, તેથી શાસનની ઉન્નતિ કરનારે લોકોનો વિનય કરવો જોઇએ જ્યારે આર્હત્ પ્રજા વિનયનું અવલં-બન કરી વર્ત્તતી હતી, ત્યારે આ વિશ્વ ઉપર વીર શાસન ઉચ્ચ દશાને ભોગવતું હતું. તેથીજ જૈન ધર્મ વિનય મૂળ ધર્મ કહેવાય છે.

શાસનની ઉન્નતિ કરવામાં ત્રીજી બાબત એ છે કે, "દીન અને અનાથ જનોનો દુઃખમાંથી ઉદ્ધાર કરવો." આ બાબત શાસનની ઉન્નતિ સાધવામાં મુખ્ય ઉપાય રૂપ છે. પૂર્વકાળે એ રીતિ ઉત્કૃષ્ટતાથી ધારણ કરાતી હતી. ભારતની આર્હત્ પ્રજા પરોપકાર ધર્મમાં તલ્લીન હતી.કોઇપણ દીન કે અનાથ જનને શરણ આપવામાંજ તે પોતાનું મુખ્ય કર્તવ્ય સમજતી હતી કોઇ પ્રાણીને દુઃખી સ્થિતિમાં જોઇ શકતી ન હતી બીજાને દુઃખી જોઇ પોતે દુઃખી બની જતી અને તેને દુઃખમાંથી મુક્ત કર-વાના ઉપાયો યોજવા તત્પર બની જતી હતી. આથી શાસનની ઉન્નતિ ઉત્તમ પ્રકારે થતી હતી

ગૃહસ્થો ! આજકાલ તમારામાં એ ગુણની ઘણીજ ન્યૂનતા જોવામાં આવે છે. તમારામાં એટલી બધી સ્વાર્થ બુધ્ધિ વધી ગઇ છે કે, જેથી તમે તમારૂ પોતાનુ જ જાળવવાને તત્પર બનો છો બીજાનુ ગમે તે થાય, તેને માટે તમને જરાપણ ચિંતા હોતી નથી પોતાને સર્વ પ્રકારના સાધનો મળે અને પોતાનું સર્વ રીતે હિત થાય એટલે પત્યુ. બીજાઓ ગમે તે રીતે દુ.ખી થાય કે હેરાનગતિ ભોગવે તેની તમારે પચાત હોતી નથી આવી સ્વાર્થ બુધ્ધિથી દીન અને દુઃખી જનોનો ઉધ્ધાર થઇ શ-કતો નથી. તેથી તેવી ઉતમ બુધ્ધિ ધારણ કરવાને તન, મન, અને ધનથી તેમજ ત્રિકરણ શુધ્ધિથી પ્રયત્ન કરવો જોઇએ.

શાસનની ઉન્નતિ કરવામા ચોથી બાબત એ લીધી છે કે, "શુદ્ધ યતિઓનો પૂજા સત્કાર કરવો " આ બાબત પણ તે વિષયમાં ઘણીજ ઉપયોગી છે. ટીકાકારે

યતિઓને જે શુધ્ધ વિશેષણ લગાડેલું છે, તેમાંજ સર્વ ગુરૂ ગુણોનો સમાવેશ થઇ જાય છે. શુધ્ધ ગુરૂતત્વની પરીક્ષા કર્યા પછી, તેમનો સત્કાર કરવાને પ્રવૃત્ત થવું જોઇએ. અશુધ્ધ યતિઓનો પૂજા સત્કાર કરવાથી ઘણી મોટી હાનિ થાય છે. જેમનામાં ગુરૂપદની લાયકાત ન હોય, તેવાઓનો સત્કાર કરવાથી તેમનામાં પૂજા કે બહુમાનના અહંભાવ સાથે અનેક જાતના અનાચારો ઉભા થાય છે, કે જેથી પૂજ્ય અને પૂજકનો ઉત્તમ સંબંધ કર્મના બંધનો હેતુ થઇ પડે છે.

ગૃહસ્થો ! આજકાલ શુદ્ધ ગુરૂતત્ત્વની મોટી દુર્લભતા થઇ પડી છે. તે ખાતે ઘાટું અંધકાર ચાલે છે. ઉચ્છૃંખલ અને અનાચારી ગુરૂઓ પોતાના અનુયાયીઓને ઉન્માર્ગે દોરે છે અને પોતાનો તથા અનુયાયીઓનો અધઃપાત કરાવે છે. આવા ગુરૂઓનું બહુમાન ન કરવું જોઇએ. તેમાં શાસનની અવનતિ થાય છે અને ઉન્નતિ દૂર થતી જાય છે. જો શાસનની ઉન્નતિ કરવી હોય તો શુદ્ધ ગુરૂઓનો પૂજા સત્કાર કરવો જોઇએ. શુદ્ધ ગુરૂઓ નિસ્વાર્થ વૃત્તિથી લોકોને એવો ઉચ્ચ ઉપદેશ આપે છે કે, જેથી લોકોમાં ધાર્મિકવૃત્તિ પૂર્ણ જાગ્રતિને પામે છે. પરંપરાએ એ જાગૃતિના બળથી આર્હત્ શાસન ઉન્નતિના શિખરપર આરૂઢ થાય છે. તેથીજ શુદ્ધ યતિઓનો પૂજા સત્કાર કરવો, એ શાસનની ઉન્નતિનું મુખ્ય સાધન છે.

તે પછી પાંચમી બાબત એ છે કે, "શુદ્ધ શીળનું પાલન કરવું." આ બાબત ઘણીજ ગંભીર છે. માનવજાતિની ઉત્કૃષ્ટતા શીલમાંજ રહેલી છે. જે જ્ઞાતિ કે કુળમાં શીલની રક્ષા થાય છે, તે જ્ઞાતિ અને કુલ પોતાના કુલીનતાના સંસ્કારોને મેળવી શકે છે. શીલના બે પ્રકાર મુખ્ય છે. એક યાવજજીવિત પાળવાનું બ્રહ્મચર્યરૂપ શીલ અને બીજું સ્વદારા સંતોષરૂપ શીલ. એ ઉભય શીલ કુલિનતાને સાચવે છે. જ્યારે કુલિનતા અખંડિત રહે છે, ત્યારે કુલક્રમાગત ધર્મ નિરાબાધ રહી શકે છે. વ્યભિચારાદિ દોષો કુલિનતાને તોડનારા છે, કારણકે, તેથી વર્ણસંકર પ્રજા થતાં અનેક જાતના દોષો ઉત્પન્ન થાય છે. જ્યારે એ દોષોને દૂર કરનાર શુદ્ધ શીળનું પાલન થાય તો કુલીનતાથી અલંકૃત એવી પ્રજા પોતાના શુદ્ધ ધર્મ અને વ્યવહાર માર્ગે પ્રવર્ત્તી શાસનની ઉન્નતિ સાધી શકે છે; તેથી શુદ્ધ શીલનું પાલન કરવું, તે શાસનની ઉન્નતિના કારણરૂપ છે. શાસનની ઉન્નતિના વિષયમા છઠ્ઠી બાબત "જિનચૈત્યોની જ્યાં જરૂર હોય તે સ્થળે કરાવવા અને જીર્ણ ચૈત્યોનો ઉદ્ધાર કરવો," એ છે. આજકાલ તે વિષે લોકો વિશેષ પદ્દતુ કરે છે. જીર્ણ ચૈત્યોનો ઉદ્ધાર કરવા તરફ ઉપેક્ષા રાખે છે અને નવા ચૈત્યો કરાવવા આગળ વધે છે, એ ઉચિત નથી. વિવેકી પુરૂષોએ જીર્ણોધ્ધાર તરફ વિશેષ લક્ષ રાખવું જોઇએ. જીર્ણોધ્ધાર તરફ ધ્યાન ન આપવું અને ચૈત્યોની વૃધ્ધિ કર્યા કરવી, એ ધર્મ વિરૂધ્ધ છે. આર્હત્ આગમમાં પણ નવીન ચૈત્ય કરાવ્યા

કરતાં જીર્ણોદ્ધાર કરવામાં વિશેષ પુણ્ય કહેલું છે. અને શાસનની ઉન્નતિ પણ તેનાથીજ થાય છે.

ગૃહસ્થો ! તે પછી જૈનશાસનની ઉન્નતિને માટે યાત્રા, પૂજા અને ભક્તિ વગેરે કરવાની સાતમી બાબત દર્શાવેલી છે. એ કરવાથી આર્હત્ શાસનની વિશેષ ઉન્નતિ થાય છે તે પણ ભાવથી કરવાની છે, દ્રવ્યથી કરવાની નથી. હૃદયની શુધ્ધતાથી આચરેલી યાત્રા, પૂજા અને ભક્તિ ઉત્તમ પ્રકારના પુણ્યને પ્રાપ્ત કરાવે છે. ભાવ એ અપૂર્વ અને દિવ્ય વસ્તુ છે. ભાવિક ભક્તો ભાવના બળથી પરમાત્માના શુધ્ધ સ્વરૂપને પ્રાપ્ત કરી શકે છે. તેનાથી કર્મોની વર્ગણા તદ્દન નિર્બળ બની જાય છે. ભાવના પ્રકાશથી કર્મજાળ ક્ષણવારમાં તુટી જાય છે અને આત્મા પોતાના સહજ શુધ્ધ સ્વરૂપને મેળવી શકે છે. આજકાલ એ ભાવ તરફ ઉપેક્ષા કરવામાં આવે છે. નવાણું યાત્રા કરનારાઓ માત્ર નવાણુનો અંક પૂરો કરવાનુંજ જ્ઞાન ધરાવે છે, પણ તેટલી યાત્રામા શું ભાવવાનું છે ? શુ ધ્યાવવાનું છે અને કેમ વર્ત્તવાનું છે ? એ કાંઇ તેના લક્ષમાં આવતું નથી ભાવપૂર્વક એક યાત્રા કરી આદિનાથ પ્રભુની ભક્તિ કરનારો ભાવીક આત્મા દ્રવ્યથી નવાણું યાત્રા કરનાર અશુધ્ધ આત્માથી ચડીયાતો થાય છે. તેથી, ભાવપૂર્વક યાત્રા, પૂજા અને ભક્તિ કરનાર ભવીજનો શાસનની ઉન્નતિ કરી શકે છે.

ગૃહસ્થો ! આ સાત બાબતો શાસનની ઊન્નતિમાં મુખ્યપણે ગણેલી છે. તેને અનુસરવાથી શાસનની મહાન્ ઊન્નતિ થઇ શકે છે, એ નિર્વિવાદ છે. શાસનની ઊન્નતિ સાધનારાઓએ એ વાત સર્વદા લક્ષમાં રાખવાની છે કે, જે સાધનો ઉન્નતિને ઊત્તેજન આપનારા ગણાય છે, તે સાધનો હૃદયની પ્રીતિથી સંપાદન કરવા, એક સમર્થ વિદ્વાન્ શાસનની ઊન્નતિને માટે આ પ્રમાણે લખે છે—

"शुद्ध वर्त्तनैः शुद्धाचारैः सद्ज्ञानसत्कलाभ्यासैः ।
शासन समुन्नतिः स्यात्कर्त्तव्या श्रावकैस्तु सा सततम्" ॥ १ ॥

"શુદ્ધ વર્ત્તનોથી, શુદ્ધ આચારોથી અને સારૂં જ્ઞાન તથા ઉત્તમ કળાના અભ્યાસોથી શાસનની ઉન્નતિ થાય છે, તે ઉન્નતિ શ્રાવકોએ નિરંતર કરવી જોઇએ." ૧

આ સુભાષિત ઉન્નતિની સ્પૃહા રાખનારાઓએ હૃદયમાં રાખવા યોગ્ય છે. ગૃહસ્થો ! એક વખતે એક રમણીય સ્થળમાં પ્રવાસ કરતા આ પ્રમાણે કેટલાએક શબ્દો મારા સાંભળવામાં આવ્યા હતા. "હે ભવિ આત્માઓ ! આ જગત્માં તમારૂં જીવિત વિદ્યુત્ના જેવુ ચપળ છે. કમળના પત્ર ઊપર પડેલા જળના બિંદુના જેવું ક્ષણિક છે, તેથી તમારે તમારા જીવનને સાર્થક કરવું. જીવનની સાર્થકતા કરવામાં ચાર ઉપાયો સર્વોત્તમ ગણેલા છે. પ્રથમ ઉપાય એ છે જે, ત્રિકરણ શુદ્ધિથી આર્હત

ધર્મની આરાધના કરવી. બીજો ઉપાય એ છે જે, વ્યવહારની શુદ્ધિ રાખી આ સંસારમાં પ્રવૃત્તિ કરવી, ત્રીજો ઉપાય એ છે જે, સર્વદા પરોપકાર કરવાને પ્રવૃત્ત થવું. અને ચોથો ઉપાય એ છે જે, શાસનની ઉન્નતિના ઉપાયો યોજવા. જ્યારે શાસનની ઉન્નતિ કરવામાં આવે, તો તેથી પોતાની ધાર્મિક ઉન્નતિ થઇ શકે છે; એ નિઃસંદેહ છે."

ગૃહસ્થો ! આથી તમારે શાસનની ઉન્નતિ કરવામાં સર્વદા તત્પર રહેવું. શાસનની ઉન્નતિ એ તમારી આત્મિક ઉન્નતિ છે. આત્મિક ઉન્નતિ સિદ્ધ થવામાં જે જે ઉપાયોની આવશ્યકતા છે, તે ઉપાયોમા શાસનની ઉન્નતિ મુખ્ય છે. વીરશાસનનો વિજય કરવાને માટે વીર પુત્રોનો જન્મ છે,વીરના બાળકોના જીવનની સાર્થકતા તેમાંજ છે. આપણા મહાન્ આચાર્યોએ પણ એજ ઉપદેશ આપેલો છે. તેઓ ઉદ્‌ઘોષણા કરી કહે છે કે, "હેભવ્ય આત્માઓ ! તન, મન,અને ધનથી શાસનની ઉન્નતિ કરો અને તમારા આર્હત નામને દીપાવો." ચરિતાનુયોગના મહાન્ વિષયમાં શાસનની ઉન્નતિ કરનારાઓની ભારે પ્રશંસા કરવામાં આવી છે. અનેક ગ્રંથોમાં તેમના યશોગાનને ગાવામાં આવ્યું છે. એક સમર્થ કવિએ એટલે સુધી કહ્યું છે કે, વીર પ્રભુના ધર્મને અવલંબન કરનારી શ્રાવિકાઓ એવા પુત્રોને જન્મ આપો કે જે પુત્રો શ્રીવીરશાસનની મહોન્નતિ કરનારા થાય અને આ જગતમાં ખરેખર વીરપુત્રો કહેવાય. શ્રાવિકા માતાઓના ઉદરમાંથી ઉત્પન્ન થયેલા બાળકો પોતાનાં વીર શાસનની ઉન્નતિને સાધનારા થવા જોઇએ. તેવા પુત્રો પોતાની શ્રાવિકા માતાઓનાં દુધને દીપાવનારા ગણાય છે.

ગૃહસ્થો ! આ મહા વાક્યો સ્મરણમાં રાખજો અને શાસનની ઉન્નતિના સંપાદક બની તમારા આર્હત ધર્મને ઉજ્વળ બનાવજો.

શ્રાવકો ! આ પ્રસંગે તમોને એક અગત્યની બાબત જણાવવાની કે, તમારે તમારી શક્તિ પ્રમાણે ક્ષેત્રોને ઉત્તેજન આપવું. એટલે ક્ષેત્રનેવિષે દાન કરવું. મહાનુભાવ હરિભદ્ર સૂરિ લખે છે કે,

" विभवोचितं विधिना क्षेत्रदान मिति "

" પોતાના વૈભવ પ્રમાણે ક્ષેત્રને વિષે વિધિપૂર્વક દાન કરવું. "

અહિં શાસ્ત્રકાર વિધિનો જે અર્થ કરે છે, તે તમારે લક્ષમાં રાખવો. શાસ્ત્રકાર કહે છે કે, " સત્કાર વગેરે કરવા અને મોક્ષ વિના બીજી ઇચ્છા ન રાખવી તે વિધિ કહેવાય છે." તેને માટે મહાનુભાવ મુનિચંદ્ર સૂરિ લખે છે કે, " સત્કાર એટલે કોઈ યોગ્ય પુરૂષ આવે તો બેઠા થઇ તેની સામા જવું, તેમને આસન આપવું અને

કોઇ યોગ્ય પુરૂષ આવે તો બેઠા થઇ તેની સામે જવું, તેમને આસન આપવું, અને વંદના કરવી, એ રૂપ વિનય તે વિધિ કહેવાય છે, તેમજ દેશકાલ પ્રમાણે શુદ્ધ શ્રદ્ધા રાખી દાન આપવું, તે પણ વિધિ કહેવાય છે. તે સાથે તેવું દાન આપતાં આ લોક તથા પરલોકની અભિલાષા ન રાખવી, કેવળ મુક્તિનીજ ઇચ્છા રાખવી. આવા વિધિવડે ક્ષેત્રને સહાય આપવી તે ક્ષેત્રદાન કહેવાય છે. આર્હત્‌શાસ્રકારોએ સાત પ્રકારના ક્ષેત્રો કહેલા છે, તેઓમાં શ્રી વીતરાગના ધર્મથી યુક્ત એવા સંતો-સાધુ-જનો તે ક્ષેત્ર કહેલ છે. અને દાન આપવાને પણ તેમનેજ પાત્ર ગણેલ છે. તેનેમાટે તે મહાનુભાવ એક પ્રમાણભૂત શ્લોક આપે છે—

" क्षांतो दांतो मुक्तो, जितेंद्रियः सत्यवागभयदाता ।
प्रोक्तस्त्रिदंड विरतो विधि गृहीता जवति पात्रम् " ॥ १ ॥

" ક્ષમાવાન્, ઇંદ્રિયોને દમન કરનાર, મુક્ત, ઇંદ્રિયોને જીતનાર, સત્ય વચન બોલનાર, અભય આપનાર, મનોદંડ, વચનદંડ અને કાયદંડ—એ દંડથીરહિત,અને વિધિનું ગ્રહણ કરનાર એવો પુરૂષ પાત્ર કહેવાય છે." ૧

ગૃહસ્થો, આવા પાત્ર રૂપ ક્ષેત્રને ઉત્તેજન આપવું, એ તમારૂં કર્ત્તવ્ય છે. જેઓ જ્ઞાનની વૃદ્ધિ કરવા ઇચ્છતા હોય, વિવિધ પ્રકારના સુબોધક પુસ્તકો પ્રગટ કરી લોકોની વૃત્તિને જ્ઞાન તરફ વાળવા પ્રવર્ત્તતા હોય, નિઃસ્વાર્થ બુદ્ધિથી સાધર્મિ બંધુઓની ધાર્મિક અને વ્યવહારિક સેવા કરવાની ઉત્કંઠા રાખતા હોય, ઊત્તમ પ્રકારના સાધનો આપવાને માટે વિવિધ પ્રકારની સંસ્થાઓ સ્થાપવા પ્રયત્ન કરતા હોય, આત્મભોગ આપી પોતાના ધર્મબંધુઓને તથા ધર્મબ્હેનોને આશ્રય આપવાની યોજનાઓ ઊભી કરતા હોય અને સર્વ જૈનોની ધાર્મિક તથા સાંસારિક ઉન્નતિ સાધવા મથન કરતા હોય, તેવાઓને સહાય આપવી, એ પાત્રદાન કહેવાય છે. તેવા પાત્રોને તમારે તન, મન અને ધનથી મદદ કરવી જોઇએ.

ગૃહસ્થો ! આજકાલ પાત્રાપાત્રનો વિચાર કરવામા આવતો નથી. કુપાત્રો સહાય મેળવે છે, અને સત્પાત્રો રખડી પડે છે. તેથી તમારા દ્રવ્યનો દુરૂપયોગ થાય છે. તમારે વિચાર કરી એ વાતથી દૂર રહેવું જોઇએ. જ્યાં સુધી તમે તમારા દ્રવ્યનો સદુપયોગ કરશો નહીં, ત્યાં સુધી તમારી અને તમારા ધર્મની ઊન્નતિ સિદ્ધ થવાની નથી. દ્રવ્યના સદુપયોગથી કેટલા લાભો થઇ શકે છે, તેને માટે એક ગુર્જર કવિતા મારા સાંભળવામાં આવી હતી. થોડા વખત પહેલાં હું પ્રવાસ કરતી હતી, તેવામાં કોઇ સરોવરના તીર ઊપર એક વિદ્વાન્ કવિ નીચેની કવિતા ગાતો હતો.

## ઢાળ.

સદુપયોગ દ્રવ્યનો સદા કરોને, સંત સેવનાથી કર્મને હરોને. સદુપ.
સદુપયોગ દ્રવ્યનો સુલાભ આપે, સર્વ દુઃખને દરિદ્ર સૌ ઉથાપે,
કષ્ટ દીનના અપાર સદ્ય કાપે. સદુપ. ૧
ધર્મબંધુઓ ઉદ્ધાર તે કરે છે, તેથી સર્વ વિપત્તવારિને તરે છે,
સંપ સૌરભ્યને સદા હૃદે ધરે છે. સદુપ. ૨
દુરૂપયોગ દ્રવ્યનો કરે ઉપાધિ, તેથી વ્યર્થ જાય વિત્ત સર્વ સાધી,
થાય છે અપાર ચિત્તમાંહિ આધિ. સદુપ. ૩
બંધુઓ ધરી વિનંતિ આ અમારી, સદુપયોગ દ્રવ્યનો કરો વિચારી,
થાય અંતરંગમાંહી આશ સારી. સદુપ. ૪

આ કવિતા સાંભળી મારામનને અતિશય સંતોષ થયો હતો. તે વખતે મારા મનમાં સ્ફુરી આવેલું કે, આ કવિતા દરેક જૈન સ્ત્રી પુરૂષે સાંભળવી જોઇએ. જો આ કવિતાનો આશય હૃદયારૂઢ કરવામાં આવે તો જૈનવર્ગ પોતાના શુદ્ધ સ્વરૂપને સમજ્યા વગર રહેશે નહીં.

ગૃહસ્થો ! તમારે તમારા ધર્મના તત્ત્વરૂપ દયા પાળવી જોઇએ. આ લોકમાં જે કોઇ દીન કે દુઃખી જોવામાં આવે તેમનો ઊદ્ધાર કરવો. મહાનુભાવ હરિભદ્રસૂરિ તેને માટે લખે છે કે,

" दुखितेष्वनुकंपा यथाशक्ति द्रव्यतो भावतश्चेति "॥

" દુઃખી પુરૂષોની ઉપર દ્રવ્યથી અને ભાવથી પોતાની શક્તિ પ્રમાણે અનુકંપા કરવી. "

તેને માટે ટીકાકાર લખે છે કે, જે કોઇ પ્રાણી પૂર્વ જન્મના પાપના પરિણામથી અતિ તીવ્ર ક્લેશથી પીડાતા હોય તેમની ઉપર કરૂણા કરવી. દ્રવ્યથી એટલે અન્ન, પૈસા આપવાથી અને ભાવથી એટલે તેમને સદ્બોધ આપવાથી. જે લોકો ધનવાન્ છે, તેઓએ દ્રવ્યથી દયા કરવાની છે, અને જેઓ વિદ્વાન્ અને વક્તા છે, તેમણે સદ્બોધના વ્યાખ્યાનથી દયા કરવાની છે. એ ઉભય પ્રકારની દયા તેના આચરનારને પુણ્યના પુંજની સાથે જોડાવે છે. એવી દયા કરવામાંજ ઉપકાર ધર્મનું તત્ત્વ રહેલું છે. પરોપકાર ધર્મની મહત્તા કેટલી બધી છે કે, તેનું વર્ણન થઇ શકે તેમ નથી. આર્હત ધર્મના મહાત્માઓ તેને માટે પોકાર કરીને કહે છે કે,

" अन्योपकारकरणं धर्माय महीयसे च भवतीति ।
अधिगतपरमार्थानामविवादो वादिनामत्र " ॥ १ ॥

" પરનો ઉપકાર કરવો, તે મોટા ધર્મને માટે થાય છે, તે વિષે પરમાર્થને પ્રાપ્ત કરનારા એવા તત્ત્વજ્ઞાની પુરૂષોને અને વાદિ પુરૂષોને વિવાદ નથી. અર્થાત્ એ વાત સર્વને માન્ય છે. " ૧

આ પરોપકાર ધર્મનું તત્ત્વ અનુકંપામાં રહેલું છે. અનુકંપા કરવાથી બહુ પુણ્ય ઉપાર્જન કરી શકાય છે. ગૃહસ્થો ! તેથી તમારે દ્રવ્ય અને ભાવ-ઉભયથી સર્વ પ્રાણી ઉપર અનુકંપા કરવી.

ગૃહસ્થો ! હવે એક ઘણી અગત્યની બાબત વિષે તમોને કહેવાની મારી ઇચ્છા છે. આજકાલ ઘણાં ઉન્મત્ત લોકો એ વાતને ભુલી જાય છે. મહાનુભાવ હરિભદ્રસૂરિ તેને માટે ખાસ લખે છે કે,

" लोकापवादभीरुतेति "

" લોકાપવાદથી ભય રાખવો. "

મહાત્મા ટીકાકાર તે ઉપર વિવેચન કરતાં લખે છે કે, ગૃહસ્થોએ લોકાપવાદ લાગવાનો ભય રાખવો. સર્વ લોકોની જેમાં નાખુશી હોય, તેવું કામ કરવાને પ્રવર્ત્તવું નહીં. નિપુણ બુદ્ધિવાળા પુરૂષોએ હંમેશા દીર્ઘ વિચાર કરી એવી યોગ્ય રીતે પ્રવર્ત્તન કરવું, કે જેથી સર્વ વાંછિત સિદ્ધિને કરનારી લોકપ્રિયતા વૃદ્ધિ પામે. જેને માટે બહુ જનો વિરૂદ્ધ હોય, તેવું કાર્ય કરવામાં ઘણો વિચાર કરવો.

ગૃહસ્થો ! અહિં એક વાત લક્ષમાં રાખવાની છે કે, જે લોકો અજ્ઞાનથી ભરપૂર હોય, જેમને સારાસારનો વિવેક ન હોય અને જેઓને દુરાગ્રહ અથવા મમતા રૂપી ભૂતો વળગ્યા હોય, તેવા લોકોની મોટી સંખ્યા સામે પડે, તો તે લોકાપવાદ કહેવામાં આવતો નથી. કારણ કે, તેવા લોકો પોતાની અંધ પરંપરાના આગ્રહથી અને મમતાથી વિરૂદ્ધ પડે છે. પરંતુ જે લોકો વિદ્વાન્ સમદર્શી, સારાસાર જોનારાં અને દીર્ઘદર્શી હોય, તેવા લોકોની બહુ સંખ્યા જો સામે પડે તો, તેમાં લોકાપવાદ ગણવાનો છે. એવા લોકો જે કાર્ય તરફ તિરસ્કાર બતાવતા હોય, તેવું કાર્ય કદિ પણ આચરવું નહીં. તેવા લોકોની નિંદા તેજ ખરી નિંદા કહેવાય છે. અને ઉત્તમ ગૃહસ્થોએ તેવા પુરૂષોની નિંદાથી સર્વદા ભય રાખવો જોઇએ. તેને માટે ટીકાકાર એક નીચેનું સુભાષિત આપે છે.

" वचनीय मेव मरणं जवति कुलीनस्य लोकमध्येऽस्मिन् ।
मरणं तु कालपरिणतिरियं च जगतोऽपि सामान्या " ॥१॥

" કુળવાન પુરૂષની આ લોકમાં નિંદા થાય, તે તેને મરણ રૂપ છે, અને કાળના પરિણામ રૂપે જે મરણ થાય છે, તે તો સર્વ જગત્‌ને સામાન્ય છે. " ૧

ગૃહસ્થો ! આ વાત લક્ષમાં રાખી તમારે લોકાપવાદનો ભય રાખવો. ગૃહસ્થો ! તે પછી મહાનુભાવ હરિભદ્રસૂરિ લખે છે કેઃ—

" गुरुलाघवापेक्षणमिति "

" સર્વમાં ગુરૂ લાઘવની અપેક્ષા રાખવી. "

ગૃહસ્થો ! તે મહાનુભાવનું આ સૂત્ર સદા સ્મરણમાં રાખવા યોગ્ય છે. તેનો આશય એવો છે કે, ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પુરૂષાર્થોથી આ જગત્‌નો વ્યવહાર ચાલે છે. તે વ્યવહારમાં દેશકાળનો વિચાર કરી બુદ્ધિમાન્ પુરૂષે જેમાં ઘણાં ગુણનો વા ઘણાં દોષનો લાભ હોય એવો પક્ષ અને જેમાં થોડા ગુણ દોષ હોય એવો પક્ષ કે જે ગુરૂ લાઘવ કહેવાય છે, તેનો નિપુણતાથી વિચાર કરીને જેમાં દોષ થોડા હોય અને ગુણ ઘણાં હોય તેમાં પ્રવૃત્તિ કરવી. એક મહામુનિ લખે છે કે, " અલ્પ દોષે કરીને ઘણાં ગુણના લાભની ઇચ્છા કરવી એ પંડિતનું લક્ષણ છે. "

ગૃહસ્થો ! આ વાત લક્ષમાં રાખી તમારે દેશકાળાનુસાર વર્ત્તન કરવું. હવે મહાનુભાવ હરિભદ્ર સૂરિએ જૈન પ્રજાના હિતની ખાતર ધર્મના સાધન રૂપ એવા શરીરને માટે જે વચનો ઉચ્ચાર્યાં છે. તે તમારે વિચારણીય છે. વૈરાગ્ય વિષયને અવલંબીને જેમ શરીર તરફ ઉપેક્ષા રાખવાનું કહેવામાં આવ્યું છે, તેમ સાંસારિક ભાવને અંગે કેટલાએક પ્રયોજનો સિદ્ધ કરવા માટે શરીરની અપેક્ષા રાખવાનું પણ કહેવામાં આવ્યું છે. આ મનુષ્ય શરીર કે જેને ચિંતામણિની ઉપમાં આપેલી છે. તેવા દુર્લભ શરીરને પ્રાપ્ત કરી ગૃહસ્થોને તેની સંભાળ રાખવાની આવશ્યકતા છે. શરીરની સ્થિતિ અબાધિત રાખવા માટે નિયમ પૂર્વક ભોજનાદિ ક્રિયા કરવી જોઇએ. જેવી રીતે આરોગ્ય રહે તેવા આહાર વિહાર કરવા પ્રયત્ન કરવો જોઈએ. આપણા તત્ત્વવેત્તાઓ એ વાત સારી રીતે સમજતા હતાકે, શરીર તરફ બેદરકારી કરવી એ ધર્મ તરફ બેદરકારી કરવા જેવું છે. તેથી શરીરની રક્ષા કરવી આવશ્યક છે. ઉત્તમ ગૃહસ્થોએ નિયમિત સમયે પોતાને અનુકૂળ પડે તેવો નિર્દોષ આહાર લેવો જોઇએ. પ્રાતઃકાળથી માંડીને ભોજનના સમય સુધીમાં જે વર્ત્તન કરવાનું છે,

તેને અનુસરી શરીરનું રક્ષણ કરવું જોઇએ. શરીરને નીરોગી રાખવું, એ ગૃહસ્થોનું મુખ્ય કર્ત્તવ્ય છે. મુનિઓ કે જેઓ પોતાના શરીરની ઉપેક્ષા રાખનારા કહેવાય છે, તેમને પણ અમુક શારીરિક નિયમો પાળવાના છે અને તે નિયમોનું મુખ્ય કારણ શરીર રક્ષા છે. શરીર રક્ષણ એ ધર્મનું રક્ષણ છે, એમ વિદ્વાનો ઉચ્ચ આશયથી વદે છે. શરીરની રક્ષાને માટે એક વિદ્વાન્ નીચેના શુભાષિતો આપે છે, તે મનન કરવા યોગ્ય છે—

" शरीराबाधया सेव्याः सर्वाचाराश्च धार्मिकाः ।
सर्वाः प्रवृत्तयो धर्मव्यवहारसमाश्रिताः ॥ १ ॥
येन संजायते बाधा शरीरे धर्मसाधने
स आचारः सदा त्याज्यः शरीरं धर्मसाधनम् " ॥ २ ॥

" ધર્મ સંબંધી સર્વ આચારો અને ધર્મ તથા વ્યવહાર સંબંધી સર્વ પ્રવૃત્તિઓ શરીરને બાધા ન થાય, તેવી રીતે સેવવી. ધર્મના સાધનરૂપ એવા શરીરમાં જેનાથી બાધા ઉત્પન્ન થાય, તેવા આચારનો સર્વદા ત્યાગ કરવો, કારણકે શરીર ધર્મનું મુખ્ય સાધન છે." ૧-૨

ગૃહસ્થો ! આ સુભાષિતોને તમે તમારા હૃદયમાં સ્થાપિત કરજો અને તમારી મનોવૃત્તિ શરીર રક્ષાના સાધનો શોધવામાં તત્પર રાખ્યા કરજો. શરીર ચલાયમાન છે, શાશ્વત નથી, તો પણ તેને ધર્મનું ઉપયોગી માની તેની રક્ષા કરવામાં પ્રવૃત્ત થવું જોઇએ. તેથીજ મહાનુભાવ હરિભદ્રસૂરિ લખે છે કે,

" शरीरस्थितौ प्रयत्न इति " ॥

" શરીરની સ્થિતિ રાખવા માટે પ્રયત્ન કરવો. "

શરીરની ઉપયોગીતા કેટલી છે ? તેને માટે ટીકાકાર એક સુભાષિત લખે છે—

" धर्मार्थकाममोक्षाणां शरीरं कारणं यतः ।
ततो यत्नेन तद्रक्ष्यं यथोक्तैरनुवर्त्तनैः " ॥ १ ॥

" ધર્મ, અર્થ કામ અને મોક્ષનું કારણ શરીર છે, જેથી તે શરીરની પૂર્વે કહેલા સુખકારી અનુવર્ત્તનોથી યત્નવડે રક્ષા કરવી. " ૧

ગૃહસ્થો ! વળી તે મહાત્મા હરિભદ્ર સૂરિ શરીરની રક્ષાના વિષયમાં એમ લખે છે કે, " શરીરની સ્થિતિ માટે ઉત્તરકાળે કરવાના કાર્યોની ચિંતા કરવી. " એટલે પછવાડે શરીરનો નિર્વાહ શી રીતે થશે ? તેનો વિચાર કરવો. કેટલાએક ઉત્તમ ગૃહસ્થો કે જેઓ વ્યવહાર શુદ્ધિના શુદ્ધ સ્વરૂપને જાણનારા છે, તેઓ શરીરના નિર્વાહને માટે ભવિષ્યની ચિંતા કરે છે. જેઓ શરીરના નિર્વાહને માટે ભવિષ્યની ચિંતા કરતા નથી, તેઓને પાછળથી ઘણુંજ શોષવું પડે છે. અને મહાન્ પશ્ચાત્તાપ કરવો પડે છે; તેથી તમારે આ વાત સર્વથા લક્ષમાં રાખવાની છે.

ગૃહસ્થો ! તે પછી એ મહાનુભાવ પોતાની સૂત્રવાણીથી એક એવો ઉત્તમ ઉપદેશ આપે છે. કે, જે ઉપદેશ તમારે તમારા જીવનમાં અત્યંત ઉપયોગી છે. તે ઉપદેશનું સૂત્ર આ પ્રમાણે છે.

" कुशलभावनायां प्रबंध इति "

" સર્વની કુશળ ભાવનામાં અતિશય ચિત્તવૃત્તિ કરવી. "

આ ઉપદેશનો આશય એવો છે કે, આ વિશ્વના સમસ્ત પ્રાણીઓનું શુભ ચિંતવન કરવું. સર્વ જગતના જીવોનું કલ્યાણ થાય, એવીજ ભાવના ભાવવી. તે ભાવનાને માટે ટીકાકાર એક સુભાષિત લખે છે કે,

" सर्वेऽपि संतु सुखिनः सर्वे संतु निरामयाः
सर्वे भद्राणि पश्यंतु मा कश्चित्पापमाचरेत् " ॥१॥

" સર્વ પ્રાણી સુખી થાઓ, સર્વજન નિરોગી રહો અને સર્વ પ્રાણીનું કલ્યાણ થાઓ. કોઈપણ પાપને આચરો નહીં " ૧

ગૃહસ્થો ! આ કુશળ ભાવના તમારે સર્વદા ભાવ્યા કરવી. એ ભાવના તમારા જીવનને ઉચ્ચ કોટીમા લાવી શકશે. એ ઉચ્ચ ભાવનાથીજ અનેક આત્માઓ કલ્યાણ કોટીની ટોચ ઉપર ચડી શકયા છે. અનેક આત્માઓ મનોવાંછિત લાભ મેલવવાને ભાગ્યશાળી થઈ શકયા છે. અને તીર્થંકર પદવી કે જે આ જગતમાં દેવાધિદેવની સર્વોત્કૃષ્ટ પદવી કહેવાય છે, તેને પામી શકયા છે. પૂર્વકાળે એવા જીવો ઘણાં હતા. કે જેમના હૃદયની વિશાળતામા એ ભાવનાએ સદાકાળ વાસ કર્યો હતો. તેઓ સર્વદા નીચેનું સુભાષિત ઉચ્ચારતા હતા.

" कुशलं सर्व जीवानां सदा भवतु सौख्यदम् ।
सर्वे कल्याणमार्गेण श्रेयः संप्राप्नुवन्तु च " ॥१॥

"સર્વ જીવોનુ સદા સુખદાયક કુશળ થાઓ અને સર્વે કલ્યાણના માર્ગ વડે શ્રેયઃ સંપાદન કરો."

આ સુભાષિતના અર્થનું મનન કરી તે પવિત્ર પુરૂષો પોતાના હૃદયમાં મગ્ન રહેતા હતા. આખા વિશ્વને સુખ થાય, વિશ્વના પ્રાણીઓ શાંતિ ભોગવે, કોઈપણ દુઃખી ન થાય, એવી ઇચ્છા રાખી તેઓ પોતાનું વર્ત્તન કરતા હતા. એ ઉત્તમ ભાવનાને લઈને તેઓ લોકોત્તર પદના ભાજન બનતા હતા. જેમના હૃદયમાં એવી ઉચ્ચ ભાવના હોય, તેમનેજ તેઓ વંદના કરતા હતા અને તેમને આ ભૂમિના દેવતા જાણતા હતા. તેઓ જ્યારે વંદના કરતા ત્યારે આ પ્રમાણે સ્તુતિના ઉદ્દગારો ઉચ્ચારતા હતા.

" ये ज्ञानरससंतृप्ता ये धर्मरतमानसाः ।
परोपकारिणो ये च तेभ्यो नित्यं नमो नमः" ॥ २ ॥

"જેઓ જ્ઞાન રસથી તૃપ્ત છે, જેઓના હૃદય ધર્મને વિષે આસક્ત છે અને જેઓ પરોપકારી છે, તેઓને હમેશાં નમસ્કાર છે." ૧

ગૃહસ્થો ! આ સ્તુતિના ઉદ્દગારો તમારે કંઠસ્થ કરવા અને તમારા સ્વાધ્યાયમાં તેનો ઉપયોગ કરવો; જેથી તમે તમારા હૃદયમાં સર્વદા કુશળ ભાવના જાગ્રત કરી શકશો.

ગૃહસ્થો ! આજકાલ તમારામા એ ભાવના પ્રાયઃ નષ્ટ થઈ ગઈ છે. લઘુ વૃત્તિવાળા લોકોના હૃદયમાં સ્વાર્થ બુદ્ધિએ સજ્જડ વાસ કરેલો છે. કેટલાએક તો ગચ્છ મતના આવેશમાં એટલા બધા આગ્રહી થઇ ગયા છે કે, તેઓ ગચ્છકે પોતાના મત શિવાય બીજાઓને હાનિ કરવાની ઇચ્છા રાખ્યા કરે છે. તેઓના હૃદયમાં એવી નઠારી ભાવના હોય છે કે, તેઓ પોતાના શિવાયના ગચ્છના લોકોનો અને અન્ય મતિઓનો સદા પરાભવ ઇચ્છે છે. માત્ર તેવું ઇચ્છીને બેશી રહેતા નથી પણ તેમને હાનિ કરનારા ઉપાયો પણ યોજે છે. આ અધર્મનોજ માર્ગ છે, એવી કુભાવના તેનાઓને નરકમાજ લઇ જાય છે. ગૃહસ્થો ! તમે તમારા ધર્મની ગમે તેવી ઉત્તમ આરાધના કરો, દાન, શીલ, તપ અને ભાવ એ ચતુર્વિધ ધર્મને તન, મન અને ધનથી સેવો, પણ જો તમારા હૃદયમા સર્વની કુશળ ભાવના નહીં હોય તો તમારૂં

એ સર્વ આચરણ ઉષર ભૂમિમાં બીજ વાવવા સમાન છે. વિશ્વના સર્વ પ્રાણીઓના કલ્યાણની કુશળ ભાવના શિવાય જે જે શુભાચરણ કરવું, તે તદ્દન નિષ્ફળ છે—નકામું છે. તેથી તમે કદિ પણ તેવી વૃત્તિ રાખશો નહીં.

ગૃહસ્થો ! તે પછી મહાનુભાવ હરિભદ્રસૂરિ લખે છે કે, " ગૃહસ્થ શ્રાવકોએ ઉત્તમ પુરૂષોના ચરિત્રો સાંભળવાં. " આ વિશ્વની સપાટી ઉપર જે જે મહાત્માઓ પરોપકારી, નિયમધારી અને ઉદાર પુરૂષો થઇ ગયા છે. તેમના જીવન ચરિત્રો સાંભળવા. તેવા પુરૂષોના ચરિત્રો સાંભળવાથી તેવા પુરૂષોના જેવું આચરણ કરવાની અભિલાષા ઉત્પન્ન થાય છે, અને તેવા ઉંચા ગુણો પ્રાપ્ત કરવાની ઉત્કંઠા વધે છે. આ પૃથ્વી ઉપર મનુષ્ય જન્મ મેળવ્યા પછી ગૃહસ્થોએ કેવા દેખાવું જોઇએ અને મનુષ્ય જીવનની સાર્થકતા શેમાં છે ? એ વિષે સારૂં ભાન થઇ આવે છે.

ગૃહસ્થો ! તે મહાનુભાવ તે પ્રસંગે જણાવે છે કે, " જે સાધુ પુરૂષો કે મહાત્મા પુરૂષો હોય તેમની વૈયાવચ્ચ કરવી. " જે પુરૂષો આ જગતના જીવોનો ઉદ્ધાર કરવાની ઇચ્છા રાખે છે, તેવા પુરૂષોની તન, મન અને ધનથી સેવા કરવી. તેમને સર્વ પ્રકારની સહાય આપવી. તેમ કરવાથી સેવાવૃત્તિવાળા પુરૂષો પુણ્યાનુબંધી પુણ્ય મેળવવાને ભાગ્યશાળી થાય છે.

શ્રાવક ગૃહસ્થો ! તે પછી તે મહાત્મા લખે છે કે, જો પોતાનામાં શક્તિ હોય તો યોગનો અભ્યાસ કરવો." યોગાભ્યાસથી મનોવૃત્તિને નિરોધ કરવાની શક્તિ પ્રાપ્ત થાય છે. જે શક્તિ ધાર્મિક જીવનમાં ઘણીજ ઉપયોગી છે. ગૃહસ્થ યોગી યોગ વિધાના પ્રભાવથી અનુક્રમે એવી ઉચ્ચ સ્થિતિમાં આવે છે કે, જે સ્થિતિથી દ્રવ્ય ચારિત્ર લીધા શિવાય પણ સંયમના ઉત્તમ માર્ગનો તે પથિક બને છે. તે યોગને માટે જૈન યોગી વિદ્વાનોએ ઘણું લખેલું છે. અને પોતાની જાતે અનુભવેલું છે. તેઓ યોગના બે વિભાગ પાડે છે. એક સાલંબન યોગ. અને બીજો નિરાલંબન યોગ. જે શ્રીજિનેશ્વર ભગવાનનું સમવસરણમાં રહેલું રૂપ ધ્યાવું—ચિંતવવું, તે સાલંબન યોગ કહેવાય છે. જીવ પ્રદેશના સમૂહરૂપ કેવળ જ્ઞાનાદિ સ્વભાવવાળા જિનતત્વમાં ગમન કરનારા મુક્ત જિનપરમાત્માનું જે ધ્યાન કરવું, તે નિરાલંબન યોગ કહેવાય છે. તે યોગ મોક્ષમાં રહેલા જિન પરમાત્માના સ્વરૂપ સાથે જોડાએલો છે. ગૃહસ્થોએ પોતાની યોગ્યતા પ્રમાણે આ ઉભય યોગ સાધવાને માટે પ્રયત્ન કરવો. યોગના અભ્યાસથી સ્થિર થયેલા ચિત્તવડે નવકાર, સ્વાધ્યાય વગેરેનું ચિંતવન કરવું. આવા આચરણથી અંતઃકરણ પ્રશંસનીય ભાવવાળું બને છે. જે પુરૂષોનું અંતઃકરણ પ્રશંસનીય ભાવવાળું હોતું નથી, તે પુરૂષને તેના ધાર્મિક

અથવા વ્યવહારિક અનુષ્ઠાનમાં અનેક જાતની વિપત્તિઓ આવી પડે છે. તેને માટે મહાનુભાવ મુનિચંદ્રસૂરિ આ પ્રમાણે એક સુભાષિત આપે છે.

" चित्तरत्नमसंक्लिष्टमांतरं धनमुच्यते ।
यस्य तन्मुषितं दोषैस्तस्य शिष्टा विपत्तयः" ॥ १ ॥

"ક્લેશ રહિત એવું ચિત્ત રૂપી રત્ન તે અંતરનું ધન છે. જે પુરૂષનું તે ધન દોષોએ લુંટી લીધું છે, તે પુરૂષને સર્વ વિપત્તિઓ આવી મળે છે." ૧

ગૃહસ્થો! તમારે ચિત્ત રૂપી આંતર ધનની રક્ષા કરવાને માટે સર્વદા સાવધાન રહેવું જોઇએ. મનુષ્ય જીવનની પ્રવૃત્તિનો આધાર મન ઉપર છે. વિવિધ પ્રકારની પ્રવૃત્તિઓનું ચક્ર મન રૂપ યંત્રને આધારે ચાલે છે. જો મનનો યંત્ર નિયમમાં હોય. તો સર્વ પ્રકારની પ્રવૃત્તિઓ શુભેષણા તરફ વળી શકે છે. તેમના યંત્રને માટે એક સમર્થ યોગી આ પ્રમાણે લખે છે—

" मनोयंत्रं महातंत्रंचमत्कृतिमनोरमम् ।
विविधानां प्रवृत्तीनां प्रेरकं चंचलात्मकम् ॥ १ ॥
तन्नियम्य सुयोगेन प्रवर्त्तते सुयोगिनः ।
तेनैव साध्यते सिद्धैःपरमानंद आत्मनः " ॥ २ ॥

"મહા તંત્ર રૂપ, ચમત્કારોથી મનોહર, અને વિવિધ પ્રવૃત્તિઓને પ્રેરનારૂં મન રૂપી ચંચળ યંત્ર છે, તેને યોગાભ્યાસથી નિયમિત કરી ઉત્તમ યોગીઓ પ્રવત્તે છે. અને તેનાથી સિદ્ધ થયેલા યોગીઓ આત્માનો પરમાનંદ સાધી શકે છે."૧ ૨

ગૃહસ્થો! આ તે મહાત્મા યોગીંદ્રના વચનો નો વિચાર કરી તે પ્રમાણે પ્રવર્ત્તવા તત્પર થશો. જો કદિ તમારામાં તેવું સામર્થ્ય ન હોય તો તમે છેવટ તેવી ભાવના ભાવી તમારા આત્માને સંતુષ્ટ કરજો.

ગૃહસ્થો! જ્યારે યોગ વિદ્યાના પ્રભાવથી મનોવૃત્તિનો નિરોધ થાયતો પછી તમારે આ સંસારની સ્થિતિનો વિચાર કરવાનો છે. મહાત્મા હરિભદ્ર સૂરિ લખે છે કે,

„ भवस्थितिमेक्षणमिति"

" આ સંસારની સ્થિતિનો વિચાર કરવો."

આ સૂત્ર વાણીનો આશય એવો છે કે, આ જગતની અંદર દુર્લભ એવા મનુષ્ય ભવને પ્રાપ્ત કર્યા પછી મનુષ્યોએ પોતાના જીવનને માટે શું કરવાનું છે, ? આ ક્ષણ ભંગુર સંસારમાંથી શો સાર લેવાનો છે? આ જગત્‌ની સ્થિતિ ક્યાં સુધી રમણીય લાગે છે? તેની રમણીયતા સાચી છે કે, ખોટી છે? તે વિષે દીર્ઘ વિચાર કરવો જોઈએ. આ અનંત સંસાર રૂપ મહાસાગરનું મથન કરવાથી શો લાભ થવાનો છે? અને શી હાનિ થવાની છે? તે સારી રીતે વિચારવું જોઈએ. એક મહાત્મા તેને માટે આ પ્રમાણે લખે છેઃ—

" दशा सांसारिकी कीदृक्काहानिर्लाभ एवकः ।
इत्यालोच्यैव धीमद्भिः कर्त्तव्यं तत्प्रवर्त्तनम् " ॥ १ ॥

"આ સંસારની દશા કેવી છે? તેમાં હાનિ શી છે? અને લાભ શો છે? એવો વિચાર કરીનેજ બુદ્ધિમાન્ પુરૂષોએ તેમાં પ્રવર્ત્તન કરવું " ૧

ગૃહસ્થો! તમે આ મહાત્માના વચનોનો વિચારકરી પ્રવર્ત્તશો તો તમોને આ સંસારની સ્થિતિનો પૂરેપૂરો ખ્યાલ આવશે. જે ઉપરથી તમે તમારી પ્રવૃત્તિનો માર્ગ સુલભતાથી મેળવી શકશો. આ સંસારની સ્થિતિ વિચિત્ર જાતની દેખાય છે, પણ વસ્તુતાએ તે અસ્થિર છે, એમ નિશ્ચય પૂર્વક સમજવું. તેને માટે મહાનુભાવ મુનિચંદ્ર સૂરિ નીચેના પદ્યો આપે છે.

" यौवनं नगनदास्पदोपमं शारदांबुदविलासि जीवितम्
स्वप्नलब्धधनविभ्रमं धनं स्थावरं किमपि नास्ति तत्त्वतः ॥ १ ॥

विग्रहा गदभुजंगमालयाः संगमा विगमदोषदूषिताः ।
संपदोऽपि विपदाकटाक्षिता नास्ति किंचिदनुपद्रवं स्फुटम् " ॥ २ ॥

" યૌવન વય પર્વતની નદીના જેવું ચપળ છે, જીવિત શરદૃઋતુના વાદળાના વિલાસ જેવું અસ્થિર છે અને દ્રવ્ય સ્વપ્નામાં મળેલા વૈભવના વિલાસ જેવું છે, તેથી વસ્તુતાએ કાંઇ પણ સ્થિર રહેનારૂં નથી. " ૧

" આ શરીર રોગ રૂપી સર્પોને રહેવાનું સ્થાન છે, સંગમો વિયોગના દોષથી દૂષિત છે. અને સંપત્તિઓને પણ વિપત્તિઓએ કટાક્ષ કરી જોયેલી છે, તેથી સ્ફુટ થાય છે કે, કોઇ પણ વસ્તુ ઉપદ્રવ રહિત નથી. " ૨

ગૃહસ્થો! આ પ્રમાણે ભવસ્થિતિની અસ્થિરતાનો વિચાર કરવો.એવા અસ્થિર સંસારમાંથી સ્થિરતાવાળાં કાર્યો કરી મનુષ્યે પોતાના જીવનને સફળ કરવાનું છે.

તે સંસારની ભયંકર સ્થિતિને માટે આપણા આર્હંત મહાત્માઓ ઘણો આલંકારિક ભાષામાં લખે છે.તેઓ કહે છે કે, આ સંસાર એક સ્મશાન છે. તેની અંદર એક તરફ ક્રોધરૂપી ગીધ પક્ષી પોતાની પાંખોને ફફડાવે છે, એક તરફ તૃષ્ણારૂપી શીયાળણી મુખ ફાડીને આગળ આગળ દોડયા કરે છે. અને એક તરફ કામદેવરૂપી ક્રૂર પિચાશ ચિરકાલ ફર્યા કરે છે. એવા સંસારરૂપ સ્મશાનમાં પડેલો કયો પુરૂષ સુખે રહેવાનો ? વળી તેઓ જણાવે છે કે,દાભના પત્રના છેડા ઉપર પડેલા જળના બિંદુના જેવી આ સંપત્તિઓ ચપળ છે, અને સગા વ્હાલાઓનો સમાગમ દુર્જનની પ્રીતિના જેવો અસ્થિર છે. તે શિવાય જે કાંઇ આ બધું જોવામાં આવે છે, તે શરદ ઋતુના વાદળાંની છાયા જેવું ક્ષણિક છે, તેથી ભવ્ય પ્રાણીઓએ પોતાના હિતનું ચિંતવન કરવું જોઇએ. એ મહાત્માઓનો આ ઉપદેશ ધ્યાનમા રાખી સંસારીઓએ પોતાની પ્રવૃત્તિ કરવી જોઇએ.

ગૃહસ્થો ! આ સંસારની આવી સ્થિતિ જોઇ મહાત્મા હરિભદ્રસૂરિ પોતાની સૂત્ર વાણીમાં કહે છે કે,

" अपवर्गालोचनमिति "

" ગૃહસ્થોએ મુક્તિની આલોચના-ભાવના કરવી. "

તે મહાનુભાવનો આ ઉપદેશ સર્વદા હૃદયારૂઢ કરવા જેવો છે. સર્વ કામનાઓને આપનારી સંપત્તિઓ પ્રાપ્ત થાય, શત્રુઓના મસ્તક ઉપર પગ મુકવા જેવું સામર્થ્ય આવે, પોતાના વૈભવોથી સંબંધી તથા સ્નેહીઓને તૃપ્ત કરવામાં આવે અને આ શરીર કલ્પાંત કાળ સુધી ટકી રહે તોપણ શું થયું ? એ સર્વ નકામું છે.- કાંઇપણ ઉપયોગી નથી. જે અનંત, અજર, અને પરમ પ્રકાશરૂપ સુખ છે, તેનું ચિંતવન કરવું, એજ આ જગતમાં સારરૂપ છે. ખોટા સંકલ્પ—વિકલ્પો કરવા નકામા છે; તેથી મુક્તિના સુખની,સર્વદા ઈચ્છા રાખવી ઉચિત છે

ગૃહસ્થો ! તમે ગૃહસ્થ ધર્મમાં રહી તમારા કર્ત્તવ્યને યથાર્થ રીતે બજાવતા હો, તો તે શ્રેષ્ટ છે, તથાપિ તમારા હૃદયમાં સાધુપણાની ભાવના ભાવવી. કદિ તમારાથી દ્રવ્ય સાધુત્વ લઇ શકાય તેમ ન હોય તો તેને માટે મનમા આગ્રહ રાખવો નહીં, પણ ભાવસાધુત્વ લેવાને માટે સર્વદા સાવધ રહેવું. તમારે સર્વદા ચિંતવવું કે, " સર્વ ભવોમાં કરેલા કર્મોના સમૂહને ખપાવનારા એવા જૈન મુનિના વ્રતને પ્રાપ્ત કરી, વિષય ભોગ ઉપર નિઃસ્પૃહ થઇ અને સર્વ પ્રકારના સંગને છોડી હું ઉત્તમ એવા તપને ક્યારે આચરીશ. " આવી ભાવનાને તમારે હૃદયમાં સદા સ્થાન આપવું ,કે જેથી તમે તમારા જીવનને ઉચ્ચ કોટીમાં મુકી શકશો.

ગૃહસ્થો ! વળી તમારે એક વાત ખાસ લક્ષમાં રાખવાની છે કે,જેથી તમે આ મનુષ્યભવની પ્રાપ્તિની સાર્થકતા સારી રીતે કરી શકશો. તે એ છે કે, " જેમ બને તેમ તમારામાં ગુણોની વૃદ્ધિ કરવી " મહાનુભાવ હરિભદ્ર સૂરિ પણ પોતાની સૂત્ર વાણીમાં એવોજ ઉપદેશ આપે છે. જ્યારે તમારામાં પ્રતિદિન ગુણોની વૃદ્ધિ થયા કરશે તો તમે તમારા જીવનના ઉચ્ચ તત્ત્વોને સંગૃહીત કરી શકશો. ગુણોની વૃદ્ધિને માટે જૈન વિદ્વાનો લખે છે કે, " સમ્યગ્ દર્શન પ્રમુખ ગુણ જ્યારે વધારવાને ઉચિત હોય, ત્યારે તે ગુણની દર્શન પ્રતિમા અને વ્રતપ્રતિમાનો અભ્યાસ કરવો. અને તે દ્વારા તેની વૃદ્ધિ-પુષ્ટિ કરવી. " ગૃહસ્થો ! આ વાત સર્વદા લક્ષમાં રાખજો. તે પછી એક ઉચ્ચ કોટીના ગુણને મેળવવાને માટે ચાર ભાવનાઓનો યોગ કરજો. એ ભાવનાઓના મૈત્રી, કરૂણા, મુદિતા અને ઉપેક્ષા એવા નામ છે. એ ચાર ભાવનાઓનું વર્તન ગૃહસ્થ અને મુનિ બંનેના ધાર્મિક જીવનને ઉન્નત કરનારૂં છે.તમારા પૂર્વજો એ ચાર ભાવનાઓના બળથીજ ઉચ્ચ ગતિએ પોહોચતા હતા. ભગવાન્ તીર્થંકરોએ પણ ધર્મના બધા તત્ત્વોમાં એ ચાર ભાવનાને પ્રધાન પદ આપેલું છે. જો મનુષ્ય એ ચાર ભાવનાઓને આધારે પોતાનું વર્તન યાવજજીવિત ચલાવે તો સદા નિર્દોષ રહી શકે છે. તેનાથી વિવિધ કર્મોના જાળ બંધાતા નથી. તેમજ બંધાએલા કર્મોના જાળ તે-નાથી છિન્નભિન્ન થઇ જાય છે.

ગૃહસ્થો ! એ ભાવનાનું સ્વરૂપ તમે સર્વદા હૃદયમાં ધારણ કરી તે પ્રમાણે વ-ર્ત્તવા તત્પર રહેજો. બીજા પ્રાણીઓના હિતની ચિંતા કરવી તે મૈત્રી કહેવાય છે. વિશ્વના સર્વ પ્રાણીઓ સુખી થાય અને પોતાના આત્માનું હિત કરે, એ મૈત્રી ભા વનાનું ચિંતવન વીતરાગ દશાને દર્શાવનારૂં છે. એ ભાવનાથી રાગ, દ્વેષ, ઇર્ષ્યા અને અભાવનો નાશ થઇ જાય છે. મૈત્રી ભાવના वसुधैव कुटुंबकं " એ મહાવાક્યનો બોધ કરે છે. બીજાના દુઃખનો નાશ કરવાની ચિંતા તે કરૂણા નામે બીજી ભાવના કહેવાય છે. આ ભાવના ક્રિયાત્મક છે. જો પોતાનામાં શક્તિ હોય તો બીજાના દુઃખનો નાશ કરવા પ્રવૃત્તિ થઇ આવે છે. કરૂણાભાવના દ્રવ્ય રૂપ છે. કોઇને દુઃખી જોઈ તેના દુઃખ દૂર કરવા તત્પર થવાની એ પ્રેરણા કરે છે. એ ભાવનાને લઈનેજ આર્હત ધર્મનું સ્વરૂપ દેખાય છે. બીજાનું સુખ દેખી મનમાં સંતોષ પામવું. એ ત્રીજી મુદિતા ભાવના છે. બીજાને સુખી જોઇ રાજી થવું, એ મહાન્ અંતરંગ ગુણ કહેવાય છે. એ ગુણ વિશ્વપર સમાન ભાવનો દ્યોતક છે.

ગૃહસ્થો ! તમારા પૂર્વજો એ ગુણને ધારણ કરતા હતા. કદિ કર્મયોગે પોતે દુઃખી હોય પણ બીજાને સુખી જોઈ હૃદયમાં પરમ સંતોષ માનતા હતા. તમે પણ એ સ્થિતિ મેળવવા પ્રયત્ન કરજો. બીજાના દોષ જોઇ તે તરફ ઉપેક્ષા રાખવી એ

ચોથી ઉપેક્ષા ભાવના કહેવાય છે.આ ભાવના વીતરાગ દશાનું અંગ છે. બીજાઓના દોષ જોઈ તેમની તરફ તિરસ્કાર કે ધિક્કાર ન બતાવવો, પણ તે તરફ ઉપેક્ષા કરી રહેવું, એ અંતરની ઉચ્ચ સ્થિતિ ગણાય છે. આર્હત ધર્મના મહાત્માઓ એ ગુણને ઉચ્ચ કોટીમાં મુકે છે અને તેવા ગુણવાળાની ભારે પ્રશંસા.કરેછે.

ગૃહસ્થો ! આજ કાલ તમારામાંથી એ ચાર ભાવના નષ્ટપ્રાય થઇ ગઈ છે. બીજાના હિતની ચિંતા કરવાને બદલે બીજાના હિતનો ભંગ કરનારા ઘણાંઓ થાયછે. મૈત્રી ભાવનાનો મૂળ પાયો જે સમાન ભાવ છે,તેને નષ્ટ કરવા માટે લોકોની વિશેષ પ્રવૃત્તિ જોવામાં આવે છે; આથી મૈત્રી ભાવનાનો ભંગ થઇ જાય છે. સ્વાર્થી હૃદયવાળા લોકો આત્મહિતને સાધવામાંજ તત્પર રહે છે;તેમની મનોવૃત્તિમાં પર હિતનો તો અવકાશજ નથી. તેઓ સર્વદા સ્વાર્થ સાધક અને ઉદરભરા થઇ વર્તે છે. તેવાઓ જૈન એવા પવિત્ર નામને લાયક નથી.તેઓ જૈન છતાં જૈનેતરના જેવું આચરણ કરનારા છે.

ગૃહસ્થો ! બીજી કરૂણા ભાવના કે જેમાં બીજાના દુઃખનો નાશ કરવાની ચિંતા રહેલી છે, તે ભાવના પણ આજ કાલ પૂર્ણ રૂપે દેખવામાં આવતી નથી. જો કે, હજુ તે ભાવનાનો વહુન ભંગ થયો નથી, તોપણ તે પોતાના અખંડિત સ્વરૂપે રહી નથી, એમ તો કહેવું જોઇએ. એ કરૂણા ભાવનાનો ભંગ પણ સ્વાર્થ વૃત્તિથી થાય છે. સ્વાર્થના આવેશથી ઘણીવાર એ ભાવના છિન્ન-ભિન્ન થઇ જાય છે.ગૃહસ્થો ! તમે કોઇ પ્રાણીને દુઃખી અવસ્થામાં જુવો છો,એટલે તમારી લાગણી તે તરફ આકર્ષાય છે પણ ખરી; તથાપિ જો તમારો કોઇં જાતનો સ્વાર્થ વચ્ચે આવતો હોય તો તમે ક્ષણવારમાં એ કરૂણાનો ભંગ કરી નાંખશો. તેમ છતા કદિ તમારા મનમાં બહુ લાગણી આવે તો તમે માત્ર ભાવના ભાવી બેસી રહેશો. તેનો કોઇ જાતનો પ્રતિકાર કરવા તત્પર બનશો નહીં. ગૃહસ્થો ! આ વાત તમારે આસ ધ્યાનમાં રાખવાની છે કે, જેની ઉપર તમોને કરૂણા ઉત્પન્ન થાય, તે કરૂણા સાર્થક થવી જોઇએ. નિષ્ફળ કરૂણા એ કરૂણાજ નથી. ઉત્પન્ન થયેલી કરૂણા જ્યારે સફળ થાય છે, ત્યારેજ તે હૃદયની કરૂણા કહેવાય છે. જ્યાં સુધી એ હૃદયની કરૂણા ઉત્પન્ન ન થાય, ત્યાં સુધી તે મનુષ્ય કરૂણાવાળો ગણાતો નથી. સર્વમાં ભાવની વિશેષ પ્રધાનતા છે, પણ કરૂણાને માટે દ્રવ્યની પ્રધાનતા પ્રશંસનીય ગણાય છે. દુઃખી જનોના દુઃખ દૂર કરવા માટે તન,મન અને ધનની પ્રત્યક્ષ સહાય આપવી જોઇએ. એથી દ્રવ્ય કરૂણાનો મહિમા અવર્ણનીય છે. કરૂણાને માટે એક કવિની કવિતા સાંભળવાજેવી છેઃ—

" करुणासरिता यस्य हृदयात्संप्रवाहिता ।
स पुमान् सार्थजन्मा स्यादुपकारमहार्णवः" ॥ १ ॥

"જેના હૃદયમાંથી કરૂણારૂપી સરિતા પ્રવાહિત થાય છે,તે પુરૂષ સાર્થક જન્મ વાળો અને ઉપકારોનો મહા સમુદ્ર બને છે." ૧

ગૃહસ્થો ! આ સુંદર કવિતા તમારે સર્વદા સ્મરણમાં રાખવા યોગ્ય છે. તમે તમારા સ્વાધ્યાયમાં જો આ કવિતાને અવકાશ આપશો, તો તમે સર્વદા કરૂણાના મહાસાગરમાં મગ્ન રહ્યા કરશો. અને તમારી મનોવૃત્તિના અંતર્પટ ઉપર કરૂણાની પવિત્ર મૂર્ત્તિ ચિતરાએલી રહેશે.ગૃહસ્થો ! ચોથી મુદિતા ભાવના કે જેમાં બીજાના સુખને દેખી સંતોષ પામવાનું છે, તે ભાવના તમારા ગૃહસ્થ ધર્મનું આભૂષણ રૂપ છે. બીજાનું સુખ.બીજાની ઊન્નતિ અને બીજાની આબાદી જોઇ રાજી થવું અને તેમાં પોતાનું સુખ, પોતાની ઉન્નતિ અને પોતાની આબાદી માનવી એ સર્વોત્કૃષ્ટ ગુણ કહેવાય છે. આજકાલ તમારામાં એ ગુણનો મોટો ભંગ થયેલો છે. બીજાનો ઉત્કર્ષ જોઇ હૃદયમાં બળનારાઓ ઘણાં છે. કેટલાએકતો હૃદયમાં માત્ર બળીને બેશી રહેતા નથી,પણ ઈર્ષ્યાથી બીજાના ઉત્કર્ષનો ભંગ કરવાને પ્રવર્ત્તે છે. મેં મારા પ્રવાસમાં કેટલાએકને જોયાં છે કે, જેઓ બીજાઓને હાનિ કરવાના પ્રયત્નો કર્યા કરે છે. કેટલાએક તો એવા નીચ છે કે,બીજાનો સાંસારિક ઉત્કર્ષ જોઈને કેવળ દગ્ધ થનારા નથી, પણ ધાર્મિક ઉત્કર્ષ પણ જોઇ શકતા નથી. બીજાની ધાર્મિક ઉન્નતિ પણ તેમને હૃદયમાં પરિતાપ ઉત્પન્ન કરનારી થઈ પડે છે, આ કેવી નીચતા કહેવાય ? તે મુર્ખ લોકો જૈન કુળમાં જન્મ્યા છે,છતાં સમજતાં નથી કે બીજાઓને ધાર્મિક કાર્યમાં અંતરાય કરવો, એ કેટલું બધું દોષ ભરેલું કાર્ય છે, એવા દોષ ભરેલા કાર્યો શ્રાવક થઇને આચરતાં તેમને લજ્જા પણ ઉત્પન્ન થતી નથી.

ગૃહસ્થો! તમે એવાકૃત્યથી દુર રહેજો અને તમારી મનોવૃત્તિમાં તે ભાવનાને ભેગ કરનારી કોઇ જાતની વૃત્તિ રાખશો નહીં. આર્હત ધર્મમાં એ ચાર ભાવનાઓ ને આધારેજ ગૃહસ્થાવાસીનું વર્ત્તન રહેલું છે, જેઓ એ ભાવનાઓથી ભ્રષ્ટ થાય છે, તેઓ સર્વરીતે અધમ ગણાય છે. એ ભાવનાઓને માટે આર્હત મહાત્માઓએ ઘણું લખેલું છે. એક સમર્થ વિદ્વાન્ તેને માટે આ પ્રમાણે લખે છે:—

" सत्प्रवृत्तिः सदाचारः सत्कल्याणप्रवर्त्तनम् ।
योगः सत्संगमः सर्वं जावनायां मतिष्ठितम् "॥ १ ॥

"સારી પ્રવૃત્તિ, સારો આચાર, સત્કલ્યાણમાં પ્રવર્ત્તન,યોગ અને સત્સંગ એ સર્વ ભાવનાને વિષેજ રહેલું છે."૧

વળી એક જૈન યોગીંદ્ર લખે છે કે, મૈત્રી, કરૂણા, ઉપેક્ષા અને મુદિતા એ ચાર ભાવનાના પાયા ઉપર ગૃહસ્થ ધર્મ રૂપ સુંદર પ્રાસાદ રચાએલો છે. જો તે ભાવનાઓ સ્ખલિત થઇ જાય તો ગૃહસ્થ ધર્મ ટકી શકતો નથી. શ્રાવક જીવનની ઉચ્ચતા પણ તે ચતુર્વિધ ભાવનાને અવલંબીને રહેલી છે, તેથી તે ચાર ભાવનાઓ ગૃહસ્થ શ્રાવકના ગૃહ ધર્મનું શુદ્ધ સ્વરૂપ, શુદ્ધ તત્ત્વ અને સર્વસ્વ છે. એ ચતુર્વિધ ભાવના ગૃહસ્થ ધર્મ રૂપી કલ્પવૃક્ષનો ક્યારો છે તે ભાવના રૂપી કલ્પલતાની શીતળ છાયા નીચે રહેલો ગૃહસ્થ ગૃહધર્મના પરમ સુખનો ભોક્તા થઇ શકે છે. એક મહાનુભાવ વિદ્વાન્ તે ભાવનાને ભાગીરથીની ઉપમા આપે છેઃ—

" भावनाजान्हवी पुण्या परिणामतरंगिणी।
संगतात्मोदधिजले परमानंददायिनी" ॥ १ ॥

"શુભ પરિણામરૂપ તરંગવાળી ભાવના રૂપી ગંગા નદી આત્મા રૂપ સમુદ્રના જળમાં મળવાથી પરમ આનંદને આપનારી થાય છે." ૧

ગૃહસ્થો ! તેથી તમે તમારા ગૃહસ્થ જીવનને ઉચ્ચતા આપનારી અને તમારા આંતર સ્વરૂપને ખીલાવનારી એ ભાવનાઓને યાવજ્જીવિત ધારણ કરજો. એ મારો સત્ય ઉપદેશ છે. હવે હું અહીંથી બીજે સ્થળે પ્રવાસ કરવા ઇચ્છા રાખું છું. મને આશા છે કે, આ વખતે અહિં તમારૂં વર્ત્તન જોઇ મારા મનમાં જે પરિતાપ થયો છે, તે મારો પરિતાપ શાંત કરવા તમે પ્રવર્ત્તશો. અને તમારા જીવનને દૂષિત કરનારા જે વર્ત્તનો છે, તેમનો તમે સર્વથા ત્યાગ કરશો. એથી તમે ઉભય લોકનું શ્રેય સાધી શકશો અને આ સંસારના દુઃખમય પાશમાથી મુક્ત થઇ શકશો." આટલું કહી તે મહાદેવી વાણીથી વિરામ પામ્યા.

આ વખતે એક વિદ્વાન તરૂણ શ્રાવકે, નમ્રતાથી જણાવ્યું–"મહેશ્વરી ! આપે કૃપા કરી અમોને જે ઉપદેશ આપેલો છે, તેને માટે અમો આપ મહાદેવીના યાવજ્જીવિત આભારી થયા છીએ. આપના ઉપદેશ વચનો અમોએ અમારા હૃદયમાં મુદ્રીત કરી લીધાં છે. અમો અમારા શ્રાવક જીવનને તે ઉપદેશ વચનોને અનુસરી કૃતાર્થ કરવા પ્રયત્ન કરીશું. અમે અમારા અહોભાગ્ય સમજીએ છીએ કે, અમોને આપના મુખથી આવો ઉપદેશ સાંભળવાનો સમય આવ્યો. આવા વિષમકાળમાં આપના દર્શન અને આપની દિવ્ય વાણીનુ સ્મરણ ક્યાથી હોય ?" આટલું કહી તે પુરૂષે નીચેના સુભાષિતથી શાસનદેવીની સ્તુતિ કરી :—

" जन्यात्मोद्धारणार्थाय अवतारकृते भुवि ।
शासनोदयकारिण्यै शासनदेव्यै नमो नमः " ॥ १ ॥

" ભવ્ય જીવોના ઉદ્ધારને માટે પૃથ્વી ઉપર અવતાર ધરનાર અને શાસનનો ઉદય કરનારાં શાસનદેવીને વારંવાર નમસ્કાર હો. " ૧

આ સ્તુતિ સાંભળી મહાદેવી પ્રસન્ન થઈ નીચેનું પદ્ય બોલતાં બોલતા ત્યાંથી અદૃશ્ય થઈ ગયાં.

" यावत्प्रतापस्यनिधिः सूर्यस्तपति भूतले ।
तावज्जगति निर्दोषम् जैनं जयतु शासनम्" ॥ १ ॥

" જ્યાં સુધી પ્રતાપનો ભંડાર સૂર્ય આ પૃથ્વી ઉપર તપે, ત્યા સુધી જૈન શાસન નિર્દોષ રહી જય પામો " ૧

મહાદેવી અદૃશ્ય થયા પછી સર્વ સમાજ તેમની દિવ્યમૂર્તિના પુનર્દર્શનને માટે આમ તેમ જોવા લાગ્યો,પણ એ મનોહર દિવ્યમૂર્તિ ફરીવાર તેમની દ્રષ્ટિમાર્ગે આવી નહીં. તે પછી વિવિધ પ્રકારની વાર્તાઓ કરતાં સમાજના સર્વ જનો ત્યાંથી પોત પોતાને સ્થાને ચાલ્યા ગયાં.



## ચતુર્થ પ્રવાસ.

એક વિશાળ ધર્મશાળા છે.તેની અંદર નીચેના ભાગમાં સંઘની ભોજનશાળા આવેલી છે અને ઉપરના ભાગમાં એક રાત્રિશાળા છે. ધર્મશાળાના તે બંને ભાગ વિશાળ અને રમણીય છે. ચારે તરફ ઉંચી જાતનું કામ કરવામાં આવેલું છે, લાકડ કામની અંદર ઉંચી જાતનો રંગ લગાડેલો છે. ઉપરના ભાગમાં નકશીદાર બારણા-વાળી બારીઓ અને તેની આગળ સુંદર કઠોડા આવેલા છે. નીચેના ભાગમાં વચ્ચે મોટો ચોક છે અને બંને બાજુ ભોજનગૃહ, સામગ્રીગૃહ, પાત્રગૃહ, અને પાકગૃહની જુદી જુદી શાળાઓ આવી હતી. જ્યારે કાંઈપણ પ્રસંગે સ્વામિવાત્સલ્ય કરવામાં આવતું ત્યારે ભોજન સંબંધી વાત્સલ્ય તે સ્થળે થતું હતું. સંઘના બધા ધાર્મિક ભોજનો ત્યાં કરવામાં આવતાં હતાં.ધર્મ,વ્યવહારકે બીજા કોઈ જરૂરી પ્રસંગે જ્યારે સંઘ એકઠો કરવામાં આવતો ત્યારે સંઘના આગેવાનો તે ધર્મશાળાની ઉપર એકઠા

થતા હતા અને કોઇપણ જાતનો ઠરાવ કે નિર્ણય ત્યાં કરવામાં આવતો હતો.આથી લોકો ઊપરના એક ભાગને પંચશાળાના નામથી ઓળખતા હતા.

એક વખતે સંઘના આગેવાનો તે સ્થળે એકઠા થયા હતા. તે પ્રસંગ એવો અગત્ય નો હતો કે, તે વખતે ખાસ દરેક શેઠીઆએ હાજરી આપી હતી. આગેવાનો શિવાય બીજાપણ ઘણાં પ્રેક્ષકો આવી મળ્યા હતા. સંઘની સમાજ ભરપૂર ભરાયા પછી કોઈએક ચાર પુરૂષો ત્યાં આવ્યા. તેમને સંઘના આગેવાનોએ માન આપી એક તરફ બેસાર્યા. પ્રથમ તો તેઓ પરસ્પર એક બીજાની સામે જોવા લાગ્યા. પછી એક વાચાળ આગેવાન નીચે પ્રમાણે બોલ્યોઃ—

ભાઈઓ ! આજે એકઠા થવાનું કારણ આપ સર્વના જાણવામાં હશે, તથાપિ હું આપને ફરીવાર જણાવું છું કે, આ ચાર ગૃહસ્થો આવેલા છે તેઓ જુદા જુદા સ્થળના નિવાસી છે. તેઓના ચાર છોકરાઓ આજે બે માસ થયા ગુમ થયેલા છે. તેઓનું કહેવું એમ છે કે, આપણા ગામમાં જે દેવચંદ્રજી મહારાજ પોતાના શિષ્યો સાથે આવેલા છે, તેમણે દીક્ષા આપવાની ઇચ્છાથી તેમના ચાર છોકરાઓને છુપાવ્યા છે. તે છોકરાઓમાં ત્રણ વિવાહિત છે અને એક કુંવારો છે. આ ગૃહસ્થોમાં બે ગૃહસ્થો સામાન્ય સ્થિતિના છે અને બે ગૃહસ્થો શ્રીમાન્ છે.આ ગૃહસ્થો જણાવે છે કે, અમારા છોકરાંઓ દીક્ષાની લાયકાત ધરાવતા નથી, તેઓ ધર્મનું સામાન્ય જ્ઞાન ધરાવે છે. તો તે વિષે આપણે તપાસ કરવી જોઇએ. અને આપણા મહારાજજીને સમજાવી તે છોકરાંઓને તેમને સોંપાવી દેવા જોઇએ. ”

તે ગૃહસ્થના આવા વચનો સાંભળી સંઘના આગેવાનો ક્ષણવાર વિચારમાં પડી ગયા. તેઓમાંથી એક ગૃહસ્થ કે જે દેવચંદ્રજી મહારાજનો પૂર્ણ રાગી હતો, તે બોલી ઉઠયો. “ શેઠજી, એ વિષે આપણે શામાટે વચ્ચે પડવું જોઇએ ? મહારાજ દેવચંદ્રજી ઘણા પવિત્ર અને દીર્ઘદર્શી છે, તેમને જેમ યોગ્ય લાગે, તેમ કરતા હશે.. તેઓ કદિપણ અઘટિત કાર્ય કરે તેવા નથી. ”

એક સત્યવાદી શેઠે કહ્યું, “ તમે કહો છો તે બરાબર છે, પણ આપણે વચ્ચે પડવાની જરૂર છે. આજકાલ સાધુઓ દિક્ષા આપવામાં ઘણું સાહસ કરે છે. જો ત વિષે સંઘ ઊપેક્ષા રાખશે તો તેનું પરિણામ સારૂં આવશે નહીં. દિક્ષા આપવામાં સાધુઓએ ઘણો વિચાર કરવાનો છે. ”

“ શેઠ, આપણાં કરતાં વિદ્વાન સાધુઓ તે વિષે વધારે સમજે છે. આપણી અને સાધુઓની બુદ્ધિની વચ્ચે ઘણો તફાવત છે. તેઓ જે કામ કરે છે. તે પરિણામે આ-

ત્માને હિતકારીજ હોય છે. તેમની સર્વ પ્રવૃત્તિ આ સંસારમાંથી જીવોનો ઊદ્ધાર કરવા માટેજ હોય છે. આપણે પામર સંસારીઓ તેમની આગળ શી બીસાતમાં છીએ." મુનિના રાગનો પક્ષપાત કરી તે શેઠીઆએ કહ્યું.

"આજકાલના સાધુઓ જીવોના આત્માનો ઉદ્ધાર કરનારા થોડા હોય છે. તેઓ સર્વત્ર સ્વાર્થ બુદ્ધિથી પ્રવર્ત્તનારા હોય છે. તેમના મન, વચન અને કર્મ જુદાં જુદાં હોય છે. તેમની સર્વ પ્રવૃત્તિ સ્વાર્થને અવલંબીને હોય છે. તેઓ જે પોતાનો માર્ગ ચુકી જાય છે, તેનું કારણ આપણે શ્રાવકોજ છીએ." બીજા શેઠીઆએ તે પ્રતિપક્ષીને મ્હાત કરવાને કહ્યું.

તે પછી કેટલુંએક વિવેચન કર્યા પછી સર્વાનુમતે એવો ઠાવ કરવામા આવ્યો કે, આ ગૃહસ્થોને સંતોષ આપવા માટે મહારાજશ્રી દેવચંદ્રજી પાસે જવું અને તે છોકરાંઓ જો તેમની પાસે હોય તો તેમને આ ગૃહસ્થોને સોંપાવી દેવાં. આ ઠરાવ એક બે મહારાજના રાગી શ્રાવકોને રૂચિકર થયો નહીં, તેઓમાથી એક શેઠે જણાવ્યું કે, "સર્વની સંમતિ જોઈ હું કહી શકતો નથી, તે છતાં મારે આપ સર્વને વિનંતિ પૂર્વક એટલું તો કહેવું પડે છે કે, જો આપણે મહારાજજી પાસે જઇશું, અને આ વાત જણાવીશું; તો તેથી તેઓ ઘણાજ નારાજ થઇ જશે. વખતે વિહાર કરી અહીંથી ચાલ્યા જશે, માટે આ કાર્ય કરતા પેહેલાં તમારે દીર્ઘ વિચાર કરવનો છે. કારણ કે, પછી પાછળથી આપણને પસ્તાવાનો વખત આવશે."

તેના આ વચનો ઘણાંને રૂચ્યાં નહીં, તેઓમાંથી કેટલાએક તો બોલી ઉઠયા કે, "હવે તેવો ભય રાખવાનો સમય નથી. આપણા આવા વિચારથી સાધુઓ ઉન્મત્ત બની ગયા છે. સ્વતંત્રતાએ અને મગરૂરીએ તેમને ઘેરી લીધા છે. તેમના હૃદયમાંથી; કાર્યાકાર્યનો વિચાર વિનષ્ટ થઇ ગયો છે. કેવાઓને દીક્ષા આપવી જોઇએ અને કેવાઓને ન આપવી જોઇએ ? એ વિવેક તેમણે કોરે મુકી દીધોછે. જો તેઓ આવા પ્રવર્ત્તન કરશે તો તેઓ પોતાની મહત્તા ગુમાવી દેશે અને લઘુતાને હાથે કરીને વ્હોરી લેશે."

આ વખતે એક તરૂણ શ્રાવક તે સ્થળે ઉભો હતો, તે હીંમત લાવીને બોલ્યો— "મહાશયો ! આપ સર્વે એકમત થયા છો, તે ઠીક થયું છે. આજકાલ સાધુઓનું વર્ત્તન વિપરીત થતું જાય છે. તેને માટે એક અનુભવી કવિના મુખથી મેં એક કવિતા સાંભળી છે અને તે કવિતા મને યથાર્થ લાગવાથી મેં કંઠસ્થ કરી રાખી છે, તે આપ કૃપા કરી સાંભળો." આટલું કહી તે તરૂણ આ પ્રમાણે કવિતા બોલ્યો:—

## શાર્દૂલવિક્રીડિત.

જે જાણે નહીં ધર્મ લેશ મુનિનો વૈરાગ્યને નાદરે.
શક્તિ સંયમ સાધવા નવ કરે ને યોગ્યતાને ધરે;
તેવા સર્વ અપાત્ર દીક્ષિત બની આ ભૂમિ માંહે ફરે,
તે શ્રી વીર તણુંજ શાસનતણી રે હેલણા આચરે. ૧

આ કવિતા સાંભળી સર્વે ચકિત થઇ ગયા. તે પછી બધાઓ ત્યાંથી ઉઠીને મુનિ દેવચંદ્રજીને ઉપાશ્રયે આવ્યા મહારાજ દેવચંદ્રજી તેમને આવતા જોઇ ક્ષણુવાર વિચારમાં પડી ગયા, તોપણ તેમના હૃદયમા પેલા છુપા રાખેલા છોકરાઓની શંકા આવી નહીં.તેઓએ બીજા પ્રકારની શંકાઓ કરવા માંડી. શેઠીઆઓએ આવી તેમને ' मथ्थेण वंदामि ' એમ કહી વંદના કરી. તેઓમાં જે એક બે રાગી શેઠીઆઓ હતા, તેમણે ખમાસમણા આપી વિધિથી વંદના કરી. બધાઓ વિનયથી તેમની સામે બેઠા.

મહારાજે વિચાર કરીને પ્રશ્ન કર્યો—" શેઠીઆ ! આજે બધા મળીને કેમ આવ્યા છો ? કાંઇ ખાસ જરૂરી કામ હોય, તેમ લાગે છે. કહો શું છે ?" તેઓમાંથી એક વાચાળ અને સત્યવકતા શેઠ બોલ્યો—"સાહેબ ! આપને કાંઈ પૂછવાનું છે.આપ મૃષાવાદથી દૂર છો, એટલે જે ખરી વાત હશે, તે જણાવશો, એવી અમોને ખાત્રી છે. આપની પાસે કોઇ શ્રાવકોના ચાર છોકરાઓ આવ્યા છે ? તેઓ ક્યાં છે ? અને શા માટે આવ્યા છે ? તે આપ કૃપા કરી જણાવશો. " તે શેઠના આ વચનો સાંભળતાં મહારાજ બધી વાત સમજી ગયા. તત્કાળ ક્રોધને ગુપ્ત રાખી બોલ્યા—"તમારે તેનું શું કામ છે ? અમને વાંદવાને માટે ઘણાં લોકો આવે છે. તેઓ શામાટે આવે છે કે આવ્યા છે, એવી કાંઈ પંચાત અમે કરતા નથી. સાધુઓના વ્યવહારમાં તમે સમજો નહીં, તમારે ગૃહસ્થોએ અમારી બાબતમાં પડવુંજ ન જોઇએ. "

મુનિ દેવચંદ્રજીના આવા ઊડાઉ વચનો સાંભળી પેલા શ્રાવકે કહ્યું, "સાહેબ ! એ ખરી વાત છે. પરંતુ કોઇ એવી બાબત હોય કે જેમાં સંઘને વચ્ચે પડવાની જરૂર પડે,તો તેને માટે આપને પૂછવાનો અમારો અધિકાર છે." આ વચનો સાંભળી મહારાજ રોષાતુર બની ગયા અને બોલ્યા કે, "શેઠ, અમારી વચ્ચે આવવાનો કોઇ ગૃહસ્થનો અધિકારજ નથી. ગૃહસ્થ અને સાધુના વ્યવહાર જુદા જુદાજ હોય છે. તેમાં વળી સાધુ તો કોઇના બંધનમાં હોતાજ નથી. તેઓ નિર્ગ્રંથ હોવાથી સદા પ્રતિબંધ રહિત છે–સ્વતંત્ર છે અને પોતાની ઇચ્છા પ્રમાણે વર્તનારા છે. તેઓ સદા

નિસ્પૃહ હોવાથી કોઇની દરકાર રાખતા નથી. બધો સંઘ પણ તેમનજ આધીન છે. અને મન, વચન તથા કાયાથી તેમનીજ સેવા કરનારો છે. સાધુઓની ભક્તિમાંજ ગૃહસ્થોનો ઉદય અને પુણ્ય છે."

આ પ્રમાણે કહી તે મુનિ નીચે પ્રમાણે એક સુભાષિત બોલ્યા.

" निर्ग्रंथाः साधवः सर्वे प्रतिबंधविवर्जिताः
न विराध्या गृहस्थैश्च सर्वदा पूज्याः प्रयत्नतः " ॥ १ ॥

" સર્વ સાધુઓ નિર્ગ્રંથ અને પ્રતિબંધથી રહિત છે. તેઓ સદા ગૃહસ્થોએ વિરાધવા યોગ્ય નથી પણ પ્રયત્નથી પૂજવા યોગ્ય છે."

આ સુભાષિત કહી તે મુનિ વિરામ પામ્યા. એટલે પેલો સત્યવકતા શ્રાવક દાક્ષિણ્યતાને છોડી બોલ્યો—"મહારાજ ! આપ કહો છો, તે ઠીક છે. પણ કેટલીએક બાબતમાં આપને પૂછવાનો સંઘનો અધિકાર છે. જ્યારે સાધુને કોઇ પણ પૂછી શકે નહીં તો પછી સાધુ ગમે તેમ વર્તે, આપના જેવા પવિત્ર સાધુની વાત જુદી છે, અને તેવા કોઇકજ હોય છે; પણ જેઓ સંગ કે બીજા દોષથી દુષિત થયા હોય છે, તેઓ ચારિત્ર ધર્મથી વિમુખ બની જાય છે. હું એવો વિદ્વાન્ નથી તોપણ આપના જેવા કોઇ મુનિ પાસેથી મેં એક શ્લોક સાભળ્યો છે, તેની અંદર કહેલું છે કે,સાધુએ સંઘની આજ્ઞા સ્વીકારવી જોઇએ. તે શ્લોક આ પ્રમાણે છે—

" यतिः पूज्यो माननीय स्तथापि संघ वाक्यतः
प्रवर्तेत यतः श्रीमान् संघ सर्व नियामकः " ॥ १ ॥

" મુનિ પૂજવા યોગ્ય અને માનવા યોગ્ય છે, પરંતુ તેણે સંઘના વાકય પ્રમાણે વર્ત્તવું જોઇએ. કારણ કે શ્રી સંઘ સર્વનો નિયામક છે."

આ શ્લોક સાંભળી મહારાજ દેવચંદ્રજીને જરા રોષ આવી ગયો. પણ તે વખતે તેઓ વધારે બોલી શકયા નહીં. તેમણે આ પ્રમાણે કહ્યું, " શેઠ ! એ શ્લોક બરાબર છે, પરંતુ તે અમારા જેવા મોટા સાધુને માટે નથી. જેઓ નવા દીક્ષિત થયા હોય અને જેમની વય બાળ અને તરૂણ હોય, તેમને માટે એ શ્લોક છે. અમારે માટે બીલકુલ નથી. શેઠ! તમારા કરતાં અમે વધારે જ્ઞાન ધરાવીએ છીએ, સમજ્યા કે ! " મહારાજ દેવચંદ્રજીના આ વચનો જરા રોષવાળા હોય તવા લાગવાથી તેનો રાગી શ્રાવક બોલી ઉઠયો. " ભાઇ! મહારાજ સાહેબ જે કહે છે, તે બરાબર છે. મોટા મુનિઓની ઉપર સંઘની બીલકુલ સત્તા નથી. તેમને પૂછવાનો ગૃહ-

સ્થીનો અધિકારજ નથી. તેથી જેવી તેમની ઇચ્છા હોય, તે પ્રમાણે વર્ત્તવાને આપણે તત્પર રહેવું જોઇએ. "

" આપણે આ વખતે કાંઇ સત્તા બતાવવાની જરૂર નથી. મહારાજ તો આપણાં મોટા ગુરૂ છે. તેમના વચનને માન આપવું એ આપણો ધર્મ છે. વળી આપણે આ વખતે કાંઇ અહિં સત્તા ચલાવવા આવ્યા નથી, તેમને વિનંતિ કરવા આવ્યા છીએ. મહારાજશ્રી પોતે જ્ઞાતા છે, તેઓ આપણને યોગ્ય ખુલાસો આપશે. " મહારાજના રોષાતુર હૃદયને શાંત કરવા એ ડાહ્યા શેઠીઓ બોલી ઉઠયો. તે શેઠના આ વચન સાંભળી મહારાજ શાંત થઇ ગયા. તેમણે પછી શાંતતાથી જણાવ્યું, " શેઠીઆ ! મેં કોઈ ગૃહસ્થના છોકરાને દીક્ષા આપવા માટે છુપાવ્યા નથી. જે આ ચાર ગૃહસ્થો આવેલા છે, તેઓને હું ઓળખું છું. કારણ કે, હું તેમના ગામમાં ચાતુર્માસ્ય રહેલો છું. તેમના છોકરાઓ પણ મારી પાસે ભણવા આવતા હતા, એ બધી વાત સાચી છે. પરંતુ તેમને દીક્ષા આપવા માટે છુપાવનાર હું નથી. "

ગુપ્ત પાપ છુપી રીતે રહી શકતું નથી. પાપ એવી વસ્તુ છે કે, તેને અંધકારમાં આચરેલું હોય, પણ તે પ્રકાશમાં પ્રગટ થાય છે. પાપરૂપી વિષવૃક્ષ અંધકારમાં વવાય છે અને પ્રકાશમાં પલ્લવિત થઈ ફલપ્રદ થાય છે. આ જગત્‌માં એવા સેંકડો દ્રષ્ટાંતો મળી શકશે કે, છુપી રીતે કરેલા પાપો અકસ્માત્ પ્રકાશિત થયા વિના રહ્યા નથી. પુણ્યનો સ્વભાવ ગુપ્ત રહેવાનો છે અને પાપનો સ્વભાવ પ્રકાશિત થવાનો છે. તેને માટે એક વિદ્વાન્ આ પ્રમાણે લખે છે—

" यत् प्रच्छन्नं जवेत्पापं सत्वरं तत्प्रकाशते ।
कुपथ्यं सेवितं गुप्तं यथा रोगात्प्रकाशते " ॥ १ ॥

"જે છુપું પાપ કરવામા આવ્યું હોય, તે સત્વર પ્રકાશિત થાય છે. જેમ છુપી રીતે સેવેલું કુપથ્ય રોગથી પ્રકાશિત થયા વિના રહેતું નથી. " ૧

મુનિ દેવચંદ્રજી અને સર્વ સંઘના આગેવાનો જ્યાં બેઠા હતા, તેજ સ્થળે પેલા છુપાવેલા શ્રાવકોના ચાર છોકરાઓ અકસ્માત્ આવી ગયા ચતુર મુનિ દેવચંદ્રજીએ, જ્યારે સંઘના આગેવાનો પોતાની પાસે આવ્યા અને તે છોકરાના પિતાઓને તેમની સાથે જોયા, એટલે પોતાના એક પ્રવીણ શિષ્યને સમસ્યા કરી તે છોકરાઓને છુપા રહેવાની ચેતવણી આપવા મોકલ્યો હતો, પણ દૈવયોગે તે છોકરાઓ પોતાના સ્થળેથી દર્શન કરવાને માટે બાહેર નીકળી પડયા હતા. મુનિ દેવચંદ્રજીનો શિષ્ય તત્કાળ તે સ્થળે તપાસ કરી છોકરાઓની શોધને માટે દેહેરે

આવ્યો, ત્યાં છોકરાઓ દેહેરે દર્શન કરી ત્યાંથી પસાર થઇ પોતાના ગુરૂ દેવચંદ્રજી ની પાસે આવી ચડયા. પાપના પ્રભાવથી પેલા દેવચંદ્રજીના શિષ્યને અને તે શ્રાવક પુત્રોને મેળાપ થયો નહીં.

જ્યારે અહિં સમાજ વચ્ચે તે છોકરાઓ આવી ચડયા, તેમને જોતાંજ તેમના પિતાઓ એકદમ સંભ્રમથી બેઠા થયા અને ઉંચે સ્વરે બોલી ઉઠયા કે, "જુઓ, આ અમારા છોકરાઓ આવ્યા" પોતાના પિતાઓને જોતાંજ તે છોકરાઓ ચમકી ગયા અને ત્યાંથી નાશી છુટવા લાગ્યા. તેવામાં તેમના પિતાઓએ સત્વર તેમને બાહુમાં પકડી લીધા. તે જોઇ મહારાજ દેવચંદ્રજી તો જાખાંજ પડી ગયા. સંઘના શેઠીઆઓના હૃદયમાં ખાત્રી થઇ કે, **મહારાજ દેવચંદ્રજી મૃષાવાદી અને નાલાયક મુનિ લાગે છે."** જ્યારે મહારાજનું પાપ પ્રકાશિત થયું, એટલે સંઘના અગ્રેસરોના મનમાં તેમનું ગૌરવ ઘટી ગયું. તેઓમાંથી પેલો સત્યવાદી શેઠ બોલી ઉઠયો. "મહારાજ! જૈન મુનિને મૃષા ભાષણ કરવું ઘટે નહીં. જ્યારે આપ ધર્મ ગુરૂ થઇ આવું આચરણ કરશો તો પછી અમારા જેવા ગૃહસ્થો શું નહીં કરે? આપના આવા વર્ત્તનથી આર્હત્ ધર્મની મર્યાદાનો લોપ થાય છે અને ભારત વર્ષમાં પ્રતિષ્ઠા પામેલો જૈન ધર્મ નિંદા પાત્ર બને છે. આપના જેવા વૃદ્ધ ધર્મગુરૂએ આવી અનુચિત પ્રવૃત્તિ ન કરવી જોઇએ. હવે બન્યું તે ખરૂં, આ છોકરાઓને ફરી વાર છુપો આશ્રય આપશો નહીં. આવા અલ્પ બુદ્ધિવાળા બાળકોને દીક્ષા આપવાથી શો લાભ નીકળશે ? અયોગ્ય પુરૂષો દીક્ષિત થવાથીજ આર્હત્ ધર્મનું શુરૂ તત્ત્વ નિર્બળ થઇ ગયું છે અને થતું જાય છે."

તે શેઠના આવા વચન સાંભળી ચતુર દેવચંદ્રજી ધીઠ બનીને બોલ્યા. " શેઠ! તમારે વધારે પડતું બોલવાની જરૂર નથી. આ સંસારમાંથી જીવોને બહાર કાઢવા એ અમારૂં મુખ્ય કર્ત્તવ્ય છે. તેને માટે કદિ અમારે મૃષા બોલવું પડે, અસત્ય રીતે ચાલવું પડે અને કપટ કરવું પડે તોપણ તેમાં દોષ નથી. આ છોકરાઓ આ સંસારથી કંટાળી ગયેલા છે. તેમના હૃદયમાં દીક્ષાના પરિણામ ઊંચી રીતના થયા છે, તે છતાં તમે તેઓને બળાત્કારે સંસારમાં રાખો છો, એથી તમને ઘણુ પાપ લાગશે."

મુનિ દેવચંદ્રજીના આ વચનો સાંભળી પેલો સત્યવાદી શેઠ બોલ્યો. " મહારાજ! આપ કહો છો તે કદિ સત્ય હશે, પણ આ છોકરાઓ હજુ સંસારનો સ્વાદ જાણતાં નથી, તે પહેલા તેમને સંસાર ઉપર કંટાળો શી રીતે ઉત્પન્ન થયો હશે ? એ સર્વથા અસંભવિત છે. એવો નિયમ છે કે, કોઇ પણ વસ્તુને અનુભવ્યા પછી તે તરફ રાગ દ્વેષ થાય છે, અનુભવ કર્યા સિવાય રાગ દ્વેષ થવાનો બીલકુલ સંભવજ નથી.

વળી આ છોકરાઓ મુનિ ધર્મના સ્વરૂપને કાંઇપણ સમજતા નથી. તેમ વૈરાગ્ય ભાવથી રંગિત થયા નથી, તે પેહેલાં એવા અયોગ્ય પાત્રોને દીક્ષા આપવી, એ ધર્મ વિરૂદ્ધ છે.”

આ વખતે દેવચંદ્રજી ગર્જના કરીને બોલી ઉઠયા “અરે મુર્ખ શેઠ! તને શી ખબર પડી કે, તેઓ મુનિ ધર્મના સ્વરૂપને સમજતા નથી. તેમજ તેઓ દીક્ષા લેવાને અયોગ્ય છે, એમ પણ તેં શી રીતે જાણ્યું? કેવા પુરૂષો દીક્ષાના અધિકારી છે અને કેવા પુરૂષો નથી! તેને માટે શાસ્ત્રમાં શું લખેલું છે? તે કહે. તું શાસ્ત્રનો એક અક્ષર પણ જાણતો નથી. તે છતાં નકામું બોલ્યા કરે છે, તે તારી મૂર્ખતાજ છે.”

આ પ્રમાણે કહી મુનિ દેવચંદ્રજીએ કેટલાએક તિરસ્કારના શબ્દો કહી તે શેઠનું અપમાન કરવા માંડયું, તેવામાં એક વૃદ્ધ મુનિ તે સ્થળે આવી ચડયા. તેઓ ચારિત્રના ઉજ્વળ તેજથી પ્રકાશમાન હતા. તેમના ગોર શરીર ઉપર તપસ્યાનો મહાન્ પ્રકાશ પડી રહ્યો હતો. તેમના અંગ ઉપર ચારિત્રનો દ્રવ્યવેશ આવી રહેલો હતો. તે મુનિની મનોહર મૂર્તિ જોતાંજ સર્વે ચકિત થઇ ગયા. ગૃહસ્થ શ્રાવકોએ ઉભા થઈ તેમને માન આપ્યું અને શુદ્ધ ભાવથી તેમને વંદના કરી. ત્યાં રહેલા મુનિઓ તેમની પ્રભાવિક મૂર્તિને જોઇ આશ્ચર્ય પામી ગયા. તેઓ માન-અહંકારથી ભરપૂર હતા, એટલે તે આવેલા મહાત્માને માન આપવાની ઇચ્છા રાખતા ન હતા, તથાપિ તે મહાત્માના તેજથી અંજાઇ તેઓએ તેમને માન આપ્યું. તત્કાળ દેવચંદ્રજીએ પોતાની પાસે આસન આપી તેમને બેસાર્યા. તે વખતે તે મહાત્મા નીચે પ્રમાણે સુભાષિત બોલ્યા.—

“ यत्र धार्मिकवृत्तेः स्याल्लोपश्चारित्र घर्षणम् ।
विडंबनार्हद्धर्मस्य अहो कालो दुरत्ययः ”॥ १ ॥

“જેમા ધાર્મિક વૃત્તિનો લોપ થાય છે, ચારિત્ર ઉપર ઘસારો થાય છે અને અરિહંતના ધર્મની વિડંબના થાય છે, અહા! તે કાળ કેવો વિષમ છે?” ૧

આ સુભાષિત બોલ્યા પછી તે મહાત્મા ઊંચા સ્વરથી બોલ્યા-“અરે મુનિઓ, આ શી ગડબડ છે? આ સંઘ શા માટે એકઠો થયો છે? જે સત્ય હકીકત હોય તે દર્શાવો.” મહારાજ દેવચંદ્રજી મોન ધરી કાંઈ પણ બોલવાની ઇચ્છા રાખતા ન હતા, પણ તે પ્રભાવિક પુરૂષના પ્રભાવથી, તેમજ તેઓ પોતાને સહાયરૂપ થશે, એવી ધારણાથી તેમણે ઉત્સાહથી જણાવ્યું, “મહારાજ! આપ જાણો છો કે, સંસારીઓનો સંસારમાંથી ઉદ્ધાર કરવો, એ આપણા મુનિઓનુ કર્ત્તવ્ય છે. જેમ બને

તેમ સંસારી લોકોને વિરતિધર્મનો બોધ કરવો અને તેમના સોપાધિ હૃદયમાં વૈરાગ્ય ભાવના ઉત્પન્ન કરવી, એ આપણા ચારિત્ર ગ્રહણનો હેતુ છે. એ કર્ત્તવ્ય અને હેતુને લઈને અમો વિહાર કરતા હતા. જ્યારે ચાતુર્માસ્ય આવે ત્યારે આપણા ધર્મ પ્રમાણે અમો એકજ સ્થળે રહી ધર્મના વ્યાખ્યાનો આપતા હતા. એમ કરવાથી અમારા ઉપદેશની અસર કોઈ સંસારીના હૃદય ઉપર થઇ જાય છે અને તેથી કોઇ ભવીજીવ પ્રતિબોધ પામે છે. કોઇ શ્રાવક ગૃહસ્થપણાના વ્રતો અંગીકાર કરે છે, કોઇ બીજી તપસ્યાઓ આચરે છે અને કોઇ વૈરાગ્ય પામીને ચારિત્ર ગ્રહણ કરવા તત્પર બને છે. અમારા એવા ક્રમથી આ કોઇ ગૃહસ્થોના આ ચાર છોકરાઓ આ સંસાર ઉપર વિરક્ત થઇ દીક્ષા લેવાને તૈયાર થયા છે. અમોએ તેમને ઘણુંએ સમજાવ્યા, તે છતાં તેઓ દીક્ષા લેવાનો આગ્રહ લઇ બેઠા છે. અમો આ ગામમાં આવ્યા પછી તેઓ અમારી પાછળ અહીં આવ્યા છે અને દીક્ષા લેવાને માટે વારંવાર અમોને કહ્યા કરે છે. આ વખતે તે છોકરાઓના પિતાઓ અહિં આવ્યા છે. જેઓ આ સંઘની અંદર બેઠેલા છે. તેમના કહેવાથી આ સંઘના આગેવાનો અમોને કહેવા આવ્યા છે. આ સંઘમાં કેટલાએક શેઠીઆઓ વિનયવાળા છે, એટલે અમારો વિનય રાખી વિશેષ પહતું બોલતા નથી, પરંતુ આ બીજા એક બે એવા શેઠીઆ છે કે જેઓ અમારો અવિનય કરી અયોગ્ય વચનો બોલે છે અને અમારી ઉપર આક્ષેપ કરે છે. કહો, મહારાજ, આમાં અમારો શો દોષ છે ? ”

મુનિ દેવચંદ્રજીના આવા વચનો સાંભળી પેલા તેજસ્વી મહારાજ સમજી ગયા કે, “આ મુનિની વાણીમાં દેખીતું કપટ છે, માટે તેમને યોગ્ય વચનો કહેવા જોઈએ. ” આવું વિચારી તે મહાશય પ્રથમ નીચેનું સુભાષિત બોલ્યા—

“ सत्यं मृदु सुधातुल्यं वचनं दुर्लभं भवेत् ।
इति विरोधे संप्राप्ते धैर्यं धृत्वा वचो वदेत्” ॥१॥

“ કોમળ અને અમૃતના જેવું સાચું વચન દુર્લભ છે,તેથી જો એવો વિરોધ પ્રાપ્ત થાય તો ધૈર્યને ધારણ કરી વચન બોલવું.” ૧

આ સુભાષિત બોલ્યા પછી તે મહાત્માએ સ્પષ્ટ રીતે કહ્યું કે, મુનિ દેવચંદ્રજી! મારે તમોને સત્ય કહેવું જોઈએ. તમારી આગળ દાક્ષિણ્યતા રાખવી એ મને યોગ્ય લાગતું નથી. આજ કાલ આપણાં સાધુઓ યોગ્યાયોગ્યનો વિચાર કર્યા વગર જેવા તેવાને દીક્ષા આપી દે છે,તેથી તેના પરિણામ ઘણાં નઠારાં આવે છે. કેવા પુરૂષને દીક્ષા આપવી જોઇએ? તેને માટે આપણાં શાસ્ત્રોએ ઘણું વિવેચન કરી લખેલું છે, તે છતાં શિષ્યના મોહમાં અંધ થઇ ગયેલા અનગારો, તે તરફ ઉપેક્ષા રાખે છે અને ઘણાં

શિષ્યો વધારવામા પોતાની પ્રતિષ્ઠા સમજે છે. હું આજ ઘણાં વર્ષો થયાં એકલો રહું છું, કોઈ પણ લાયક પુરૂષને જોયા વિના દીક્ષા આપવાની મારી ઇચ્છા થતી નથી. મહારાજ! જો ખરૂં પૂછો તો ચારિત્ર ધર્મને સાધવામાં ઘણાં શિષ્યો અંતરાય રૂપ થઇ પડે છે. હું એકાકી રહું છું, તેથી મને ઘણો આનંદ આવે છે. શાસ્ત્રમાં એવો નિયમ છે કે, સાધુએ એકલા ન રહેવું જોઇએ, તો તે નિયમને સાચવવા માટે હું કોઇ બીજા મુનિનો સહવાસ શોધી કહું છું. પરંતુ બીજા કોઇ શિષ્યો કરી મારા સ્વાધ્યાય-ધ્યાનને ભંગ કરવાની ઇચ્છા રાખતો નથી મારે તમોને ખરૂં કહેવું જોઇએ કે, તમારામાં શિષ્યમોહ મોટા પ્રમાણમા છે અને તેથી તમે તમારા આત્મ સાધનમાંથી ભ્રષ્ટ થાઓ છો. ગૃહસ્થોનો અતિ પરિચય રાખવો, તેમના અજ્ઞાની અને અયોગ્ય બાળકોને ફોસલાવી છુપાવવા અને તેમની યોગ્યતા જોયા વગર તેમને દીક્ષા આપી દેવી, એવા મુનિઓના વર્ત્તનને માટે મને હૃદયમાં પરિતાપ થાય છે. મહારાજ! આ સમયે મેં તમારૂં એવું અયોગ્ય વર્ત્તન જોયું છે, કે જે ઉપરથી હું તમારા પક્ષમાં રહેવાની ઇચ્છા રાખતો નથી. જો સર્વ મુનિઓ તમારા જેવા થશે, તો આ દુનિયામાં આર્હત્ ધર્મની પૂરેપૂરી વિડંબના થશે અને પંચમકાળનો પ્રભાવ વિશેષ પ્રકાશિત થશે."

તે તેજસ્વી મુનિનાં આ વચનો સાભળી મુનિ દેવચંદ્રજી ક્ષણવાર વિચારમાં પડી ગયા. તેમના હૃદયમાં રોષ અને અભાવ ઉત્પન્ન થઇ આવ્યો. તેઓ રોષના આવેશમાં આવી ગયા હતા, પરંતુ તે તેજસ્વી મુનિના પ્રભાવથી તેઓ પોતાનો રોષ પ્રગટ કરી શક્યા નહીં. તથાપિ તેમના રોષનો આવેશ તદ્દન અટકી ગયો નહીં. તેઓ આ પ્રમાણે બોલ્યા-" મહારાજ ! તમારા વચન નિષ્પક્ષપાતી લાગતાં નથી. આ શેઠીઆઓને સારૂં લગાડવા માટે તમારી પ્રવૃત્તિ દેખાય છે. આપણે સાધુઓએ ગૃહસ્થોની કોઇ જાતની પરવા ન રાખવી જોઇએ. જો આપણામાં ચારિત્રનું સામર્થ્ય હશે તો ગૃહસ્થો દીન થઇને આપણી શુશ્રૂષા કરવા આવશે."

મુનિ દેવચંદ્રના આ વચનો સાંભળી તે તેજસ્વી મુનિ રોષાવિષ્ટ થયા અને તત્કાળ ઉંચે સ્વરે બોલ્યા." અરે અવિચારી મુનિ ! ખોટી શંકા કરી તમારો બચાવ શામાટે કરો છો? હું કોઇનો પક્ષપાત કરતોજ નથી. જે સત્ય હોય, તે તરફજ મારો પક્ષપાત છે. આ સંઘના આગેવાનો અને આ છોકરાના પિતાઓની સાથે મારે કોઇ જાતનો સંબંધ નથી. હું માત્ર તમારી પ્રવૃત્તિ સુધારવાને માટેજ કહું છું. તેમાં ખાસ તમારે માટેજ મારા વચનો નથી, પણ જે મુનિઓ આવી અધમ પ્રવૃત્તિ કરતા હશે, તેઓને માટે પણ મારા ઉદ્ગારો છે. આજકાલ મુનિઓમાં દીક્ષાની પ્ર-

વૃત્તિ કેવી નઠારી ચાલે છે? અને તેથી કેવા નઠારા પરિણામો આવે છે, તેની સુધારણા કરવાની જરૂર છે. મહારાજ, તમારા જેવા દરેક વડિલ મુનિએ મહાનુભાવ હરિભદ્ર સૂરિની વાણીનો અભ્યાસ કરવો જોઇએ. તે મહાનુભાવે "કેવો પુરૂષ દીક્ષા આપવાને યોગ્ય છે અને કેવો પુરૂષ દીક્ષા આપવાને યોગ્ય નથી," એ વીષે ખાસ લેખ લખેલો છે, તે મહાત્માના લેખથી ઘણાં મુનિઓ અજ્ઞાત રહે છે. કેટલાએક વિદ્વાન્ મુનિઓએ લેખ જાણતાં છતાં શિષ્ય મોહથી મૂઢ બની તે તરફ ઉપેક્ષા કરે છે, તેવા મુનિઓ તરફ મને ભારે ખેદ ઉત્પન્ન થાય છે. મહારાજ દેવચંદ્રજી, તમે પણ એ મહાનુભાવના તે લેખને વાંચ્યો છે કે નહીં? જો તમે ન વાંચ્યો હોય તો તમારે તે અવશ્ય વાંચવો. જો તમે પૂર્ણ શ્રદ્ધા રાખી એ લેખને વાંચશો તો તમારા હૃદયમાં ખાત્રી થશે કે, આપણી દીક્ષા દેવાની પ્રવૃત્તિ તદ્દન શાસ્ત્ર વિરૂદ્ધ છે."

દેવચંદ્રજી વિદ્વત્તાનો ડોળ કરીને બોલ્યા. "મહારાજ, એવા લેખ મેં સારી રીતે વાંચ્યા છે. અને તે વિષે મનન પણ કરેલું છે. પરંતુ મેં મારા અનુભવથી સિદ્ધ કરેલું છે કે, એવા લેખો ઉપર આધાર રાખી બેશી રહેવાતું નથી. જો એ પ્રમાણે જોવા બેશીએ તો પછી આપણું મુનિઓના વંશનો વિચ્છેદજ થઇ જાય. એવા લાયક પુરૂષો મળવા મુશ્કેલ હોય છે. તેથી આજકાલ તો ગમે તેવા પુરૂષને દીક્ષા આપી દેવી. જો યોગ્યાયોગ્યનો વિચાર કરવા બેશીએ તો પછી કોઇ સાધુજ થાય નહીં. અને આપણા સંઘેડાનો વિચ્છેદ થઇ જાય, મહારાજ, તમે વિદ્વાન્ હશો પણ દેશકાળના જ્ઞાતા હો, તેમ જણાતું નથી. આજકાલ પરીક્ષા કરવાનો સમય નથી. જે કોઇ ભાવનાવાળો હોય તો તેને તરત દીક્ષા આપી દેવી જોઇએ. જો સર્વ પરીક્ષાઓ કરવા બેસીએ તો ભારતવર્ષમાં જૈન મુનિઓનો દુકાળ પડી જાય. તે સાથે વળી એ પણ વિચાર કરવાનો છે કે, આજકાલના ગૃહસ્થ શ્રાવકો અને શ્રાવિકાઓ પણ યોગ્યતાવાળા નથી. તેઓ વિદ્વાન્ અને અવિદ્વાન્માં કાંઇ સમજતા નથી. તેમને તો ગમે તેવો કોઇ સાધુ જોઇએ છીએ. કોઇ પણ ઉપાશ્રય સાધુ વગર ખાલી ન હોવો જોઇએ, એટલુંજ તેમનામાં જ્ઞાન હોય છે. જેવો તેવો સાધુ પાટ ઉપર બેશી વ્યાખ્યાન વાંચે એટલે તેઓ સંતોષ પામે છે. તેઓ વિદ્વત્તા તરફ જોતાંજ નથી. તે સાથે સાધુમાં કેવા ગુણો રહેલા છે? એ વાત પણ તેમના હૃદયમાં સ્ફુરતી નથી. તેમને તો યદ્વાતદ્વા બોલનારની જરૂર છે. ઓઘો, મુહપત્તી અને દાંડો લઈ મુનિના વેષને ધરનારો કોઇ પણ સાધુ હોય તો તેમના મનને તૃપ્તિ થાય છે. મહારાજ, આવા પ્રસંગમાં તમે પાત્રાપાત્રનો વિચાર કરવા બેસશો તો પછી જૈન ધર્મના ગુરૂની નીશાની પણ નહીં રહે."

મુનિ દેવચંદ્રજીના આ વચનો સાંભળી તે તેજસ્વી મહારાજ વિશેષ શોકાતુર થઇ ગયા. જૈન મુનિના મુખમાંથી આવા વચન નીકળે, એ તેમને પરિતાપ કરનારૂં થઇ પડ્યું. પ્રથમ તેઓ પોતાના મનમાં વિચાર કરવા લાગ્યા. "આહા! કેવો વિષમ કાળ પ્રવર્ત્તે છે? ભગવાન્ વીરપ્રભુના પરિવારમા આવા મુનિઓ પ્રગટ થાય, એ ઘણા અપશોષની વાત છે. જો દરેક જૈન મુનિ આવા વિચાર ધરાવશે તો વીરશાસન અલ્પ સમયમાંજ અવનતિનું દર્શન કરશે." આવું વિચારી તે મહાત્મા નિઃશ્વાસ નાંખીને બોલ્યા. "અરે મુનિ, તમારા વચનો સાંભળી મારા મનને અતિ પરિતાપ થયો છે. તમારા હૃદયમાં ઉત્પન્ન થયેલા વિચારો ઘણાંજ વિપરીત છે. મને લાગે છે કે, તમારા હૃદયમા પંચમકાળે વાસ કર્યો છે. તમે તમારે હાથે આર્હત્ ધર્મ અવનતિ કરશો. તમારા જેવા વિચારો ધરાવનારા મુનિઓની સંખ્યા જો વધારે હશે તો આર્હત્ ધર્મ છિન્નભિન્ન થઈ જશે. કારણ કે, ધર્મનો બધો આધાર ગુરૂતત્ત્વ ઉપર રહેલો છે. તે વિષે એક મહાત્માના આવા ઉદ્ગારો છે."

"દેવ તત્ત્વ અને ધર્મ તત્ત્વનો પ્રકાશ ગુરૂ તત્ત્વના યોગથી થઇ શકે છે. ગુરૂ તત્ત્વની મહત્તામાંજ એ ઉભય તત્ત્વોની મહત્તા રહેલી છે. જો ગુરૂતત્ત્વ શિથિલ પડી જાય તો ધર્મ અને દેવ ઉભય તત્ત્વો શિથિલ પડી જવાના. કારણકે, તે ઉભયતત્ત્વોના શુદ્ધ સ્વરૂપને ઓળખાવનાર ગુરૂતત્ત્વ જ છે. તે ગુરૂતત્ત્વની તન, મન અને ધનથી રક્ષા કરવી જોઇએ."

"આ ઉપરથી દરેક જૈન મુનિએ એવો વિચાર કરવો જોઇએ કે, તે પોતે એક જૈનધર્મના ગુરૂપદને ધારણ કરનાર છે, તેથી પોતાને આધારે રહેલા આર્હત્ ધર્મની રક્ષા કરવા માટે સતત તત્પર રહેવું જોઇએ. આર્હત ધર્મની ઉન્નતિ અને અવનતિ જેમને આધારે રહેલી છે, એવા મુનિએ પોતાના શિષ્ટાચારને સારી રીતે પાળવો જોઇએ. જેનાથી વીરપ્રભુનો પરિવાર ઊંચી સ્થિતિ પર આવે અને ગુરૂતત્ત્વનો પરિપુર્ણ વિકાસ થાય, તેવી યોજનાઓ કરવી જોઇએ. તે કરવાને માટે ઉત્તમ અને યોગ્ય પાત્રોને દીક્ષા આપવાની જરૂર છે. મહારાજ, તમે વિચાર કરો અને આ અધમ પ્રવૃત્તિનો ત્યાગ કરો. જો તમારો પરિવાર ઉત્તમ પાત્રોથી અલંકૃત કરશો, તો આર્હત ધર્મ ઉદય પર આવશે અને પૃથ્વી ઉપર આપણા ચારિત્રનો મહિમા ફેલાશે. મને લાગે છે કે, તમે મુનિ ધર્મનું યથાર્થ સ્વરૂપ સમજ્યા નથી. તમારા હૃદયમાં એ સ્વરૂપનું પ્રતિબિંબ પડ્યું નથી. આપણાં ચારિત્ર ધર્મના મહાન ઉપકારી શ્રી હરિભદ્ર સૂરિએ યતિ ધર્મના સ્વરૂપને માટે શું લખેલું છે? એ તમે વાંચ્યું હોય કે સાભળ્યું હોય,

તેમ લાગતું નથી. કદિ તમે વાંચ્યું હશે અથવા સાંભળ્યું હશે તો તેનું યથાર્થ મનન કર્યું નહીં હોય. તે મહાનુભાવે યતિધર્મનું સ્વરૂપ પ્રતિપાદન કરતાં ખાસ લખ્યું છે કે, જૈન મુનિએ પાત્રાપાત્રનો વિચાર કરી, ચારિત્રને ધારણ કરાવવું જોઇએ કેવા પાત્રને દીક્ષા આપવી, એ વિષે ગુરૂએ પૂર્ણ વિચાર કરવાનો છે.

જો તમે આવી અવિચારી પ્રવૃત્તિ કરશો, તો આ પૃથ્વી ઉપરથી શુદ્ધ ગુરૂતત્ત્વનો લોપ થઇ જશે અને જગત્‌માં જૈન શાસનની હેલણા થશે. ”

તે તેજસ્વી મુનિના આ વચન સાંભળી મુનિ દેવચંદ્રજી હૃદયમાં નારાજ થઇ ગયા. અને તે મહા મુનિનો તિરસ્કાર કરવા તત્પર થયા. પણ તે તેજસ્વી મુનિના પ્રભાવથી તેમની તિરસ્કાર ભરેલી વાણી પ્રગટ થઇ શકી નહીં તથાપિ તેઓ આવેશથી આ પ્રમાણે બોલ્યા-“મહારાજ, તમે તમારા મનમાં ધારો છો કે, આ દેવચંદ્ર તદ્દન મૂર્ખ મુનિ હશે. તેમજ તેઓ કાંઇ પણ ભણ્યા ગણ્યા નહીં હોય, તેમની બુદ્ધિ મૂઢ હશે આ તમારી ધારણા તદ્દન ખોટી છે, હું ધારૂં છું કે, તમે મારા સ્વરૂપને ઓળખતાજ નથી. તમે મને એક સામાન્ય મુનિ તરીકે જાણતા હશો. મહારાજ, એ તમારૂં ધારવું તદ્દન ખોટું છે. તમારી મનોવૃત્તિમાં મારે માટે કાંઇ હલકા વિચાર થઇ આવ્યા છે. અથવા કોઇ મારા દ્વેષીએ મારે માટે તમોને ખોટો અભિપ્રાય કરાવી દીધો છે. મહારાજ, મેં ઘણા શાસ્ત્રો વાંચ્યા છે. આપણાં જૈન શાસનમાં જે સારા સારા રાસ ગણાય છે, તે મેં મનન કરીને વાંચ્યા છે. તે સાથે અમારા ગુરૂ પાસેથી ઘણાં ગ્રંથો સાભળ્યા છે. તે ઉપરથી હું સારી રીતે સમજું છું કે, અમુક પાત્રને દીક્ષા આપવી જોઇએ. ઉત્તમ પાત્રને આપેલી દીક્ષા શાસનની વૃદ્ધિ કરે છે. દીક્ષિત થયેલા ઉત્તમ પુરૂષો ધર્મનો ઉદ્યોત સારો કરી શકે છે, પરંતુ આજકાલ તેવો દેશ-કાળ નથી. હાલનો સમય પાત્રાપાત્રની શોધ કરવાનો નથી. કોઇ પણ દીક્ષા લેવાને તૈયાર થાય, તેને આંખો મીંચીને દીક્ષા આપી દેવી, એજ હાલનું કર્ત્તવ્ય છે. વળી શાસ્ત્રમાં એમ પણ કહ્યું છે કે, ‘ જે જીવ આ સંસારમાંથી મુક્ત થવાની ઇચ્છા રાખે તેને અવશ્ય સહાય આપવી જોઇએ. ” તમે હજુ એ વાત સમજ્યા નથી. જુવોને તમે આવા વિદ્વાન્, તપસ્વી અને તેજસ્વી છો, તો પણ હજુ એક પણ શિષ્ય મેળવી શક્યા નથી. તમે પાત્રાપાત્રનો વિચાર કર્યા કરશો તો શિષ્ય વગર ચાલ્યા જશો. તમે હાથે કરીને પોતાનો વંશ ખુવો છો. તમારા જેવા આગ્રહી સાધુઓ ઉત્તર વયમા શિષ્યોની સેવાથી બેનશીબ રહે છે. મહારાજ, મારૂં વચન માની એ વિષયની ચર્ચા કરો નહીં. તેમાં પણ આ શ્રાવક ગૃહસ્થોની સમક્ષ આની ચર્ચા ન કરવી જોઇએ. આ લોકોના કાન ઉપર આવા શબ્દોજ ન લાવવા જોઇએ.”

મુનિ દેવચંદ્રજીના આ શબ્દો સાંભળીને તેજસ્વી મુનિ રોષાવિષ્ટ થઈને બોલ્યા. "અરે લુબ્ધમુનિ, અત્યાર સુધી મેં તમારી દાક્ષિણ્યતા સાચવી છે, પણ હવે હું તમારી દાક્ષિણ્યતા સાચવવાનો નથી. તમે ખરેખર નાલાયક છો. તમારી મનોવૃત્તિમાં ચારિત્ર ધર્મનો અંશ પણ નથી. તમારૂં જીવન કેવળ સ્વાર્થમય છે. જૈન આગમના રહસ્યને તમે બીલકુલ જાણતાં નથી. તમારામાં સંસ્કૃત અને પ્રાકૃત ભાષાનું જ્ઞાન નથી, એમ મને ખાત્રી થાય છે. પ્રાકૃત ભાષાના રાસો વાંચી તમે તમારી વિદ્વત્તા સિદ્ધ કરવા માગો છો. તે રાસની ભાષામાં પણ રહેલા તત્ત્વો તમારા સમજવામાં આવ્યા નથી. અરે મહારાજ, વિચાર કરો. તમે કોના પરિવારના છો? કોના સંતાન છો? મને લાગે છે કે, તમારા જેવા અલ્પમતિ અનગારોથીજ આર્હત્ ધર્મની અવનતિ થઈ છે. અપાત્ર પુરૂષોને દીક્ષા આપવાથી ધાર્મિક હાનિ શી થાય છે? તેનું પ્રત્યક્ષ દૃષ્ટાંત તમે પોતેજ છો. હવે તમારા જેવા અયોગ્ય અને અનધિકારી મુનિની સાથે વિશેષ ચર્ચા કરવાથી કાંઇ પણ લાભ થતો નથી, પણ ઊલટી હાનિ થાય છે. તમારૂં જીવન જૈન પ્રજાને ભાર રૂપ છે, અને અવગુણકારિ છે. આ ભારતવર્ષ ઊપર જો તમારા જેવા મુનિઓ વિશેષ ફેલાશે તો ધર્મની અંદર લાભને બદલે વિશેષ હાનિ ઉત્પન્ન કરશે. મને ખાત્રી છે કે, શ્રી વીરશાસનના ઉદયમાં તમે અંતરાય કરનારા થશો. એક મહાત્મા તેને માટે આ પ્રમાણે લખે છે—

धृत्वा चारित्र मात्मानं दोषैरुन्मार्ग गामिभिः ।
विडंबयंति ये मूढा धूर्त्तभावावलंबिनः ॥ १ ॥
ते कुर्वते धर्म हानिं शासनोड्डाह कारिणीम् ।
ते पूज्या न च संमान्याः त्यक्तव्या धर्मचारिभिः ॥ २ ॥ युग्मं

જેઓ ચારિત્રને ધારણ કરી ઉન્માર્ગે લઇ જનારા દોષોથી પોતાના આત્માને વિડંબના પમાડે છે. તેવા પુરૂષો શાસનની નિંદા કરનાર હાનિને કરે છે, તેથી ધર્મી પુરૂષોએ તેમને પૂજવા નહીં, અને માનવા નહીં. તેમનો ત્યાગ કરવો. ૧-૨

તે મહાત્માના આ વચનો મને યથાર્થ લાગે છે. મુનિ દેવચંદ્રજી, હવે તમારા મલિન વિચારોને દૂર કરો અને આપણી પ્રાચીન પવિત્ર પદ્ધત્તીને અનુસરી દીક્ષા દાન આપવા તત્પર થાઓ. આપણાં મુનિઓના પ્રાચીન જીવનનું સ્મરણ કરો. તેઓ કેવા પવિત્ર અને ઉચ્ચ વૃત્તિવાળા હતા? તેમની મનોવૃત્તિમાં વિશાળતા અને ઉદારતા કેવી હતી! તેમના ઉચ્ચ વર્ત્તનમાં ચારિત્રના નિર્મળ ગુણો કેવી રીતે પ્રકાશી રહેતા હતા! તેનો જરા વિચાર કરો. જો કે તમે આગમનું વાચન કે શ્રવણ

કર્યું નથી, પણ રાસોની અંદર પણ જો પ્રાચીન મહાત્માઓનો ચરિતાનુયોગ સાંભળ્યો હોય તો તમારા ખ્યાલમાં એ પૂર્વ પુરૂષોના વર્ત્તનનો પ્રકાર આવી શકે, તેમ છે. મહારાજ દેવચંદ્રજી, જરા પાછું વાળી જુઓ. પ્રાચીન મહાત્માઓના અને તમારા વર્ત્તનની સરખામણી કરો. તે સરખામણી કરતાં તમોને પ્રત્યક્ષ માલમ પડશે તેમજ વળી જો તમે શુદ્ધ ભાવથી તમારા સ્વરૂપને અવલોકશો તો તમોને એમજ લાગશે કે, આપણામા ચારિત્રનો એક અંશ પણ નથી. આપણે તો શ્રાવકોના મિષ્ટ આહાર પાણી અને બીજી સેવાનો ઉપભોગ કરવા માટે સાધુનો વેશ ધારણ કરેલો છે. મહારાજ, તમોને વધારે કહેવું યોગ્ય નથી, તોપણ એટલું તો કહેવું જોઈએ કે, તમે સંસારીના કરતાં પણ અધમ સ્થિતિમાં આવેલા છે. આપણા પ્રાચીન મહર્ષિઓ પ્રભુની સ્તુતિ કરતાં આ પ્રમાણે પોતાની લઘુતા પ્રગટ કરતા હતા :—

पामराः पापमतयः प्रमाद निरता वयम् ।
भगवन्नुद्धरा स्मान् तान् त्वत्पदैकाश्रयान् प्रभो ॥ १ ॥

"હે ભગવન્, અમો પામર, પાપ બુદ્ધિવાળા, અને પ્રમાદમાં રહેનારા છીએ. હે પ્રભુ, જેમને તમારા ચરણનો એક આશ્રય છે, એવા તે અમારો ઉદ્ધાર કરો. „ ૧

મહારાજ દેવચંદ્રજી ! જેઓ ચારિત્રથી નિર્મળ અને શુદ્ધ છે છતાં આ પ્રમાણે પોતાની લઘુતા દર્શાવનારા છે, તેઓને કેવો ધન્યવાદ ઘટે છે ! તેનો વિચાર કરો. એક મહાત્માએ મુનિએ તો એટલે સુધી કહ્યું છે કે,

पापाचारान् पापवृत्तीन्, परपिंडोपजीविनः
कृपार्णव तारयास्मान्, भीतान् संसार वारिधेः ॥१॥

હે કૃપાસાગર પ્રભુ, પાપી આચારવાળા, પાપી વૃત્તિવાળા અને પરપિંડ ઉપર જીવનારા એવા અમો કે જેઓ આ સંસાર સમુદ્રથી ભય પામ્યા છીએ, તેમને તારો. ૧

મહારાજ, આવા સુભાષિતોને યાદ રાખી તમારી લઘુતા દર્શાવો. જ્યારે એવી લઘુતા દર્શાવશો, ત્યારેજ તમારો આત્મા ગુણોને મેળવી શકશે. તમે સર્વ પ્રકારની ઉન્નતિ મેળવવાને અધિકારી થશો. તમારી મનોવૃત્તિમાં ઉચ્ચભાવના પ્રગટ થશે. તે શિવાય કદિપણ થશે નહિ."

તેજસ્વી મુનિના આવા વચનો સાંભળી મુનિ દેવચંદ્રજી જરા મંદતાથી બોલ્યા—" મહારાજ, તમે એક પક્ષીય વસ્તુ પ્રતિપાદન કરવા તત્પર બન્યા છો.

તમારી મનોવૃત્તિમાં દેશ-કાળાનુસાર વિચારો પ્રગટજ થતા નથી. જો તમારા વિચાર પ્રમાણે વર્ત્તવામાં આવે તો સાધુ મુંઝાઇનેજ મરી જાય. આ સમયે પ્રાચીન ભાવના જોવાતી નથી. યથાશક્તિ ચારિત્ર પાળી પ્રવૃત્તિ કરવાનો આ સમય છે. મહારાજ, તમને હજુ જોઇએ તેવો દુનીઆનો અનુભવ થયો નથી. તમોને દીક્ષા લીધા ઘણાં વર્ષો થયા હશે, પણ તે બધા નકામા ગયા હોય, તેમ લાગે છે. સાધુઓના ભાગ્ય યોગે એટલું ઠીક થયું છે કે, તમે કોઇ મોટા સંઘેડાના નાયક બન્યા નથી. નહીં તો તમારે હાથે ઘણાં સાધુઓને ખમવું પડત."

મુનિ દેવચંદ્રજીના આ વચનો સાંભળી, તે તપસ્વી મુનિ રોષાતુર બની ગયા અને તત્કાળ ઉંચે સ્વરે બોલ્યા—"અરે વેષ ધારી મુનિ, તમારા વચનો સાંભળી મારા મનને ઘણો ખેદ થાય છે. મેં તમારા હિતની વાત કરી તે છતાં તમે તે તરફ ઉપેક્ષા રાખો છો અને તમારૂં ગાયું ગાઓ છો. એ તમારી અજ્ઞાનતા છે. આગમના પ્રમાણ સાથે મેં તમોને ઘણી રીતે સમજાવ્યા, છતાં તમારા હૃદયની અંદર તેની અસર થઇ નહીં. તમે ખરેખર દુરાગ્રહી અને અનાચારી સાધુ છો. તમારા જેવા સાધુઓના સંસર્ગમાં રહેવું, એ પણ પાપ રૂપ છે. મને લાગે છે કે, આ તમારી ભ્રષ્ટ બુદ્ધિનું પરિણામ ઘણુંજ નઠારૂં આવશે. તમારે પાછળથી પશ્ચાત્તાપ કરવો પડશે. કુપાત્ર શિષ્યો જ્યારે તમોને કલંકિત કરશે અને સર્વ જૈન પ્રજા તમોને ભ્રષ્ટ અને પતિત માની તમારો અનાદર કરશે, ત્યારે તમારી આખો ઉઘડશે. તે સમયે આ અતિથિ તરીકે આવેલા મુનિને સંભારશો. મહારાજ, હવે તેવો સમય નથી, હવે તો સાધુઓની પરીક્ષા થવાનો સમય આવ્યો છે. તમે જેને જુદો દેશકાળ જાણો છો, તે દેશકાળ નથી પણ ખરી કસોટીનો સમય ચાલે છે. નવીન કેળવણીએ વાતાવરણ બદલાવી નાખ્યું છે. ગુણ દ્રષ્ટિ અને દોષ દ્રષ્ટિની વચ્ચે મારામારી ચાલે છે. તેમાં કોનો વિજય થાય છે, તે કહી શકાતું નથી. લોકો સર્વે પોતપોતાનું જોતાં નથી, પણ બીજાનું જોવાને તેઓ તત્પર બન્યા છે. મને લાગે છે કે, તમારી બુદ્ધિમાં મોટો ભ્રમ થઇ ગયો છે, એ ભ્રમ તમોને નઠારા પરિણામના દર્શન કરાવશે. તે સાથે તમારે માટે મને એવો પણ નિશ્ચય થયો છે કે, તમે પોતે અસાધ્ય છો. તમારી જડ અને શૂન્ય બુદ્ધિમા કોઈ જાતની સુધારણા થઇ શકે તેમ નથી. તે ઉપરથી હું નિશ્ચય કરૂં છું કે, હવે તમારી સાથે વૃથા વાદવિવાદ કરવો નહીં. તમારી સાથે મિથ્યા વાદ કરવાથી માત્ર વાણીનો વ્યર્થ વ્યય થાય છે."

આટલું કહી તે તેજસ્વી મહામુનિ ત્યાં રહેલા ગૃહસ્થ શ્રાવકો તરફ જોઇને બોલ્યા—"ગૃહસ્થો, હવે મારી દૃષ્ટિ તમારી ઉપર ઠરે છે અને મારૂં હૃદય તમારામાં કાંઇક લાભની આશા રાખે છે. જો કે શાસ્ત્ર અને બુદ્ધિવાળા વિચારો તરફ જોતાં

તો આર્હત્ ધર્મની સુધારણા કરવાનું મુખ્ય સ્થળ સાધુઓ-ગુરૂઓ છે. પણ આ વખતે આ તમારા વેષધારી આગ્રહી મુનિ દેવચંદ્રજીના પ્રસંગ ઉપરથી મને ખાત્રી થઇ છે કે, એ વાતને હવે સર્વથા દૂર કરવી યોગ્ય છે. વર્ત્તમાન કાળે સાધુઓ કરતાં ગૃહસ્થો ઉચ્ચ વૃત્તિવાળા ઘણાં નીકળી આવે છે. સાધુઓ ગૃહસ્થાવાસ અને ચારિત્રવાસમાંથી ભ્રષ્ટ થયેલા છે, તેથી તે ઉભયભ્રષ્ટ લોકો એકેમાં આવી શકતાં નથી અને ગૃહસ્થો તો ધર્મબુદ્ધિવાળા હોઇ પોતાના ગૃહાવાસમાંજ રહેનારા છે, તેથી તેઓ ઉભય ભ્રષ્ટ થયેલા નથી. માટે હવે તમોજ બોધ આપવાને યોગ્ય છો. મને ખાત્રી થાયછે કે, સાધુઓના કરતાં ગૃહસ્થો સુધારવા શક્ય છે. જો ગૃહસ્થોની ઉત્તમ પ્રકારે સુધારણા થશે તો સાધુઓને કેટલીક રીતે સુધરવાની ફરજ પડશે. એક વિદ્વાન્ કવિએ તે વિષે આ પ્રમાણે કહેલું છેઃ—

गृहस्थाः धर्मनिरता स्वकर्त्तव्य परायणाः ।
यतिभ्योऽपि विशिष्यंते प्रमत्तेभ्यः स्वधर्मतः ॥ १ ॥

"પોતાના ધર્મમાં તત્પર રહેનારા, અને પોતાના કર્ત્તવ્યને યથાર્થરીતે બજાવનારા ગૃહસ્થો સ્વધર્મમાં પ્રમાદી બનેલા યતિઓથી વિશેષ સારા છે." ૧

ગૃહસ્થો, તમે આ સુભાષિતના વચનોને સ્મરણમા રાખજો અને સર્વદા યથાશક્તિ સુધરવાની ખંત ધારણ કરજો. જો તમે સુધારણા રૂપ દેવીના ઉપાસક બનશો તો પછી અમારા સાધુઓ પોતાની મેળેજ સુધારા પર આવી જશે. જ્યારે અનાચારી અનગારોનું ગૌરવ તમારામાંથી ઘટવા માંડશે એટલે તેઓ પોતાના નઠારા વર્ત્તનમાં સ્વતઃ સુધારો કરશે. એક વખતે કોઇ વિદ્વાન્ ગુર્જર કવિએ "સાધુઓની સુધારણા ક્યારે થાય" એવા વિષય ઉપર એક કવિતા કરી હતી, તે મેં સાંભળી હતી. તે કવિતા તમારા ગૃહસ્થોએ સાંભળીને મનન કરવા જેવી છે. તે આ પ્રમાણે છેઃ—

જ્યારે થશે શ્રાવક ધર્મ ધારી, કર્ત્તવ્યમા તત્પરને વિચારી;
સદ્બોધ સારો ધરશે સુધારી, ત્યારે થશે સન્મુનિ ધર્મધારી. ૧
ધર્મો મુનિના શ્રવણે ધરીને, નિષ્પક્ષપાતે વળશે ફરીને;
રહેશે સદા શુદ્ધ અભેદ ધારી, ત્યારે થશે સન્મુનિ ધર્મધારી. ૨
થશે નહીં તે વળી ચાટુકાર, ન રાખશે અંતર તે વિચાર;
મુનિ પરીક્ષા કરશે વિચારી, ત્યારે થશે સન્મુનિ ધર્મધારી. ૩

આ કવિતા પ્રમાણે જો તમે દઢતાથી વર્ત્તવા તત્પર થશો, તો અલ્પ સમયમાં માની થઇ પડેલા મુનિઓના પરિણામમાં તરત મહાન્ પરિવર્ત્તન થઇ જશે. તેઓ

પશ્ચાત્તાપ કરી પોતાના વર્તનને ફેરવવા પ્રયત્ન કરશે, માટે જો તમારી ઇચ્છા હોય અથવા તમારામાં ઊંચી જાતનું મનોબળ હોય તો તમે શુદ્ધ હૃદયથી મારો ઉપદેશ સાંભળો. "

તે તેજસ્વી મુનિના આ વચનો સાંભળી શેઠીઆઓના હૃદય ઉપર સારી અસર થઇ આવી. જેઓ મુનિ દેવચંદ્રજીના રાગી હતા, તેઓ પણ આ તેજસ્વી મહાત્માના વચન ઊપર શ્રદ્ધાવાન્ થઇ ગયા. તેઓની મુનિ દેવચંદ્રજી તરફની શ્રદ્ધા તત્કાળ શિથિલ થઈ ગઈ. એકંદર સર્વ સંઘનો સમાજ તે તપસ્વી મહાત્માના વચનો ઉપર પૂર્ણ શ્રદ્ધાવાન્ બની ગયો. તેઓના હૃદયો શુદ્ધ ગુરૂતત્ત્વ સાંભળવાને ઉત્સુક બની ગયા. આ વખતે તેઓમાંથી એક વિદ્વાન્ યુવક બોલ્યો—" મહાત્મન્, અમારા પૂર્વના પુણ્યયોગે અમોને આપના દર્શન થઇ આવ્યા છે આપનું ચારિત્ર અને તપસ્યાનું તેજ જોઈ અમારા હૃદયો અત્યંત પ્રસન્ન થાય છે અને તેથીજ આપની તરફ કોઇ અપૂર્વ ભક્તિ ભાવ સ્ફુરી આવે છે. હવે કૃપા કરી, આપ અમોને એવો ઉપદેશ આપો કે, જેથી અમો બધા ગુરૂતત્ત્વના શુદ્ધ સ્વરૂપને સમજવાને અધિકારી થઇ શકીએ. આપના કહેવા પ્રમાણે આજકાલ ગુરૂઓના વર્ત્તનો વિચિત્ર જાતના થઇ પડયા છે. અમારામા અજ્ઞાન વર્ગ વિશેષ સંખ્યાવાળો છે. તે બિચારો અંધપંગુ ન્યાયથી ગુરૂના ઉપદેશને અનુસરી, અંધકૂપમાં પડે છે. અમોને આપના શિવાય કોઇ અવલંબન આપનાર છે નહીં. આપે વર્ત્તમાન કાળના ગુરૂઓના વર્તનને માટે જે શબ્દો કહેલા છે, તે યથાર્થ છે. સાંપ્રત કાળે આવી અંધાધુની બહુ ચાલે છે. આપના જેવા સમદર્શી અને નિષ્પક્ષપાતી ગુરૂ જો પ્રત્યેક ક્ષેત્રમાં વિચર્યા કરે, તો ભારત વર્ષની સર્વ જૈન પ્રજાનું કલ્યાણ થયા વિના રહે નહીં. કૃપાનાથ, આપ અમોને સુબોધ આપો અને શુદ્ધ ગુરૂતત્ત્વનું ભાન કરાવો. આટલું કહી તેણે તે તેજસ્વી મહાત્માની નીચે પ્રમાણે સ્તુતિ કરી.

तपस्तेजोविभूषाय, सततं ब्रह्मधारिणे ।
चारित्रेण पवित्राय नमस्ते शांतमूर्त्तये ॥१॥

" તપના તેજરૂપ આભૂષણવાળા, હંમેશા બ્રહ્મચર્યને ધરનારા, ચારિત્રથી પવિત્ર થયેલા અને શાંત મૂર્ત્તિ એવા આપને નમસ્કાર છે. ૧ "

આ પ્રમાણે સ્તુતિ કરી રહ્યા પછી બીજા ગૃહસ્થોએ પણ તે મહાત્માને ઉપદેશ આપવાની વિજ્ઞપ્તિ કરી, તે ઉપરથી તે મહાત્મા પ્રસન્ન થઈને બોલ્યા. " ગૃહસ્થો, આ પ્રસંગે હું તમોને ગુરૂતત્ત્વ સંબંધી કેટલોએક ઉપદેશ આપું છું. તે વિષયમાં

કેવો પુરૂષ દીક્ષા લેવાને યોગ્ય છે, અને કેવા ગુરૂ દીક્ષા આપવાને યોગ્ય છે ? એ વિષે વિવેચન આવશે. જો તમારા હૃદયમાં આ ઉપદેશની અસર થઈ આવશે, તો તેથી સંઘને ઘણો લાભ થશે. કારણ કે, દીક્ષાનો વિધિ સંઘની સમક્ષજ થઇ શકે છે. જો સંઘનો ગૃહસ્થવર્ગ દીક્ષા લેવાને માટે પાત્રાપાત્રનો વિવેક જાણતો હોય, તો તેઓ તેવા પાત્રને દીક્ષા આપવામાં સંમતિ આપી શકે. જો દીક્ષા લેનાર પાત્ર ન હોય તો તે વિધિને જાણનારા સંઘના આગેવાનો તેમાં સંમતિ ન આપે. એટલે તેથી ગુરૂતત્ત્વની શુદ્ધિમાં મહાન્ લાભ થયા વિના રહે નહીં. તેથી તમે સર્વને તે ઉપદેશ આપવાની મારી ઈચ્છા છે. તમે સાવધાન થઇને મારા ઉપદેશને સાંભળજો.

ગૃહસ્થો, આપણુ જૈન પ્રજાના પરમ ઉપકારી મહાત્મા હરિભદ્ર સૂરિએ મુનિઓના પાત્રાપાત્રપણાને માટે ઘણું લખેલું છે. અમારે દરેક મુનિએ તે સારી રીતે જાણવું જોઇએ. સ્વતંત્ર અને ઉન્મત્ત બની ગયેલા અમારા મુનિઓ તે મહાત્માની વાણી તરફ ઉપેક્ષા રાખે છે, તેથી તેઓ દીક્ષાના અયોગ્ય માર્ગે પ્રવર્ત્તે છે. આથી આજકાલ ગુરૂતત્ત્વ વિપરીત ભાવને પામી ગયું છે. તે પવિત્ર અને ઉપકારી તત્ત્વ વિચિત્ર પ્રકારની મલિનતાથી વ્યાપ્ત થતું જાય છે, તેથી સંઘની અંદર અનેક જાતના અનર્થો ઉભા થાય છે. જે અનર્થોને લઇને સાંપ્રતકાળની જૈન પ્રજાની ધાર્મિક સ્થિતિ અધમ દશાને પ્રાપ્ત થઇ છે. અને હજુ વિશેષ થતી જાય છે. તેથી તેમાં સુધારણા કરવાની આવશ્યકતા છે. તે સુધારણા ગુરૂતત્ત્વની શુદ્ધિ ઉપર આધાર રાખે છે.

ગૃહસ્થો, આર્હત્ આગમમાં લખ્યું છે કે, "જો પુરૂષ વિધિપૂર્વક ગૃહસ્થાશ્રમને સેવે તો તે ચારિત્ર મોહનીય રૂપ પાપકર્મથી મુકાય છે. જ્યારે ચારિત્ર મોહનીય કર્મમાથી મુક્તિ થઇ તો પછી તેનામાં ચારિત્ર લેવાના શુદ્ધ પરિણામ ઉત્પન્ન થાય છે." તે ચારિત્ર કેવીરીતે ધારણ કરવું ? તેને ધારણ કરવાની યોગ્યતા શી છે ? અને તેનાથી શા શા લાભ થાય છે ?

ઇત્યાદિ સર્વ આર્હત્ આગમમાં સારી રીતે દર્શાવેલું છે. તેમાં વિશ્વના મહોપકારી શ્રી હરિભદ્રસૂરિએ ખાસ યતિધર્મને માટે મોટો લેખ લખેલો છે. તે મહાત્મા લખે છે કે, "જે પોતે દીક્ષા લેવાને યોગ્ય હોય અને જેણે યોગ્ય પુરૂષની સમીપે વિધિ પૂર્વક દીક્ષા લીધી હોય, તે યતિ કહેવાય છે." તે ઉપર મહાનુભાવ ટીકાકાર દીક્ષા લેવાને યોગ્ય એવા પુરૂષના લક્ષણો આપે છે. "જે પુરૂષ આ દેશમાં ઊત્પન્ન થયેલો હોય, ઉત્તમ જાતિ તથા કુળવાળો હોય, જેના કર્મ રૂપી મલ લગભગ ક્ષીણ થયા હોય અને નિર્મળ બુદ્ધિવાળો હોય, તે પુરૂષ દીક્ષા લેવાનો અધિકારી છે. વળી જે પુરૂષ આ સંસાર ઉપર ઉદ્વેગ પામેલો હોય, તે કારણને લઇને સંસારથી વિરક્ત

થયેલો હોય, જેનામાં કષાયો ઓછા હોય, જે હાસ્ય વગેરે અલ્પ કરતો હોય, જે કરેલા ગુણનો જાણુ હોય, જે વિનયવાળો, દીક્ષા લીધા પેહેલા રાજા, મંત્રી અને પૈર જનોએ બહુ માન કરેલો હોય તે પુરૂષ દીક્ષા લેવાને યોગ્ય છે. તેમજ જે પુરૂષ પરદ્રોહ રહિત, શુભ અંગવાળો, શ્રદ્ધાળુ, દઢતાવાળો, અને આત્મ સમર્પણ કરવા ગુરૂને શરણે આવેલો હોય તે પુરૂષ દીક્ષા સ્વીકારવાને યોગ્ય છે.”

ગૃહસ્થો, આજકાલ તો એ વાત બીલકુલ જોવામાં આવતી નથી. જમે તેવો હોય તેને દીક્ષા આપવામાં આવે છે. સાંપ્રતકાળે કેવો પુરૂષ દીક્ષા લેવા આવે છે? તેને માટે એક ગુર્જર કવિ આ પ્રમાણે લખે છેઃ—

**દોહા.**

ભળે નહીં કાંઇ સાધનો, ભુખે મરતા આપ;
તે આવી સાધુ બને, લેતા ગુરૂની છાપ. ૧
દીન નિરક્ષર જડ અને, અવિચારી નહીં બોધ;
તે દીક્ષાને કારણે, કરતાં ગુરૂની શોધ ૨

આવા પુરૂષો દીક્ષા લેવાને કદિપણુ યોગ્ય નથી. તેવા પુરૂષો જો ચારિત્રને ગ્રહણ કરેછે, તો તેથી ધર્મની અનેક જાતની વિડંબના થાયછે. તેવાઓના યોગથી ચારિત્ર પોતે પરિતાપ પામે છે. એક વિદ્વાન્ કવિએ અલંકારિક ભાષામાં તે વિષે લખેલું છેઃ—

अनाचारे धृतस्वार्थे कषायावृत्त मानसे ।
मुनौ स्थितं हि चारित्रं तापं धरति सर्वदा ॥ १ ॥

આચાર વગરના, સ્વાર્થી, અને જેનું મન કષાયોથી આવૃત્ત થયેલું છે, એવા મુનિને વિષે રહેલું ચારિત્ર સદા પરિતાપ પામે છે. ૧

જ્યારે અયોગ્ય પુરૂષના યોગમા ચારિત્ર આવે છે, ત્યારે તે આ પ્રમાણે કહે છે.

संवर्जित समाचारी धर्मादज्ञान संयुतात् ।
मुनेर्मे जाविनी मुक्तिः कदेत्युच्चरति व्रतम् ॥ १ ॥

સમાચારી ધર્મથી રહિત અને અજ્ઞાની એવા મુનિથી મારી મુક્તિ ક્યારે થશે! એમ ચારિત્ર કહ્યાં કરે છે. ૧

કવિની આ આલંકારિક વાણી ખરેખર મનન કરવા યોગ્ય છે. ગૃહસ્થો, આ વિષે વિચાર કરશો તો તમોને માલમ પડશે કે, અયોગ્ય અપાત્રને આપેલું ચારિત્ર કેવું વિડંબના પામે છે, તેથી કેવો પુરૂષ ચારિત્ર લેવાને યોગ્ય છે! તે વિષે તમારે મહાનુભાવ હરિભદ્ર સૂરિના વચનો સર્વદા સ્મરણમા રાખવા.

ગૃહસ્થો, મારે તમોને ખાસ કહેવાનું છે કે, કોઈપણ મુનિ કોઇ શ્રાવકને દીક્ષા આપવા તૈયાર થાય, તે વખતે તમારે સૂક્ષ્મ દૃષ્ટિથી તે દીક્ષા લેનાર પુરૂષની તપાસ કરવી. જો તે સર્વ રીતે યોગ્ય લાગે તો તેને દીક્ષા આપવામાં સંમત થવું. નહીં તો તમારે તેમાં સંમતિ આપવી નહીં, એટલુંજ નહીં પણ તે દીક્ષા આપનાર ગુરૂને તેવા કાર્યમાંથી અટકાવવા, તેમનો નિરોધ કરવો.

આ પ્રસંગે મારે તમોને સ્પષ્ટ રીતે કહેવું જોઇએ કે, તમારામાંનો ઘણો ભાગ મુનિઓની ખુશામત કરનારો થઈ પડયો છે, સાહેબ, સાહેબ અને હાજી હાજી કરનારા ઘણાં શ્રાવકો મુનિઓને વિપરીત માર્ગે ચડાવી દે છે. તેમ કરવાથી મુનિઓ અને શ્રાવકો બંને અધમ દશાના પાત્ર બનેછે. વીર્ય, અને ધૈર્ય વગરના શ્રાવકોની આ પ્રવૃત્તિ આખા આર્હત ધર્મને વગોવનારી થઇ પડી છે. સર્વ આર્ય ધર્મોમાં ઊચ્ચ ગણાતું જૈન ગુરૂઓનું ઊચ્ચપદ ખુશામતીઆ શ્રાવકોએ નિંદનીય બનાવી દીધું છે. તમે તેવા ખુશામતીઆ થશો નહીં. તમારે વીર પ્રભુના વીર્યનું અવલંબન કરી મુનિઓને જે ખરૂં હોય તે કહેવું જોઇએ. કોઇની દરકાર ન રાખવી જોઇએ. જો તમે નબળા મનના થશો તો પછી અયોગ્ય મુનિઓ તમારી નબળાઇનો લાભ લેશે અને સ્વતંત્રતાથી વર્ત્તી આર્હત્ ધર્મને કલંકિત બનાવી દેશે. એક સ્વતંત્ર વિચારના મુનિએ તમારે માટે આ પ્રમાણે કહેલું છે, તે યથાર્થ છે. સાંભળો—

" કેટલાએક ગૃહસ્થો અપકવ બુદ્ધિવાળા મુનિને ચલિત કરી દેશે. તેઓ ચારિત્રને અંતરાય કરનારા છે. તેવા ગૃહસ્થોથી મુનિએ સદા સાવચેત રહેવું જોઇએ. તેવા ગૃહસ્થોના સંપર્કમાં કદિપણ આવવું ન જોઇએ. "

તે મુનિની આ વાણી ઘણીજ બોધદાયક છે. તેને તમે હૃદયમાં સ્થાપિત કરી રાખજો.

ગૃહસ્થો, હવે હું તમોને કેવો પુરૂષ ગુરૂપદને યોગ્ય છે, તે વિષે કહેવાની ઇચ્છા રાખું છું. જે પુરૂષ યથાર્થ ગુરૂપદને યોગ્ય હોય, તેવો પુરૂષજ દીક્ષા સ્વીકારવાને યોગ્ય છે. તેને માટે મહાનુભાવ હરિભદ્ર સૂરિએ ઘણાં વિસ્તારથી લખેલું છે. ગૃહસ્થો, એક વખત હું વિહાર કરતો હતો, તેવામાં કોઇ ગુર્જર કવિ ગુરૂઓને માટે આ પ્રમાણે કવિતા ગાતો હતો:—

## દિંડી.

સત્ય માર્ગનો અપાર પ્રેમ રાખે, જ્ઞાનનો સુધાસમાન સ્વાદ ચાખે;
સત્ય હોય તે ઊમંગ સાથ દાખે, ગુરૂ ધર્મ તે ગણાય સિદ્ધ સાખે. ૧
સર્વમાં સમાન ભાવથી રહે છે, કર્મને તપે કરી સદા દહે છે,
અંતરે સમાધિ યોગને વહે છે, ગુરૂધર્મ તે ગણાય સિદ્ધ સાખે. ૨
સહી દુઃખને પરોપકાર સાધે, સદ્‌ગુણોથી આત્મરૂપ માંહી વાધે,
કર્મના કુદોષ સર્વ તેજ બાધે, ગુરૂધર્મ તે ગણાય સિદ્ધ સાખે. ૩

આ કવિતા સાંભળી મને હૃદયમાં ઘણો આનંદ આવ્યો હતો. તે ઉપરથી મેં આ કવિતા સ્મરણમાર્ગમાં રાખી લીધી હતી. આવા ગુરૂઓ આજકાલ ક્વચિતજ જોવામાં આવે છે. શુદ્ધ ચારિત્રને પાળનારા અને યથાર્થ ગુરૂપદને ધારણ કરનારા ગુરૂઓ વિરલા છે. તેઓના હૃદયમાં કોઈ જાતની એષણા હોતી નથી. તેઓ સર્વદા વિશ્વોપકાર કરવાને માટેજ પ્રવૃત્તિ કરે છે. તેમનું જીવન કેવું હોય છે, તેનું વર્ણન એક વિદ્વાન્ આ પ્રમાણે આપે છે.

" નિઃસ્વાર્થ હૃદયવાળા મુનિઓનું જીવન દિવ્ય અને અલૌકિક છે. તેને કોઈ જાતના દોષો, વિકારો, અને અવગુણો સ્પર્શ કરી શકતા નથી. તેમના જીવનમાં શાંતિ, કરૂણા અને ક્ષમાના તત્ત્વો પ્રધાનરૂપે રહે છે. તેઓ આત્મિક ભાવના રમણ કરનારા હોવાથી તેમના જીવનનું તત્ત્વ સદા શુદ્ધજ રહે છે. "

ગૃહસ્થો, તમે તમારા હૃદયમાં નિશ્ચય કરી માનજો કે, એવા ઉત્તમ મુનિઓજ ગુરૂપદને લાયક છે અને તેવા ગુરૂઓને હાથે ગ્રહણ કરેલું ચારિત્ર કૃતાર્થ થાય છે. મહાત્મા હરિભદ્રસૂરિએ તેવા ગુરૂના ચૌદ લક્ષણો આપેલા છે. જે પુરૂષે કોઈ પવિત્ર મુનિ પાસે વિધિ વડે દીક્ષા અંગીકાર કરેલી હોય તે પુરૂષ દીક્ષા આપવાને લાયક છે, કારણ કે, વિધિ વડે ગ્રહણ કરેલી દીક્ષા યાવજ્જીવિત ચારિત્ર ધર્મનું રક્ષણ કરાવે છે. અને વિધિના પ્રભાવથી દીક્ષિત પુરૂષની વૃત્તિ ઊત્તમ પરિણામ વાળી થાય છે, એ ગુરૂપદને યોગ્ય એવા ગુરૂનું પ્રથમ લક્ષણ છે. જે પુરૂષ ગુરૂકુળની સારી રીતે ઊપાસના કરનારો હોય તે ગુરૂ પદને યોગ્ય છે, કારણ કે, જેનામાં પોતાના ગુરૂકુળ તરફ માન બુદ્ધિ છે, તે પુરૂષ ચારિત્રને પાળવામાં ચોક્કસ રહેનારો હોયછે. જે પુરૂષ અસ્ખલિતપણે શીલ પાળનારો હોય તે પુરૂષ ગુરૂ પદને યોગ્ય છે. ચારિત્રનું સ્વરૂપ શીલની અંદરજ રહેલું છે. ઊત્તમ પ્રકારે જે શીલની રક્ષા કરવા તતપર રહે છે, તેનામાં બ્રહ્મચર્યના બળથી બીજા ચારિત્રના અનેક ગુણો સ્વાભાવિક રીતે પ્રાપ્ત થાય છે. તેથી તેનામા ગુરૂપદની યોગ્યતા વિશેષ હોય છે.

ગૃહસ્થો ! આજકાલ આવા લક્ષણો ગુરૂઓમાં ક્વચિત્જ જોવામાં આવે છે. ઘણે ભાગે વિધિ વડે દીક્ષા લેનારાજ થોડા મુનિઓ હોય છે. કદિ વિધિ વડે દીક્ષા લેનારા કોઇ હશે તો તેઓ ગુરૂકુળની ઉપાસના કરનારા નહીં હોય, જરા બે અક્ષર પ્રાપ્ત કર્યા એટલે તેઓ માનિ થઇ જાય છે અને તેથી તત્કાળ તેઓ પોતાના ગુરૂકુળનું જ ખંડન કરવા ઊભા થાય છે. કેટલાએકતો પોતાના પ્રત્યક્ષ ગુરૂનો અનાદર કરી સ્વતંત્ર થઇને ચાલ્યા જાય છે. આવા મુનિઓ ગુરૂ થવાને કદિપણ યોગ્ય નથી. હવે શીલની બાબતમાં જો વધારે કહેવા બેસીએ તો શાસનની હેલણા થાય તેવું છે, તેમ વળી મને મારા મુખથી કહેતા લજ્જા ઊત્પન થાય છે.

આજકાલ કેટલાએક મુનિઓ શીલવ્રતતરફ ઊપેક્ષા રાખનારા છે. તેનું કારણ તમે ગૃહસ્થો જ છો. મુનિઓના કરતાં વધારે દોષપાત્ર તમે છો, એમ મને લાગે છે. કારણ-કે, તમે તમારી સ્રીઓને માટે પ્રતિબંધ કરી શકતા નથી. સ્રીઓ માત્ર ગુરૂદર્શન કરવા કે પચ્ચખાણ લેવા સાધુઓની પાસે જતી હોય, તો ઠીક, પરંતુ કેટલીએક સ્રીઓ તે ઊપરાંત સાધુઓના વિશેષ પરિચયમાં આવે છે ઘણી તો ભણવાને બ્હાને સાધુઓનો પરિચય રાખે છે. કોઇ આહાર પાણી વ્હોરવાનું આમંત્રણ આપવા દોડી જાય છે. આવા આવા પ્રસંગોથી અપકવ બુદ્ધિવાળા અને અપૂર્ણ વૈરાગ્યવાળા યુવાન્ સાધુઓ શીલમાંથી ભ્રષ્ટ થઇ જાય છે.

ગૃહસ્થો ! સાંપ્રત કાળે તમારે તમારી શ્રાવિકાઓને નિયમમાં રાખવાની જ-રૂર છે. તેઓ સાધુઓના પરિચયમાં ન આવે, તેવો બંદોબસ્ત કરવો જોઇએ. સ્રી-ઓએ સાધુઓને દૂરથી વંદના કરી અને પ્રત્યાખ્યાન લઇ તરત ચાલ્યા જવું જોઇ-એ. ગૃહસ્થો, મારી ઇચ્છા તો એવી છે કે, બનતા સુધી શ્રાવિકાઓએ સાધ્વીઓના ઉપાશ્રયેજ જવું જોઇએ. ગુરૂવંદના અને પ્રત્યાખ્યાન વગેરે કાર્યો પણ સાધ્વી દ્વા-રાજ કરવા જોઇએ. ભગવાન્ જિનેશ્વરે સ્રી-સાધુની યોજના કોઇ તેવા ઉત્તમ હેતુ-થી કરેલી હશે, એમ સમજવું. વ્યાખ્યાન અને ઉપદેશો પણ સ્રીઓએ સાધ્વીના મુખથી સાંભળવા આજકાલ આવી યોજના કરવી સર્વોત્તમ છે. વળી તમારે લક્ષ-મા રાખવું કે, ધર્મના સંપ્રદાયની અંદર કેટલીએક સુધારણા દેશ કાળને અનુસ-રીને કરવી પડે છે વળી આપણો જૈન મત અનેકાંત મત કહેવાય છે. કોઇપણ વાત એકાંતે સિદ્ધ માનવાની નથી. વર્ત્તમાન કાળના સાધુઓની સ્થિતિ જોતાં તેમનાથી સ્રીઓને દૂરજ રાખવી જોઇએ. આગમમાં એટલે સુધી લખાયું છે કે, શીલથી ભ્રષ્ટ થયેલા ગુરૂઓને ગૃહસ્થથી પણ નીચ ગણવા જોઇએ. તેને માટે એક સંસ્કૃત કવિ આ પ્રમાણે લખે છે—

" विद्वांसोऽपि विनीताश्च वादविद्या विशारदाः ।
साधवश्चेच्छील भ्रष्टा गृहस्थेभ्योऽपि तेऽधमाः " ॥ १ ॥

"વિદ્વાન્, વિનયી અને વાદવિદ્યામાં પ્રવીણ એવા સાધુઓ પણ જો શીળથી ભ્રષ્ટ થયેલા હોય તો તેઓ ગૃહસ્થોથી પણ ઉતરતા છે. ૧ "

ગૃહસ્થો, આથી તમારે સમજવું કે, જે મુનિઓ શીળનું રક્ષણ કરવામાં સદા તત્પર હોય છે, તેવા મુનિઓજ ગુરૂપદને લાયક છે. તે શિવાયના મુનિઓ પતિત અને નાલાયક છે. વળી મહાનુભાવ હરિભદ્રસૂરિ લખે છે કે; જેણે સારીરીતે આગમનું અધ્યયન કરેલું હોય, તેવા મુનિ ગુરૂપદને લાયક છે, અને જે આગમના અધ્યયનથી તત્ત્વોને જાણનાર હોય તે મુનિ પણ ગુરૂપદને યોગ્ય છે.

ગુરૂપદને માટે આ ચોથું અને પાંચમું લક્ષણ તમારે ધ્યાનમાં રાખવા યોગ્ય છે. ગૃહસ્થો, અહિં એક વાત લક્ષમાં રાખવાની છે કે, કદિ કોઈ મુનિ આગમના સારા અભ્યાસી હોય, વિદ્યા અને બુદ્ધિના બળથી તત્ત્વોને વિષે પણ સારી નિપુણતા ધરાવતા હોય, તથાપિ તેની અંદર શીળ વગેરે બીજા ઊત્તમ ગુણો ન હોય, એમ પણ બને છે. આથી તમારે તેમના કેવળ આગમના જ્ઞાનથી મોહ પામી જવું નહીં. તેની સાથે બીજા ગુણોની પણ પરીક્ષા કરવી જોઈએ. કારણ કે, માત્ર શબ્દાર્થ જાણનારા મુનિઓના હૃદયમાં તત્ત્વોની પરિણુતિ શિથિલ પણ હોય છે. ઘણા જ્ઞાતા અને વિદ્વાનો દુઃશીલ વાળા નજરે પડે છે અને સામાન્ય બુદ્ધિવાળા અવિદ્વાનો બીજા ગુણોમા ચડીઆતા દેખાય છે. આથી કેવળ આગમના જ્ઞાન ઊપર વિશ્વાસ રાખી તેને સર્વ ગુણ સંપન્ન જાણી લેવા નહીં. તેમાં આજકાલ તેવા મુનિઓ ઘણા ઊત્પન્ન થાયછે, વિદ્યાથી અલંકૃત દેખાતા હોય પણ બીજા અનેક દુર્ગુણોથી ભરેલા હોય છે. તે ઉપર એક વિદ્વાન્ આ પ્રમાણે લખેછે.

अलंकृतो विद्ययापि दुर्गुणैः पूरिताशयः ।
स साधुः सर्वथा त्याज्यो मणिभूषित सर्पवत् ॥ १ ॥

જે સાધુ વિદ્યાથી અલંકૃત હોય પણ જો તે દુર્ગુણોથી ભરપુર હૃદયવાળો હોય તો તેનો, મણિથી વિભૂષિત એવા સર્પની પેઠે, ત્યાગ કરવો. " ૧

ગૃહસ્થો, આ તે વિદ્વાન્‌ના વચનો તમારે સર્વદા સ્મરણમાં રાખવા યોગ્ય છે. હવે કેવા મુનિ ગુરૂપદને લાયક થાય છે ? તેને માટે બીજા ત્રણ લક્ષણો મહાનુ-

ભાવ હરિભદ્ર સૂરિ આપે છે. જે શાંત પ્રકૃતિવાળો, સંઘનું હિત કરનાર અને પ્રાણીમાત્રના હિતમાં આસક્ત-એ ત્રણ લક્ષણવાળો પુરૂષ ગુરૂપદને લાયક થાય છે. ગૃહસ્થો, આ ત્રણ લક્ષણો ઘણાંજ ઊંચી જાતના છે; શાંત પ્રકૃતિવાળો પુરૂષ કોઈ જાતનું સાહસ કરી શકતો નથી, તે સાથે ક્રોધાદિ કષાયો તેનામા ઉદય પામતા નથી, એટલે યોગ્ય પુરૂષની પરીક્ષા કરી તેને દીક્ષા આપે છે. વળી દીક્ષિત થયેલો પુરૂષ સદા તેના આશ્રય નીચે રહે છે, એટલે તેનામા પણ એ ગુણોનો વારસો આવે છે. આજકાલ શાંત પ્રકૃતિવાળા મુનિઓ જવલ્લેજ જોવામાં આવે છે. કેટલાએક તો જવલદ પ્રકૃતિને લઈને પોતાના સંઘેડામાં અને સંઘમાં કલહ ઉત્પન્ન કરે છે. તેવા અયોગ્ય ગુરૂઓની પાસે ઉત્તમ પુરૂષો જતા નથી, અને આખરે તેઓ પોતાના ગુરૂપદનું ગૌરવ ગુમાવી બેસે છે.

ગૃહસ્થો, જેનામાં સંઘનું હિત કરવાની બુદ્ધિ હોય છે, તે પુરૂષ ગુરૂપણાના સર્વોત્કૃષ્ટ પદને લાયક થાય છે. કારણ કે, તીર્થરૂપ સંઘની સર્વ પ્રકારની ઉન્નતિ સાધવાને તે સર્વદા પ્રયત્ન કર્યા કરે છે. તેની પવિત્ર અને નિર્મળ મનોવૃત્તિમાં સર્વદા સંઘનું હિત કરવાની બુદ્ધિ રહેલી હોય છે, તેથી તે અનેક જાતના શુભ કર્મો કરવાને પ્રવર્ત્તે છે.પૂર્વકાળે એવા મહાત્મા ગુરૂઓ આર્હત્ ધર્મમા થયા હતા અને તેઓ સર્વદા સંઘનો અભ્યુદય કરવાને તત્પર થતા હતા. તે સમયે ચતુર્વિધ સંઘની જાહોજલાલી આ જગત્માં દેખાતી હતી. એક વિદ્વાન તે સમયનું સ્મરણ કરી આ પ્રમાણે લખે છે—

साधवो हि सदाचाराः साध्यः सत्कर्म मंडिताः
श्रावका धर्म निरताः श्राविकाः शीलसंयुताः ॥ १ ॥
सोऽयं चतुर्विधः संघो वीरधर्म विभूषितः ।
वर्द्धमानोदयो यत्र ॥ स कालः क नविष्यति ॥ २ ॥

ગૃહસ્થો, પૂર્વ કાળે તે મહર્ષિઓના હૃદયમાં સંઘના હિતની ભાવના એટલી બધી ઉચ્ચ હતી કે, તે વર્ણવી શકાય તેમ નથી. તેમની એ ભાવનાનો એક અંશ પણ આજે જોવામાં આવતો નથી. આજે તો તેનાથી બધું વિપરીતજ દેખાય છે. આજકાલ કેટલાએક મુનિઓ સંઘનું હિત કરવાને બદલે ઉલટું સંઘનું અહિત કરવા ઉભા થાય છે. એક કવિએ ગુજરાતી ભાષામાં આ પ્રમાણે કહેલું છે.

### વસંતતિલકા.

જે સંઘનું અહિત અંતરથી કરે છે, જે ક્લેશ બીજ સઘળે કુમતી ધરે છે;

સંઘારિ તે કુમુનિઓ જગમા ઠરે છે, બધો કુકર્મજ તણાં નિજમાં ભરે છે.

ગૃહસ્થો, આ લઘુ કવિતાનો દરેક અક્ષર મને સત્ય લાગે છે. આજકાલના મુનિઓ સંઘનું અહિત કરવાનાજ ઉપાયો યોજનારા થાય છે, કેટલાએક તો સંઘમા એવા બખેડા જગાડે છે કે જેથી સંઘમા કુસંપ, કલહ અને મોટી ખટપટો ઊભી થાય છે. એવા મુનિઓને ગુરૂપદ ઉપરથી ભ્રષ્ટ કરવા જોઇએ અને તેમના પરિચયનો સર્વથા ત્યાગ કરવો જોઇએ.

ગૃહસ્થો, એવા મુનિઓને માટે એક વિદ્વાન્ આ પ્રમાણે લખે છે—

ये विक्षेपकराः संघे धर्मध्वंस विधायकाः ।
साधवस्ते परित्याज्याः संघश्रेयो विधायिभिः ॥ १ ॥

જે સાધુઓ સઘમા વિક્ષેપ કરનારા અને ધર્મનો નાશ કરનારા છે, તેવા સાધુઓને સંઘનુ કલ્યાણ કરનારા પુરૂષોએ ત્યજી દેવા ૧

ગૃહસ્થો ! હવે જે પ્રાણીમાત્રના હિતમા આસક્ત હોય તે ગુરૂપદને યોગ્ય ગણાય છે, એ લક્ષણ પણ ઘણુંજ ઉત્કૃષ્ટ છે. દયાધર્મના ધુરંધર એવા મુનિએ સર્વ પ્રાણીઓનું હિત આચરવુ જોઇએ. મનુષ્ય અને તિર્યંચ—સર્વે તરફ તેમણે સમાન ભાવની દ્રષ્ટિએ જોવુ જોઇએ.

કોઇપણ પ્રાણીનું હૃદય દુઃખાવવું ન જોઇએ આજકાલ મુનિઓમાં તેનાથી ઉલટી ભાવના વર્ત્તે છે. કદિ તિર્યંચ તરફ તેઓ દયાની લાગણી દર્શાવતા હશે, પણ મનુષ્ય પ્રાણી તરફ તો તેઓ ક્રૂરતાથી વર્ત્તે છે આર્હત્ શાસ્ત્ર પોકાર કરીને કહેછે કે "કોઇપણ ધર્મની કે મનુષ્યની નિંદા કરવી નહીં." છતા મુનિઓ મિથ્યાત્વીઓની સામે કટ્ટા શત્રુભાવથી વર્ત્તે છે. શ્વેતાબરીઓ, સ્થાનકવાસી અને દિગબરીઓ ઉપર અતિ દ્વેષ રાખે છે એટલુંજ નહીં પણ જો પોતાની સત્તા ચાલે તો તેમને દુઃખ આપવામા તેઓ ક્યાશ રાખતા નથી કોઇ કોઇ વાર તો તેમની પાયમાલી કરવાના ઉપાયો યોજે છે આવા પુરૂષો કદિપણ ગુરૂપદને યોગ્ય હોતા નથી તેમની પાસેથી તો ગૃહસ્થોએ મુનિનો વેષ ખુંચવી લેવો જોઇએ. તેને માટે એક વિદ્વાન્ શ્રાવક કવિએ આ પ્રમાણે લખેલું છે—

परनिंदा परद्वेष कर्तृणां छद्म धारिणाम् ।
वेषमाच्छिद्य गृह्णीयात् मुनीनां धर्मधारकः ॥ १ ॥

બીજાની નિંદા અને દ્વેષ કરનારા અને છલ-કપટથી વર્ત્તનારા મુનિઓનો વેષ, ધર્મી પુરૂષે ખુંચવી લેવો. ૧

ગૃહસ્થો ! છઠ્ઠા, સાતમા અને આઠમા લક્ષણોને મનન કરી, તમે ગુરૂની પરીક્ષા કરજો. મહાનુભાવ હરિભદ્રસૂરિ તે પછી ગુરૂપદની યોગ્યતાને માટે બીજા ત્રણ લક્ષણો જણાવે છે—"જેનું વચન ગ્રહણ કરવા યોગ્ય હોય, જે ગુણી પુરૂષોને અનુસરનાર હોય અને સ્વભાવે ગંભીર હોય, તેવો પુરૂષ ગુરૂપદને યોગ્ય છે. આ નવમા, દશમા અને અગીયારમા લક્ષણો ઘણાં ઉચ્ચ આશયવાળાં છે. જે પુરૂષ હમેશાં એવાં વચનો બોલે કે જે વચનો સર્વદા ગ્રહણ કરવા યોગ્ય-માનવા યોગ્યજ હોય. અર્થાત્ તેના મુખમાંથી કદિપણ અયોગ્ય વચનો નીકળેજ નહીં. આવા મુનિઓ આજકાલ ઘણા-જ થોડા જોવામાં આવે છે. અદ્વાતદ્વા બોલનારા, અસત્ય અને કટુ વચનો કહેનારા અને બોલીને બગાડનારા ઘણા મુનિઓ જોવામાં આવે છે. તેવા મુનિઓના વચનો અગ્રાહ્ય છે, તેમના વચન ઉપર વિશ્વાસ રાખી શકાતો નથી એવા અયોગ્ય પુરૂષો ગુરૂ થઇ બેસે અને સ્વાર્થબુદ્ધિથી જેવા તેવા પુરૂષોને દીક્ષા આપે, તો તેથી મહાન્ હાનિ થાય છે.

ગૃહસ્થો ! જે મુનિઓમાં તમે આવો દોષ જુવો, તેમને આદર આપશો નહીં. તેમજ તેના હાથથી કાઇપણ કાર્ય બનતું હોય તો, તે કાર્યને ઉત્તેજન આપશો નહીં.

ગૃહસ્થો ! જેઓ ગુણિ પુરૂષોને અનુસરનાર હોય, તે પુરૂષો ખરેખરા માન-નીય હોય છે. તેવા પુરૂષોના વર્ત્તન ઉપર લોકોને શ્રદ્ધા આવે છે. જેનામાં ગુણો ઉપર ઉત્તમ પ્રકારનો રાગ રહેલો છે, તે પુરૂષોનું વર્ત્તન અત્યંત પ્રશંસવા યોગ્ય છે. વળી તેવા પુરૂષોની આગળ ગુણી પુરૂષોની પરીક્ષા થાય છે, એટલે તેઓ લોકો-માં ઉત્તમ પ્રકારનું માન મેળવી શકે છે. તેમજ ગુણી પુરૂષોના ગુણો તેઓ સારી રીતે પ્રકાશીત કરી શકે છે. ગુણી પુરૂષોના ગુણોને અભિનંદન આપવાને માટે એક વિદ્વાન્ આ પ્રમાણે લખે છે.

"गुणिनां हि गुणान् सर्वान्, प्रोत्साहेनाभिनंदयेत् ।
तेनैव गुणिनां वृध्द्यै गुणानामादरो भवेत्" ॥१॥

"ગુણી પુરૂષોના સર્વ ગુણોને ઉત્સાહથી અભિનંદન આપવું, તેથી ગુણી-ઓને તેમના ગુણોની વૃદ્ધિ કરવામાં આદર થાય છે." ૧

ગૃહસ્થો ! આ વિદ્વાનના વચનો તમારે ધ્યાનમાં રાખવા યોગ્ય છે. ગુણી પુરૂ-ષોના ગુણોને અનુસરનારા પુરૂષો મહાન્ પદને લાયક થાય છે, તેને માટે એક નીચે-નું સુભાષિત સ્મરણમાં રાખવા યોગ્ય છે.

" गुणिनां गुणाननुसरन् स्तवन् प्रगायन् प्रमोदयन् प्रमुदा
भवति महापदयोग्यो जनो जगति सर्वसंमान्यः " ॥१॥

" ગુણીઓના ગુણોને અનુસરનાર, સ્તવનાર, ગાનાર અને હર્ષથી અનુમોદન આપનાર પુરૂષ મહાપદને યોગ્ય અને સર્વને માન્ય થાય છે.

ગૃહસ્થો ! આજકાલ તેવા સાધુઓ કોઇકજ જોવામાં આવે છે. કેટલાએકતો બીજાને ગુણી દેખી તેની પર ઉર્ષ્યા ધારણ કરે છે, અને લોકોની આગળ તેની નિંદા કરવા લાગે છે. માટે એવા સાધુઓ ગુરૂપદને યોગ્ય નથી

હે ગૃહસ્થો ? જેઓ સ્વભાવે ગંભીર હોય, તેનામા ગુરૂપદની યોગ્યતા છે, એમ જાણી લેવું. ગાંભીર્ય ગુણવાળા પુરૂષોને વિષે વિનય, વિવેક વગેરે બીજા સદ્દગુણો સ્વાભાવિક રીતે રહેલા હોયછે, તેથી તેમના હૃદયો નિર્મળ હોયછે અને તેઓના આશ્રય નીચે આવનારાઓ ઘણો લાભ મેળવી શકે છે. એક વિદ્વાન્ લખેછે કે, " ગાંભીર્ય એ સદ્દગુણોને બાધવાનો ખીલો છે. " એટલે ગાંભીર્યની સાથે બીજા સદ્દગુણો બધાઇને રહે છે. જ્યાં ગાંભીર્ય નથી, ત્યાં સદ્દગુણો ટકી શકતા નથી, આજકાલ એ ગુણ ક્વચિત્જ જોવામાં આવે છે. અયોગ્ય વચનો બોલનારા, કોઇના વચનો સાંભળી ખીજવાઇજનારા, વિચાર કર્યા વગર અયોગ્ય વચનો મુખમાંથી કાઢનારા અને સાહસથી કામ કરનારા ઘણા મુનિઓ નજરે પડે છે કેટલાએકના વર્ત્તનમાતો ખુલ્લી રીતે છોકરવાદ દેખાઇ આવેછે આવા મુનિઓ કદિપણ ગુરૂપદને લાયક નથી. ગૃહસ્થો, તેવા મુનિઓથી તમારે દૂર રહેવું. તમારામાના કેટલાએક ગૃહસ્થો એવા દુર્ગુણી મુનિઓની પણ ખુશામત કરેછે, એ ઘણુંજ અયુક્ત છે. એમ કરવાથી તે દુર્ગુણી મુનિઓને ઉત્તેજન મળે છે. તમારે એવું વર્ત્તન કરી, અયોગ્ય મુનિઓને ઉત્તેજન આપવું નહીં.

ગૃહસ્થો ! ગુરૂપદની યોગ્યતાને માટે મહાનુભાવ હરિભદ્રસૂરિ બીજા ત્રણ લક્ષણો આપે છે. એટલે બાર, તેર અને ચૌદ એવા ત્રણ લક્ષણો આપે છે. જે ઉપર ગુરૂપદને યોગ્ય એવા પુરૂષના એકંદર ચૌદ લક્ષણો આવી જાય છે, જે પુરૂષ ખેદ રહિત હોય એટલે જેનામા વિખવાદ નહોય તે પુરૂષ ગુરૂપદની યોગ્યતા ધરાવે છે. જેનામા વિખવાદ હોય, તે પુરૂષ કદિપણ ગુરૂપદને લાયક હોતો નથી; કારણ કે, વિખવાદવાળા પુરૂષો ધાર્મિક કાર્યોની ઉન્નતિ કરી શકતા નથી. તેમનાથી દરેક કાર્યમાં હાનિજ થયા કરે છે. તેમજ તેઓ તરફ લોકોની અભિરૂચિ પણ થતી નથી એટલે તેઓ જગત્માં નિંદા પાત્ર બને છે. આજકાલ એવા વિખવાદવાળા મુનીઓ ઘણા હોય છે.

તેઓ પોતાના જીવનમાં કાંઇપણ ઉત્તમ કાર્યો સાધી શકતા નથી. જે સ્થાને તેમનો વાસ હોય, તે સ્થાનમાં અનેક જાતના કલહો ઉભા થાય છે. શ્રેણીબંધ વિક્ષેપો પ્રગટ થાય છે. ગૃહસ્થો ! તમારે એવા વિષવાદવાળા ગુરૂઓથી સર્વદા દૂર રહેવું. તેમને માન કે આદર આપવા નહીં. જેઓ વિખવાદ રહિત પવિત્ર મુનિઓ હોય, તેમનું બહુમાન કરવું. આ વાત તમારે સર્વદા હૃદયારૂઢ કરવી

ગૃહસ્થો ! જે પુરૂષો ઉપશમ લબ્ધિ વગેરે ગુણોથી યુક્ત હોય, તેઓ ઉત્કૃષ્ટપણે ગુરૂપદનો અધિકારી છે. આ લક્ષણ તો આજકાલ મળવુ મુશ્કેલ છે. તથાપિ 'બહુરત્ના વસુંધરા' એ ન્યાયથી કોઇ તેવા મહાત્મા પણ મળી આવે છે.

ગૃહસ્થો ! જે પ્રવચનના અર્થના વક્તા હોય, તે ગુરૂપદના ઉત્તમાધિકારી છે. કારણ કે, તેઓ પ્રવચનના રહસ્યાર્થના જ્ઞાતા હોવાથી તેમનામાં આત્માના સર્વ ગુણો આવી શકે છે. તે સાથે તેઓ દેશકાળના જ્ઞાતા હોય છે, એટલે તેમનામાં પરીક્ષા કરવાની ઉત્તમ શક્તિ રહેલી હોય છે. તેથી તેઓ કાર્યાકાર્યને સારીરીતે જાણી શકે છે તેવા પુરૂષોને હાથે કોઇ જાતનું દોષિત કાર્ય બનતું નથી. તેઓ સર્વદા વિશ્વના પ્રાણીઓના ઉપકારક અને નિર્દોષ કાર્યો કરી શકે છે. તેમનામાં કોઇ જાતનાદોષો ઉત્પન્ન થતા નથી, એટલે તેઓ સ્વાત્મા પરમાત્માના પૂર્ણ શુભચિંતક હોય છે. તેને માટે એક વિદ્વાન્ આ પ્રમાણે લખે છે.

" परीक्षणप्रवीणा येपरचित्तविदस्तथा
ते कार्याकार्यज्ञत्वेन न दोषानाचरंति ते " ॥१॥

"જેઓ પરીક્ષા કરવામા પ્રવીણ અને બીજાના ચિત્તને જાણનારા હોય છે, તેઓ કાર્યાકાર્યના જ્ઞાતા હોવાથી દોષનું આચરણ કરતા નથી." ૧

ગૃહસ્થો! આવા ઉત્તમ પુરૂષો આ જગત્‌ના ઉપકારી છે તેઓ ઉત્કૃષ્ટતાથી ગુરૂપદની યોગ્યતા ધરાવનારા છે તેવા પુરૂષોને તમારે ભક્તિભાવ પૂર્વક પૂજવા, વાંદવા અને ત્રિકરણ શુદ્ધિથી સેવવા. એ મારી ખાસ ભલામણ છે.

ગૃહસ્થો ! ગુરૂપદની યોગ્યતાને માટે જે આ લક્ષણો દર્શાવ્યાં છે, તે ઉપરાંત એક વધારાનુ લક્ષણ મહાનુભાવ હરિભદ્રસૂરિ આપે છે. તેઓ છેવટે જણાવેછે કે, 'પોતાના ગુરૂએ જેને ગુરૂપદ આપેલુ છે, તેવો પુરૂષ પણ ગુરૂ પદને યોગ્ય છે. એટલે જેને લાયક ગણીને ગુરૂએ ગુરૂપદ આપેલુ હોય તે ગુરૂપદની યોગ્યતા ધરાવી શકે છે. આ [લક્ષણ પણ યથાર્થ રીતે ઘટિત છે; કારણકે, શુદ્ધ પરંપરાથી પ્રાપ્ત થયેલું ગુરૂપદ સર્વ પ્રકારે યોગ્યતા ધરાવનારૂં હોય, એ સંભવિત છે.

ગૃહસ્થો ! તમે આ પ્રમાણે ગુરૂના પન્નર લક્ષણો લક્ષમાં રાખજો. જેનામાં એ લક્ષણો હોય, તેને ગુરૂ માનજો. જેઓમાં એ લક્ષણો ન હોય, તેઓ સર્વથા ગુરૂપણાથી રહિત છે, એમ ધારી તેમની તરફ ઉપેક્ષા રાખજો. તે ઉપરથી તમારે એટલું પણ ધ્યાનમાં રાખવું કે, એવા પુરૂષો કોઇપણ પુરૂષને દીક્ષા આપતા હોય,તો, તેમની દીક્ષામાં સહાયભૂત થજો; કારણકે, તેવા પુરૂષો પાત્રાપાત્રનો વિચાર કરીનેજ ચારિત્રદાન આપે છે. આજકાલ તેવા યોગ્ય ગુરૂઓ થોડા જોવામાં આવે છે, અને લેભાગુ ગુરૂઓ ઘણાં હોય છે તે લેભાગુ અયોગ્ય ગુરૂઓને હાથે ચારિત્રદાન વિશેષ અપાય છે. અને તેથી અપાત્ર સાધુઓની ભરતી વિશેષ થાય છે. આથી સાંપ્રતકાળે આર્હતધર્મની ઉન્નતિનું શિખર તુટતુ જાય છે. ગૃહસ્થો ! હવે તમારે બદ્ધ પરિકર થઇ તે શિખરને ટેકો આપવો જોઇએ. આજકાલના સાધુઓ ઉપર આધાર નહીં રાખતાં તમારે ધર્મનો અને તમારો પોતાનો બચાવ કરવો જોઇએ.

ગૃહસ્થો ! અહીં દેશકાળને લઇને એટલી સૂચના યાદ રાખજો કે, ઉપર જે ગુરૂપદની યોગ્યતાને માટે પન્નર લક્ષણો કહેલા છે. તેઓમા કદિ કોઇ સાધુમાં બધા લક્ષણો ન હોય તો તેના ત્રણ વિભાગ પાડી તેમને ઘટતું માન આપવાની યોજના હૃદયમાં રાખજો. મહાનુભાવ હરિભદ્ર સૂરિએ તે મુનિઓના ત્રણ વર્ગો પાડેલા છે. ઉપર કહેલા સર્વ ગુણો જેનામાં હોય તેમને ઉત્કૃષ્ટ ગુરૂઓ જાણવા. તેમાંથી ચોથા ભાગના ઓછા હોયતો તે મધ્યમ વર્ગના મુનિઓ સમજવા અને તેમાથી અર્ધાગુણ ઓછા હોય તોજઘન્ય વર્ગના મુનિઓ જાણી લેવા. ગ્રંથકારે તે વિષે દશ અન્ય મતો બતાવી તે વિષય ઉપર ઘણી ઉત્તમ પ્રકારની ચર્ચા કરેલી છે.

ગૃહસ્થો ! એ પ્રમાણે દીક્ષા લેનાર અને દીક્ષા આપનારને માટે જે આ કહેવામા આવ્યું, તેને તમે હૃદયમાં સ્થાપિત કરી રાખજો. અને તે પ્રમાણે વર્ત્તવાને સદા ઉદ્યમવંત થજો.

હવે દીક્ષા લેવા આવેલા પુરૂષને કેવા કેવા પ્રશ્નો પૂછવા જોઇએ, અને તેને કેવા આચાર કહેવા જોઇએ ? જેની અંદર તે દીક્ષાભિલાષી પુરૂષની પરીક્ષા થઇ શકે છે, તે વાત આપ સર્વ ગૃહસ્થોને વિદિત કરવાની મારી ઇચ્છા છે.

ગૃહસ્થો ! પ્રથમ દીક્ષા લેવા આવનાર પુરૂષની પ્રશ્ન શુદ્ધિ કરવી જોઇએ. દીક્ષા લેવા આવેલા પુરૂષને ગુરૂએ પૂછવું કે, " તું કોણ,છે ? અને શામાટે દીક્ષા લે છે ? " આ પ્રશ્નના ઉત્તરમા તે કહે કે, " ભગવન્, હું એક કુલીન શ્રાવકનો પુત્ર છું. અમુક નગરનો રહેવાસી છું અને જેમા સર્વ પ્રકારના અશુભ ઉત્પન્ન થાય છે. એવા આ સંસાર રૂપ વ્યાધિનો ક્ષય કરવા માટે દીક્ષા લેવા તૈયાર થયો છુ " આ પ્રમાણે

ઉત્તર આપનારો પુરૂષ પ્રશ્નશુદ્ધ થયેલો ગણાય છે. તે વખતે ગુરૂએ તેને આચાર કહેવા જોઇએ. તે આ પ્રમાણે—" અરે ભાઇ ! તું દીક્ષા લેવા તૈયાર થયો છે, પણ તે દીક્ષા ઘણી મુશ્કેલી ભરેલી છે. કાયર પુરૂષોથી તે પાળી શકાય તેવી નથી દીક્ષા તો વીર પુરૂષોથીજ પાળી શકાય છે. તેવી ચારિત્ર પાળવામાં વીરતા રાખવી. વળી આરંભથી નિવૃત્તિ પામેલા એવા પુરૂષોને આ ભવ તથા પરભવને વિષે પરમ કલ્યાણનો લાભ થાય છે. તેમ વળી જેમ જિનરાજની આજ્ઞા સમ્યક્ પ્રકારે આરાધન કરેલી હોય તો તે મોક્ષ ફળને આપે છે અને જો તે વિરાધેલી હોય તો, આ સંસારના ફળરૂપ દુઃખને આપનારી થાય છે. જેમ કોઢ વગેરે વ્યાધિવાળો પુરૂષ અવસરે પ્રાપ્ત થયેલી ક્રિયાને પામી અપથ્યને સેવે તો, ઔષધ રૂપ ભાવ ક્રિયામાં પ્રવર્ત્તતા પેહેલાં સત્વર વિનાશને પામે છે, એવીજ રીતે સંયમ રૂપ ભાવ ક્રિયાને કર્મ રૂપ વ્યાધિના નિમિત્તે પામી પછી અસંયમ રૂપ અપથ્યને સેવવાથી અધિક કર્મને ઉપાર્જે છે. એટલે દીક્ષા લીધા પેહેલાં જે કર્મ ઉપાર્જન કરતો હતો, તેની અપેક્ષાએ દીક્ષા લીધા પછી જે પુરૂષ અસંયમનું સેવન કરે છે, તે ઘણાં કર્મ ઉપાર્જન કરે છે, એવી રીતે તે દીક્ષા લેવા આવેલા પુરૂષને સાધુનો આચાર કહી સંભળાવવો.

ગૃહસ્થો ! કદિ અલ્પ બુદ્ધિવાળો પુરૂષ એવી પ્રશ્નશુદ્ધિ વગેરેમા પ્રસાર થઇ જાય, તો તેથી પણ તેને તરત દીક્ષા આપવાનું સાહસ કરવું નહીં. મહાનુભાવ ટીકાકાર લખે છે કે,

" कथितेऽपि साध्वाचारे निपुणमसौ परीक्षणीयः " ।

" સાધુ આચાર સારી રીતે કહ્યા હોય તોપણ તે દીક્ષા લેવા આવનાર પુરૂષની પરીક્ષા નિપુણતાથી કરવી. "

તેને માટે શાસ્ત્રમાં કહ્યું છે કે, " કેટલાએક અસત્ય પદાર્થો સત્ય જેવા દેખાય છે અને કેટલાએક સત્ય પદાર્થો અસત્ય જેવા દેખાય છે, એમ વિવિધ પ્રકારના ભાવ–દેખાવથી પરીક્ષા કરવી યોગ્ય છે" ચિત્રકર્મને જાણનારા પુરૂષો જેમ ચિત્રમાં નીચા અને ઉંચા સ્થળના ભાવને બતાવે છે, તેમ અતિ કુશળ પુરૂષો અસત્યને સત્ય જેવા બતાવે છે."

ગૃહસ્થો ! આગમમાં લખે છે કે, "સમ્યક્ત્વ, જ્ઞાન અને ચારિત્રની પરિણતિના વિષયમાં તે તે ઉપાયવડે પરીક્ષા કરવી પરીક્ષા કર્યા શિવાય કોઇને દીક્ષા આપવી નહીં. પરીક્ષા કરવાનો સમય પ્રાયે કરીને છ માસનો છે એટલે છ માસ સુધી બરાબર પરીક્ષા કરવી. જો દીક્ષા લેનાર પુરૂષ પરીક્ષામાં ઊત્તીર્ણ થાય તો પછી વડી દીક્ષા આપવી. "

આ ઉપરથી સમજવાનું કે, જે પુરૂષો પરીક્ષામાં સારા ઉતરે નહીં, તેવા પુરૂષોને ચારિત્ર આપવું નહીં. પરીક્ષા કર્યા વિના આપેલું ચારિત્ર વિષમ ભાવને પામે છે. તે વિષે એક વિદ્વાન્ આ પ્રમાણે લખે છે—

" अपरीक्ष्य न दातव्यं चारित्रं यस्य कस्यचित् ।
विपरीतं भवेत्ताद्धि कुपथ्यस्य यथा रसः " ॥ १ ॥

"પરીક્ષા કર્યા સિવાય જેને તેને ચારિત્ર આપવું નહીં. તેમ આપવાથી કુપથ્ય વાળાને પારાની જેમ તે વિપરીત થાય છે" ૧

ગૃહસ્થો ! હવે કેવા પુરૂષને દીક્ષા આપવી જોઇએ ? તે વિષે તમે સાવધાન થઇને સાંભળો. પ્રથમ તો જે પુરૂષને દીક્ષા લેવી હોય, તેણે પોતાના ગુરૂજન—વડિલો વગેરેની આજ્ઞા લેવી જોઇએ. તેઓની આજ્ઞા મેળવ્યા પછી દીક્ષા લેવી યોગ્ય છે. આજકાલ એ વિષે કોઇપણ જોતુ નથી. માતાપિતા, સ્ત્રી, અને બીજાસંબ ધીઓને છેતરી છુપી રીતે દીક્ષા લેવામાં આવે છે. આમ કરવાથી ઘણીજ હાનિ થાય છે. કોઇ કોઇ વાર તેમાં એવી જાતના ઉપદ્રવો અને કલહો ઉભા થાયછે કે, જેથી ધર્મની ભારે નિંદા થઇ પડે છે. આર્હતધર્મના ઉચ્ચઆચારને કલંક લાગે છે. કોઇ કોઇ વાર તો તેવા દીક્ષિત પુરૂષો પાછા મુનિવેષનો ત્યાગ કરી, ગૃહાવાસમાં આવે છે. ચતુર્વિધ સંઘની સમક્ષ ઉચ્ચારેલી વિરતિ ધર્મની પ્રતિજ્ઞાઓને તોડી, પુનઃ અવિરતિરૂપ ગૃહાવાસમા આવવું, કેવું શોચનીય કહેવાય ?

તેને માટે એક વિદ્વાન્ આ પ્રમાણે કહે છે—

" व्रतभ्रष्टस्य यत्पापं तत्पापं वज्रलेपवत् "

" વ્રતથી ભ્રષ્ટ થયેલા પુરૂષને જે પાપ લાગે છે, તે પાપ વજલેપના જેવું છે."

ગૃહસ્થો ! તે વિદ્વાનના આ શબ્દો મનન કરવા જેવા છે. તેની આ વાણી સર્વદા હૃદયારૂઢ કરવા યોગ્ય છે તેથી જે પુરૂષો વડિલ વર્ગની આજ્ઞા લઇ દીક્ષા લેવા આવે તેમને ગુરૂએ દીક્ષા આપવી જોઇએ કેટલાએક બાળકો અને યુવકો પોતાના કુટુંબની સ્થિતિ વિષે કાંઇપણ સમજતા નથી અને માત્ર સ્વાર્થી સાધુઓના લાલચુ વચનોને લઇને દીક્ષા લેવા દોરાય છે, અને કેટલાએક સંવેગ કે વૈરાગ્યનું સ્વરૂપ સમજ્યા વગર માત્ર સંસાર તરફના કોઇ સામાન્ય કંટાળાને લઇને ચારિત્ર લેવા ધસેછે, તેવાઓ કદિપણ દીક્ષા લેવાને લાયક નથી, તેવાઓને તો દીક્ષાની વાર્તામાથી પણ દૂર રાખવા જોઇએ, કારણ કે, તેવાઓ ચારિત્રના શુદ્ધ સ્વરૂપથી તદન અજ્ઞાન હોવાને લીધે તેમનુ ચારિત્ર નિષ્કલંક રીતે રહી શકતુ નથી. દૃઢ વૈરાગ્ય

અને સંવેગની ભાવનાવગર ચારિત્રની ભાવના ટકી શકતી નથી. ગૃહસ્થો! તમે વારંવાર સાંભળો છો કે, કેટલાએક મુનિઓ સંયમની પ્રતિજ્ઞા તોડીને પાછા સંસારી થાય છે. કેટલાએક કદિ સંસારાવસ્થામાં પાછા ન આવી શકે તો સયમને સંસારની મલિન વાસનાથી દૂષિત કરેછે. કેટલાએક અપક્વ ગણુઓની કલંકિત વાર્ત્તાઓ જે સાંભળવામાં આવે છે, તેનું કારણ પણ એજ છે. કેટલાએક સૌમ્ય પ્રકૃતિવાળા સાધુઓ કદિ કલંકિત વાર્ત્તાના પ્રસંગમાં આવતા નથી, તો તેઓ સંયમાવસ્થામાં ટકી રહેછે, પરંતુ તેઓ અશુભ ધ્યાનો ધ્યાઇ પોતાની ભાવના દૂષિત કરે છે. એવા મુનિઓનું ચારિત્ર માત્ર નામનું રહે છે, તેના કરતાં ગૃહસ્થાવાસમા રહેવું વધારે સારૂં છે. કેટલાએક અલ્પમતિ પુરૂષો ગુરૂઓના લાલચ ભરેલા વચનો ઉપર મોહિત થઇ તત્કાળ દીક્ષા લઇ બેસે છે. પણ પાછળથી મુનિ ધર્મના પરિષહોની મુશ્કેલીઓથી કંટાળી નિરંતર પશ્ચાત્તાપ કર્યા કરે છે. તે વિષે એક વિદ્વાન્ કવિએ હાસ્યકારક વર્ણન આપેલું છે—

## वसंततिलका.

"ये साहसेन दधते हि महा व्रतानि पश्चादहो अनुतपंति परीषहैस्ते ।
तेषां व्रतानि विफलानि भवंति नूनं भ्रष्टा भवंत्यु भयतोत्र गृहाद् व्रताच्च" ॥१॥

"જેઓ સાહસથી મહાવ્રત ગ્રહણ કરે છે, તેઓ પછી પરીષહોથી પશ્ચાતાપ કરે છે, તેઓના પાંચ મહાવ્રતો નિષ્ફળ થાય છે અને ગૃહાવાસ તથા ચારિત્ર ઉભયથી ભ્રષ્ટ થાય છે." ૧

ગૃહસ્થો! આ ઉપરથી તમોને ખાત્રી થશે કે, અયોગ્ય અધિકારીને આપેલી દીક્ષા કેવું રૂપ ધારણ કરે છે. માટેજ દીક્ષા આપનાર ગુરૂએ ઘણો વિચાર કરીનેજ દીક્ષા આપવાની છે. તે ઉપરથી એક બનેલો બનાવ મારા જોવામાં આવેલો છે. સૂર્યપુર નગરની અંદર એક વખતે હું વિહાર કરતો આવી ચડયો હતો. હું પ્રથમથીજ એકાકી વિહાર કરનારો હોવાથી મારી સાથે કોઇ સાધુ કે શ્રાવક હતું નહીં. તેમ વળી કોઇ નગરમા પ્રવેશ કરતી વખતે હું કોઇ ગામના શ્રાવકોને અગાઉથી ખબર આપતો નહીં; કારણ કે, સામૈયાનો આડંબર મને પ્રથમથીજ પસંદ ન હતો. હું સામાન્ય રીતે નગર કે ગામમાં પ્રવેશ કરૂં છું. તેવી રીતે હું તે સૂર્યપુરમાં ગયો. આ વખતે રાત્રિનો આરંભ થઇ ચુકયો હતો. જ્યાં મને ઉતારો મળ્યો તે ઉપાશ્રયની અંદર બેચારમુનિઓ આવી વસેલા હતા તેઓ ઉપાશ્રયના જુદાજુદા ભાગમાં રહેતા હતા. હું પ્રથમ તેમાં પ્રવેશ કરી અંદર ગયો. તેવામાં એક પ્રદેશ માંથી નીચે પ્રમાણે શબ્દો મારા સાંભળવામાં આવ્યા.

" અરે મેં શું જોઇને ચારિત્ર લીધું ? ચારિત્રમાં તો અનેક જાતના કષ્ટો સ્હેલા છે. જો પ્રથમથી મારા જાણવામાં હોત તો હું દુઃખ રૂપ ચારિત્ર લેવાને તત્પર થાત નહીં સવારે વ્હેલા ઉઠવું પડે છે ગુરૂના તાબામાં રહી તેમની મરજી ઉઠાવવી પડે છે. મજુરની જેમ કામ કરવા પડે છે. પાણીના ઘડા ઉપાડીને જીવ નીકળી જાય છે; હું સારા ગૃહસ્થનો પુત્ર થઇ જેવા તેવા શ્રાવકોને ઘેર રોટલા માગવા જાઉં, એ કેવી શરમની વાત ? તે સિવાય વળી ઉપવાસ, કરવાની, માથાના વાળ ખેંચાવવાની અને તેવી બીજી એટલીબધી વેદના ભોગવવી પડે છે કે, જેનું વર્ણન મારે મુખે થઇ શકે તેમ નથી "

આ શબ્દો સાંભળતાં હું તે પ્રદેશના દ્વાર આગળ ઊભો રહ્યો, થોડી વાર પછી તે મુનિ પુનઃ આ પ્રમાણે કહેવા લાગ્યો. અરે ! દીક્ષા લઇને મેં મારો બધો આનંદ ગુમાવ્યો મારા પ્રેમી માતાપિતાઓ, હેતધારી ભાઇઓ, સ્નેહીઓ અને સગાઓનો ત્યાગ કરવામાં મેં ખરેખરી મૂર્ખતાજ કરી છે. અરે તેમાં વળી મારી પરણેલી સ્ત્રીનો મારી તરફ એટલો બધો પ્યાર હતો કે જે સંભારતાં મને કંપારી છુટે છે. તે બીચારી મારા વિયોગથી ઘણીજ દુઃખીયારી થઇ થઇ છે. તેણીના શા હાલ થતા હશે? અરે ! મેં મારા કુટુંબને છોડયું, એ મોટી ભુલ કરી છે. અહિં સાધુપણામા અનેક જાતના સંકટો વેઠવા પડે છે. એ સિવાય વારંવાર વ્રત ઉપવાસ કરવા પડે છે. વળી પ્રાણનો નાશ થાય, તેવી લોચની ક્રિયાની તો વાતજ થાય તેમ નથી. અરે! મેં ઘણીજ ભુલ કરી. કોઇ પૂર્વ કર્મના નઠારા યોગથી મને દીક્ષા લેવાની બુદ્ધિ થઇ આવી હવે આમાંથી શી રીતે નાશી છુટવું ? જો કોઇ જાતનો લાગ આવે તો હવે આ સ્થિતિમાંથી મુક્ત થવું જોઇએ. "

ગૃહસ્થો ! તે મુનિના આવા શબ્દો સાંભળી હું તો ચકિતજ થઇ ગયો; મારૂં હૃદય આશ્ચર્ય સાથે પરિતપ્ત થઇ ગયું. તે વખતે મને આ પ્રમાણે એક સુભાષિત યાદ આવ્યું.—

"दुर्लभं सर्वत : सौम्यं सर्वकल्याणकारणम् ।
चारित्रं प्राप्यते लोके पूर्वं पुण्य प्रभावतः"॥ १ ॥

"સર્વ પ્રકારે દુર્લભ, સૌમ્ય, અને સર્વ કલ્યાણોનું કારણરૂપ એવું ચારિત્ર આ લોકમાં પૂર્વ પુણ્યના પ્રભાવથી પ્રાપ્ત કરાય છે." ૧

આ સુભાષિતનું સ્મરણ કરી મેં મારા હૃદયમાં વિચાર કર્યો કે, અહા! કેવો સમય આવ્યો છે ? અરે પંચમ કાળ, તારો પ્રભાવ કોઇ વિચિત્ર પ્રકારનો દેખાય છે.

તારી શક્તિનું સ્વરૂપ અવર્ણનીય છે. જૈન ધર્મની પવિત્ર દીક્ષા કે જેની જગત્‌માં અત્યંત દુર્લભતા છે, તેમજ જે ઘણાં પુણ્યયોગે પ્રાપ્ત કરી શકાય છે. તેવી દીક્ષાની આ દશા થાય ? એ કેવું શોચનીય છે ? ચારિત્ર ધર્મની દેવતાઓ પણ પ્રશંસા કરે છે, તે ધર્મને માટે આવો પરિતાપ ધારણ કરવામાં આવે છે, તે આ ચાલતા કાળનીજ બલીહારી છે. "

આ પ્રમાણે વિચાર કરી હું હૃદયમાં પરિતાપ પામતો તે ઉપાશ્રયના એક પ્રદેશમાં છુપી રીતે રહી પ્રાતઃકાળે ત્યાંથી પસાર થઇ ગયો હતો. ગૃહસ્થો ! આ દ્રષ્ટાંત ઉપરથી તમારે સમજવાનું છે કે, અયોગ્ય પુરૂષને આપેલી દીક્ષાના એવા હાલ થાય છે; તેથી પોતાના કુટુંબની આજ્ઞા મેળવી આવેલા પુરૂષને દીક્ષા આપવી જોઇએ. કારણ કે કુટુંબની આજ્ઞા મેળવવામાં તે પુરૂષની દીક્ષા લેવાની યોગ્યતાને પુષ્ટિ થાય છે. જો દીક્ષા લેનાર સર્વ પ્રકારે વિરક્ત થયો હોય, આ સંસાર તરફ તે પૂર્ણરીતે ઉપેક્ષા રાખતો હોય અને તેની મનોવૃત્તિ ચારિત્ર તરફ દ્રઢતાથી વહી હોય તોજ તેના કુટુંબીઓ તેને દીક્ષા લેવાની આજ્ઞા આપે છે. કદિ મોહને લઇને કોઇ તેને દીક્ષા લેવાનો નિષેધ કરે છે, પરંતુ જ્યારે તેનામાં તીવ્ર વૈરાગ્ય ઉત્પન્ન થયેલો જોવામાં આવે તો તેઓ લાચારીથી તેને ચારિત્ર લેવાની આજ્ઞા આપે છે. કદિ સંબંધીવર્ગ તે પ્રકારના ઉપાયોથી આજ્ઞા માગતાં છતાં પણ દીક્ષા લેવાની આજ્ઞા ન આપે, તો પછી શું કરવું જોઇએ ? તેને માટે મહાનુભાવ હરિભદ્રસૂરિ નીચેનું સૂત્ર આપે છે.

" तथोपधायोगइति "

" જેવી રીતે સંબંધિવર્ગ આજ્ઞા આપે એવી યુક્તિ કરવી. "

આ કહેવાનો આશય એવો છે કે, કોઇ એવી નિર્દોષ યુક્તિ કરવી કે જેથી સંબંધીઓને આજ્ઞા આપવીજ પડે. તે યુક્તિને માટે મહાનુભાવ લખેછે કે, " જો આ સંસાર તરફ અ ભાવ ઊત્પન્ન થયો હોયતો તેણે માયા કપટની રચના કરવી, એટલે મૃત્યુને સૂચવનારા નઠારા સ્વપ્નોની વાત કહેવી. જે ઉપરથી તે સુજ્ઞ સંબંધીઓના હૃદયમાં એવા ભાવ ઊત્પન્ન થાય કે. જો મૃત્યુ નજીક આવે તેમ હોયતો ચારિત્ર લેવું વધારે સારૂં છે. વળી મૃત્યુ સમીપ આવે અને જેવા ચિન્હો દેખાય તેવા ચિન્હો બતાવવા. કદિ માતા પિતા સારી બુદ્ધિવાળા ન હોય એટલે સ્વપ્નાંની કે ચિન્હોની વાર્ત્તા બરાબર સમજી શકે તેમ ન હોયતો તેમને બીજા માણસોની પાસે કહેવરાવવું, એટલે જોષી વગેરે ચતુર લોકોદ્વારા તેમને જણાવવુ, જેથી તેઓ દીક્ષાની રજા આપવાને તત્પર બનશે."

ગૃહસ્થો ! અહિં તમને કદિ શંકા થશે કે, એવી ખોટી માયા કરવી, એ અયોગ્ય વર્ત્તન કહેવાય છે, તો એવા કપટ ભરેલા વર્ત્તનવાળા માણસને દીક્ષા આપવાથી શો ગુણ થાય ? તે શંકાના સમાધાનમાં તે મહાનુભાવ લખેછે કે,

" नधर्मे मायेति " ॥

" જે ક્રિયામાં ધર્મ સાધ્ય છે, તે ક્રિયામા ઠગાઇ ગણાતી નથી; પરમાર્થ પણે એ માયા જ નથી. "

કારણ કે, તેવી માયા કરવી એ સ્વપરના હિતને માટે છે. એટલે દીક્ષા લેવી તે પોતાને અને પરને ઉપકારકારી છે. તેને માટે શાસ્ત્રમાં આ પ્રમાણે લખ્યું છે. "જ્યાં પોતાનો અને પરનો નિરંતર ઉદય જોવામાં આવે ત્યા ભાવે કરીને માયા વગરનો પણ પુરૂષ ક્વચિત્‌જ માયાવી હોય છે, એટલે કોઇ કાર્યને વિષે માયા પણ વસ્તુતાએ અમાયાજ કહેવાય છે. "

ગૃહસ્થો ! અહીં કદિ એવી શંકા કરવામાં આવે કે,"જો માતા પિતાદિ ગુરૂજન તેના વિના નિર્વાહ કરી શકે તેવાં ન હોય અને તેથી કરીને દીક્ષા લેવાની આજ્ઞા આપતાં ન હોય તો પછી શું કરવું ? " તેના શંકાના ઉત્તરમાં મહાનુભાવ હરિભદ્રસૂરિ લખે છે કે, " જેની જેટલી શકિત હોય તેણે તેટલી શક્તિ પ્રમાણે માતાપિતા વગેરે ગુરૂજનોના ચિત્તનું સમાધાન કરવું. જો તેમને આજીવિકાની જરૂર હોય તો તેવી ગોઠવણ કરવી. જો તેવી ગોઠવણ થઈ શકે તેમ ન હોય તો પછી દીક્ષા લેવી નહીં. દીક્ષા લેનારે પ્રથમ વિચાર એ કરવાનો છે કે, પાછળથી પોતાના પોષ્ય વર્ગને હેરાનગતિ ભોગવવી ન પડે. એમ કરવાથી કૃતજ્ઞતા કરેલી ગણાય છે. મહાનુભાવ ટીકાકાર તેને માટે આ પ્રમાણે લખે છેઃ—

" करुणा च मार्ग प्रभावनाबीजं ततस्तेनानुज्ञातः प्रव्रजेत् " ॥

" જૈન માર્ગની પ્રભાવનાનું બીજ કરૂણા છે. તેથી માતા પિતાદિકને તેવી રીતે પણ ખુશી કરી, તેમની આજ્ઞા મેળવી દીક્ષા લેવી. "

આ પ્રમાણે કર્યા છતાં પણ જો માતપિતા વગેરે આજ્ઞા ન આપે તો, પછી શું કરવું ? તેને માટે મહાનુભાવ ગ્રંથકાર એક કુલીન પુત્રનું દૃષ્ટાંત આપે છે. તે દૃષ્ટાંત આ પ્રમાણે છે. " કોઇ કુલીન પુત્ર પોતાના માતાપિતાની સાથે મુસાફરીએ નીકળ્યો હતો. તે રસ્તામાં પોતાના વડિલની સારી રીતે સેવા કરતો હતો. મુસાફરીમાં કોઈ

મોટા ભયંકર જંગલમાં તે આવી પોહોંચ્યો. તે સ્થળે તેના માતાપિતાને કોઈ અસાધ્ય રોગ થઇ આવ્યો. તે વખતે તે કુલીન પુત્ર માતાપિતાના પ્રતિબંધથી આ પ્રમાણે વિચાર કરવા લાગ્યો. "આ માતા પિતા જરૂર ઔષધ વિના રોગ રહિત નહીં થાય અને જો કદિ ઔષધ મળે તો રોગ મટે કે ન મટે એ સંશય છે, વળી આ માતાપિતા કાળ સહન કરી શકે તેમ છે,એટલે તત્કાળ મારા વિયોગ પછી અથવા રોગથી મરણ પામે તેમ નથી." આ પ્રમાણે વિચારી તે કુલીન પુત્ર વિવિધ પ્રકારના વચનો વડે ઔષધાદિકના નિમિત્તે અને પોતાની વૃત્તિને માટે તેમનો ત્યાગ કરે છે. એ કુલીન પુત્રે વડિલોનો ત્યાગ કર્યો છતાં પણ તે સજ્જન કહેવાય છે. એટલે જે તેણે ત્યાગ કર્યો તે યોગ્ય ત્યાગ કર્યો કહેવાય, એ પ્રકારનો ત્યાગ તે અત્યાગજ કહેવાય છે. અને એવો વખત આવતાં જો ત્યાગ ન કરે તો પરમાર્થથી તે ત્યાગજ કર્યો કહેવાય છે. કારણ કે, આ સ્થળે ફળનીજ પ્રધાનતા છે અને આવા ધીર પુરૂષો ફળનેજ પ્રધાન પણે દેખનારા હોય છે. અર્થાત્ ધીર પુરૂષો જેમાં ફળ દેખે છે, તેવાજ કાર્યને વિષે પ્રવર્તે છે. તેથી ઓષધ સંપાદન કરી, તે માતાપિતાને જીવાડે પણ ખરો, કેમકે તેવો સંભવ છે. અને એ પ્રકારે કરવું, તે સત્પુરૂષોને યોગ્ય છે."

ગૃહસ્થો ! આ દ્રષ્ટાંત ઉપરથી એવો સિદ્ધાંત સમજવાનો છે કે, જે કુલીન પુરૂષ તે શુકલપક્ષીયો મહાપુરૂષ સમજવો. તે પુરૂષ આ સંસારરૂપ વનમાં પડી માતાપિતાદિકની સાથે મળેલો અને ધર્મમાં બંધાએલો થઇ વિહાર કરે છે. તે માતાપિતાદિકને અવશ્ય વિનાશ કરનાર અને જેણે સમ્યક્ત્વ બીજ પ્રાપ્ત કર્યું નથી, એવો પુરૂષ વચન માત્રે કરી રોગ સાધવાને અશક્ય છે અને સમકિતાદિ ઔષધ જેને સંભવે છે.અને દર્શન મોહાદિકના ઉદયરૂપ લક્ષણવાળો કર્મરૂપી રોગ તે તે માતાપિતાદિ ગુરૂજનને થયો છે, માટે આ સંસારરૂપ અટવીમાં તે કુલીન પુરૂષ ધર્મના પ્રતિબંધથી એમ વિચારે કે, 'આ સર્વે સમકિતાદિ ઔષધ વિના અવશ્ય વિનાશ પામશે અને સમકિતાદિકનું સંપાદન કરતાં પણ વિકલ્પ છે, એટલે સમકિતાદિ ઔષધથી તેમનો કર્મરૂપ રોગ મટે પણ ખરો, તેથી તે ઔષધ મેળવવાને ઉદ્યમ કરે છે. વળી વ્યવહારથી જોતાં સર્વે કાળને સહન કરે તેવા છે, એટલે તત્કાળ નાશ પામે એવાં નથી, કારણકે, જ્યાંસુધી ગૃહવાસ છે, ત્યાંસુધી નિર્વાહ વગેરેની ચિંતા છે."

ગૃહસ્થો ! આ સિદ્ધાંત ઉપરથી એટલું સમજવાનું કે, માતાપિતાદિ ગુરૂજનના મનને સંતોષ પમાડી, તેમની આજ્ઞા મેળવી દીક્ષા લેવી. કારણકે, માતાપિતાએ એટલો બધો ઉપકાર કર્યો છે કે. તેમનો પ્રત્યુપકાર કરવો દુઃશકય છે, તેથી સુખ

પામીને પણ તેઓ સમકિત પામે. તેમાં અંતરાય કરનાર કોઇ જાતનું દુર્ધ્યાન ન ચિંતવે, તેવી ગોઠવણ કરી સત્પુત્રે દીક્ષા લેવી યોગ્ય છે.

આજકાલ દીક્ષા લેનારાઓ માતાપિતા વગેરે વડિલની આજ્ઞા તો લેતાજ નથી, પરંતુ સ્વતંત્રરીતે ઉચ્છૃંખલ બની, છુપી રીતે નાશી જાય છે અને માતાપિતાને તથા સ્ત્રીને રઝળાવી દુઃખના ખાડામા નાંખી અનેક જાતની હેરાનગતિ ભોગવાવે છે. તેવા પુત્રોની દીક્ષા દુઃખદાયક હોવાથી પુણ્યને બદલે પાપને વધારનારી થઇ પડે છે. તેને માટે એક વિદ્વાન્ આ પ્રમાણે લખે છે—

" येन व्रतेन तपसा सत्कृत्येनापि यः सुतः ।
पीडयत्येव स्वजनान् स पापैरेव लिप्यते " ॥ १ ॥

"જે વ્રત, તપ, કે સત્કર્મથી પણ પુત્ર પોતાના સંબંધીઓને પીડા કરે છે, તે પુત્ર પાપોથી લિપ્ત થાય છે." ૧

ગૃહસ્થો ! આ પ્રમાણે દીક્ષા લેવા આવનારા પુરૂષોને તમારે ઉત્તેજન આપવું નહીં તેઓ સર્વથા ચારિત્રધર્મને અયોગ્ય છે. આ સમયે જે આ ગૃહસ્થોના ચાર પુત્રો આવ્યા છે,તેઓ પણ તેવાજ અનધિકારી છે. આ તેમના પિતાઓ પોકાર કરતાં દોડી આવ્યા છે, જેમને જોતાં, આપણને દયા ઉપજે છે. આવા દીક્ષા લેનારા અને દીક્ષા આપનારા બંને કર્મના બંધને કરનારા થાય છે. તેઓ આ સંસારમાંથી બાહેર નીકળવાનો પ્રયાસ કરે છે, પરંતુ ઉલટા તેઓ આ સંસારને વધારનારા થઇ પડે છે.

શ્રાવકો ! વળી જે પુરૂષો આવી રીતે માતપિતાની આજ્ઞા વિરૂદ્ધ વર્ત્તનારા અને આ સંસારના સ્વરૂપને નહીં સમજનારા છે, તેઓ ચારિત્રનું પાલન પણ કરી શકતા નથી, તેઓમાંથી કોઇ ઉદ્ધત મુનિ થાય છે, કોઇ કટુભાષી થાય છે, કોઇ ક્રોધી થાય છે, કોઇ રીસાળ થાય છે, કોઇ સ્વેચ્છાચારી થાય છે અને કોઇ વિકારી થાય છે, આમ થવાથી આર્હંતધર્મનું શુદ્ધ ગુરૂતત્ત્વ કેવળ મલિન બની જાય છે, તેથી તમારે એવા પુરૂષોને ચારિત્ર આપવામાં સંમત થવું નહીં, તેમને ઉતેજન અને અનુમોદન આપવું નહીં.

ગૃહસ્થો ! હવે ચારિત્ર લેવાના અધિકારને માટે મહાનુભાવ હરિભદ્રસૂરિએ બીજું જે જે લખેલું છે, તે તમોને વિદિત કરવાની મારી ઇચ્છા છે, તમે સાવધાન થઇ સાંભળશો. તે મહાત્મા લખે છે કે, " દીક્ષા લેનાર પુરૂષે ગુરૂને આત્માર્પણ કરવું. " આ મહા વાક્યનો અર્થ એવો છે કે, જે પુરૂષ દીક્ષા લેવા ઉદ્યુત થયેલો

હોય, તેણે પોતાના ગુરૂને આત્માર્પણ કરી દેવું, એટલે ગુરૂની આધીનતામાં એવી-રીતે રહેવું કે, ગુરૂ જે કહે તે પ્રમાણે વર્ત્તવું.

ગૃહસ્થો ! આ મહા વાકયનો આશય કેવો ઉચ્ચ છે ? દીક્ષિત પુરૂષના મુનિ-જીવનની ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરવા ગુરૂની ત્રિકરણ શુદ્ધિથી સેવા કરવી, એજ શિ-ષ્યનું પ્રથમ કર્ત્તવ્ય છે, એમ તે મહાશય સૂચવે છે. ગૃહસ્થો ! આજકાલ તે કર્ત્તવ્ય-માં મોટું પરિવર્ત્તન થઇ ગયું છે. શિષ્યો દીક્ષિત થયા પછી ગુરૂની અવગણના કર-વાને ઉભા થાય છે. ગર્વ, માન વગેરે દુર્ગુણોથી તેઓ દબાઇ જાય છે. અને અનેક જાતની યુક્તિઓ કરી, ગુરૂની વંચના કરવાને તત્પર બને છે. આજકાલ ગુરૂ અને શિષ્યનો કેવો સંબંધ ચાલે છે ? તેને માટે એક ગુર્જર કવિએ વર્ણન કરી બતાવ્યું છે—

## ચોપાઈ

કેવો પ્રવર્ત્તે પંચમકાળ, જુઓ જૈન મુનિના હાલ.
શિષ્ય ગુરૂના જુદા ચિત્ત, છળતા રાખી વર્ત્તે નિત ૧
શિષ્ય ન માને ગુરૂની આણ, વિપરીત વર્ત્તે થૈને અજાણ;
છેતરવાની રચના જાળ, ચેષ્ટા કરતા જાણે બાળ. ૨
ગુરૂ મટીને શિષ્યો થાય, શિષ્યો આપ ગુરૂ થઇ જાય;
એવી રીતિં વર્ત્તે હાલ, કેવો ચાલે પંચમકાળ. ૩

ગૃહસ્થો ! આજકાલ ગુરૂ અને શિષ્યના સંબંધને માટે વિચિત્ર જાતની પ્રવૃ-ત્તિઓ ચાલે છે. કેટલાએક શિષ્યો ગુરૂઓનો પરાભવ કરવા એટલાબધા પ્રયત્નો કરે છે કે, જેના અનેક દૃષ્ટાંતો આ સમયે ભારતવર્ષ ઉપર મળી આવે છે. પોતાના શિષ્યની નઠારી પ્રવૃત્તિથી કંટાળી ગયેલા એક ગુરૂએ આ પ્રમાણે દૃષ્ટાંત કહેલું છે, તે તમે સદા સ્મરણમાં રાખજો.

તે વિષે એક એવી વાર્ત્તા છે કે, કોઇ એક વૃદ્ધ મુનિએ એક શ્રાવકના પુત્રને દીક્ષા આપી તે વૃદ્ધ મુનિ શિષ્ય લોભી ન હતા, તેમની મનોવૃત્તિ શમ, શાંતિ અને સમતાથી ભરપૂર હતી. તેઓ સર્વદા દયાળુ હોવાથી કોઇ પણ મનુષ્યનું દુઃખ જોઇ શકતા ન હતા. કોઇ પણ દુઃખી માણસ પોતાના દુઃખને નિવેદન કરે તો, તેમનું મન આર્દ્ર બની જતું હતું. તત્કાળ તેઓ તેને પોતાને ઘટે તેવી સહાય આપવાને તૈયાર થતા હતા. એક વખતે એવું બન્યું કે, કોઇ શ્રાવકનો યુવાન પુત્ર તેમની આગળ આવ્યો—તેણે આવી રૂદન કરતાં કરતાં પોતાના ઘરના દુઃખની વાત કરી,

અને પછી જણાવ્યું કે, "હે મહારાજ! હું સંસારમાં ઘણો દુઃખી છું, મારા શિરપર અનેક જાતના સંકટો પડે છે; તેથી મારો ઉદ્ધાર કરો. જો આપ મારો ઉદ્ધાર નહીં કરો તો હું આત્મઘાત કરીશ." આવા આવા તેના શબ્દો સાંભળી, તે મુનિમહારાજના હૃદયમાં દયા ઉપજી આવી. તરતજ તેમણે પોતાના હૃદયમાં વિચાર્યું કે, "આ દુઃખી આત્માનો ઊદ્ધાર કરવો જોઈએ. તે વખતે નીચેનું સુભાષિત તેમને યાદ આવ્યું.

" दीने रुग्णे दुःखिते च दयां कुर्यात्सदा जनः ।
शरणागतं दुःखमग्नं स्वशक्त्याया जनमुद्धरेत् " ॥

"માણસે દીન, રોગી અને દુઃખી જન ઉપર દયા કરવી. અને શરણે આવેલા દુઃખી જનનો પોતાની શક્તિને અનુસારે ઉદ્ધાર કરવો." ૧

પછી તેઓ કોમળ સ્વરથી બોલ્યા-" ભાઇ! તારી શી ઇચ્છા છે? તારે આ સંસારમાંથી મુક્ત થવાને કયો ઉપાય ગ્રહણ કરવો છે?" તે બોલ્યો-" મહારાજ! મને દીક્ષા આપો અને આપની સેવામાં સદાકાળ રાખો. હું શાંતિથી ચારિત્ર ધારણ કરી, આપની સેવા કરીશ; અને ધર્મસાધન કરી, આત્માનું કલ્યાણ કરીશ." તેના આ વચનોથી તે દયાળુ મુનિએ તત્કાળ તેને પોતાની પાસે રાખ્યો અને થોડા સમય પછી તેને દીક્ષા આપી. ગુરૂએ પ્રયત્ન કરી તે શિષ્યને સારો અભ્યાસ કરાવ્યો. અને મુનિના આચાર વિચારમાં પ્રવીણ બનાવી દીધો. જેમ જેમ તે શિષ્ય પાવરધો થતો ગયો, તેમ તેમ તેનામાં અભિમાનની વૃદ્ધિ થવા લાગી. તેણે અભિમાનને વશ થઇ પોતાના ગુરૂનું અપમાન કરવા માંડયું. તેના હૃદયમા સ્વતંત્ર થવાની ઈચ્છા પ્રબળ થવા લાગી. આખરે તે હાલતાચાલતા ગુરૂનું અપમાન કરવા લાગ્યો. અને ગુરૂની તરફ ઉપેક્ષાથી વર્ત્તવા લાગ્યો. તેની આવી સ્વતંત્રતા ભરેલી વર્ત્તણુક જોઇ, તે પવિત્ર મુનિ કંટાળી ગયા. તે મહાનુભાવ મુનિ સ્વભાવે સારા હતા, એટલે ઘણે પ્રકારે તે શિષ્યની ખુશામત કરતા, તો પણ તે ઉદ્ધત શિષ્ય તેમની આગળ અનુકૂળ રીતે વર્ત્તતો નહીં. દરેક બાબતમા તે પ્રતિકૂળ રીતે વર્તતો હતો. ગુરૂ જે કાંઇ કહે,તેનાથી તે વિપરીત રીતે ચાલતો અને ગુરૂની આજ્ઞા પ્રમાણે વર્ત્તવું તો એક તરફ રહ્યું,પણ તે ઉલટો તેથી વિરૂદ્ધ વર્ત્તી ગુરૂને પોતાની આજ્ઞામાં રાખતો હતો.

ગૃહસ્થો! તેના આવા નઠારા વર્ત્તનથી તેના ગુરૂ એટલાબધા કંટાળી ગયા કે, તેઓ તેનાથી જુદા રહેવા ઈચ્છતા હતા. તેઓ તે ઉન્મત્ત શિષ્યને વિનંતિ પૂર્વક સમજાવતા, અને ઘણી રીતે તેની અનુકૂળતા સાચવતા તોપણ તે મૂર્ખ શિષ્ય પોતાના

કઠોર હૃદયમાં તેનો કાંઇ પણ વિચાર કરતો નહીં. એક વખતે ગુરૂએ પોતાના બીજા શિષ્યોને બોલાવીને પૂછયું, "શિષ્યો! મેં જે નવા શિષ્યને દીક્ષા આપી હતી, તે શિષ્ય તરફથી મને ઘણી ઉપાધિ થયા કરે છે, માટે તમે બધા મળીને મને તે ઉપાધિથી દૂર થવાનો ઉપાય બતાવો." ગુરૂના આ વચનો સાંભળી તે શિષ્યો ક્ષણવાર વિચારમાં પડી ગયા. તેઓમાંથી એક હીંમતવાન્ શિષ્ય બોલી ઉઠયો. "મહારાજ! જો આપ આજ્ઞા આપો તો, હું એવો ઉપાય શોધી કાઢું કે, જેથી તે શિષ્ય ઘણોજ હેરાન થઇ અહીંથી નાશી જાય." દયાળુ ગુરૂએ કહ્યુ, "ભાઈ! એવું વિપરીત કામ કરવાને માટે મારાથી આજ્ઞા આપી શકાય નહીં. એવી વિપરીત આજ્ઞા આપવાના કરતાં ઉપાધિ ભોગવવી ઘણું દરજ્જે સારી છે." ગુરૂના આ વચનો સાંભળી તે શિષ્ય કાંઇ પણ બોલ્યો નહીં, પણ ગુરૂની એ દયાળુ વૃત્તિ જોઇ તે હૃદયમાં અતિશય આનંદ પામી ગયો.

ગૃહસ્થો, તે પછી તે દયાળુ ગુરૂ ઘણા વખત સુધી એ ઉન્મત્ત શિષ્યથી ઉત્પન્ન થયેલા કષ્ટો ભોગવતા રહ્યા હતા. એક વખતે જ્યારે તેઓ ઘણાજ કંટાળી ગયા, ત્યારે તેઓ એક સુભાષિત બોલ્યા કેઃ—

" न दीक्षयेदनालोच्यापरीक्ष्य कंचिदागतम् ।
पश्चाद्भवति संतापो दुर्ध्यानपरिवर्द्धकः " ॥१॥

"વિચાર કર્યા વિના અને પરીક્ષા કર્યા વિના કોઈ પાસે આવેલાને દીક્ષા આપવી નહીં. કેમકે તેમ કરવાથી પાછળ દુર્ધ્યાનને વધારનારો સંતાપ થઇ પડે છે." ૧

ગૃહસ્થો! તે મહાનુભાવ મુનિનું આ સુભાષિત તેમના અનુભવના ઉદ્ગાર રૂપ છે. તે ઉપરથી એવો સિદ્ધાંત થાય છે કે, બરાબર પરીક્ષા કર્યા વિના આપેલી દીક્ષા વિપરીત ભાવને ઉત્પન્ન કરી, અનેક જાતની હાનિ કરે છે. માટે જે પુરૂષ સર્વ રીતે મહાવ્રત લેવાની યોગ્યતા ધરાવતો હોય, તેવા પુરૂષને દીક્ષા આપવી યોગ્ય છે. અને તેવા પુરૂષજ ગુરૂને પોતાના આત્માનું સમર્પણ કરે છે.

ગૃહસ્થો! મહાનુભાવ હરિભદ્રસૂરિ ગુરૂને માટે પણ એમ લખે છે કે, "ગુરૂએ અનુગ્રહ કરવાની બુદ્ધિથી શિષ્યને અંગીકાર કરવો." એટલે ગુરૂએ જેને દીક્ષા આપવી હોય તે પુરૂષ સર્વ રીતે દીક્ષાનો પાળક અને આત્માનો ઉદ્ધારક બને તેવી યોજના કરવી.

ગૃહસ્થો! આજકાલ એવા ગુરૂઓ વિરલા હોય છે. એટલે અનુગ્રહ કરવાની બુદ્ધિથી સંસારીઓને દીક્ષા આપનારા ગુરૂઓ કવચિતજ મળે છે. સાંપ્રત કાળના ગુરૂઓ તો પોતાનો પરિવાર વધારવાની ઇચ્છાથી જેને તેને દીક્ષા આપી એકઠા કરે છે. જેમનો મોટો પરિવાર હોય, તે ગુરૂઓ મોટા ગણાય છે અને તેમનું લોકોમા બહુમાન થાય છે, આથી અલ્પમતિ પુરૂષો શિષ્યોના ટોળે ટોળા ભેગાં કરે છે, અને તેમાંજ તેઓ મુનિપણાની મોટાઈ માને છે. અને ચારિત્રધર્મનો વિજય પણ તેમાંજ ગણે છે.

ગૃહસ્થો! મારે દિલગીરી સાથે કહેવું પડે છે કે, તેવા શિષ્ય મોહી ગુરૂઓએ-જ આપણા જૈનધર્મની અવદશા કરેલી છે. કારણ કે, તેઓએ આંખો મીંચીને જેવા તેવા પાત્રોને દીક્ષા આપવા માંડી; આથી ગુરૂતત્વ ઘણુંજ નબળું પડી ગયું છે. જેને લઇને અત્યારે ભારતવર્ષમા ગુરૂતત્ત્વની અંદર ચડીઆતો ગણાતો જૈન ધર્મ ઊતરતો થતો જાય છે. આપણાં શિષ્ય મોહી ગુરૂઓએ પોતાનો સંઘેડો વધા-રવાને જેવાતેવા પુરૂષોની ભરતી કરવા માંડી છે, તે પુરૂષો આપણા ધર્મના પવિત્ર નિયમોને શિથિલ કરતા જાય છે. અને અનેક જાતના બખેડા ઉભા કરી, સંઘની મર્યાદાને તોડતા જાય છે. તે માટેજ મહાનુભાવ હરિભદ્રસૂરિ ભલામણ કરે છે કે, "ગુરૂએ અનુગ્રહ કરવાની બુદ્ધિથી દીક્ષા આપવી." તે ઉપર ટીકાકાર વિવેચન કરે છે કેઃ—

" सम्यक्त्वगुणारोपणबुध्या अभ्युपगमः
प्रव्राजनीयस्त्वमेवंरूपः कार्यो न पुनः
स्वपरिषत्पूरणादिबुध्येति " ॥ १ ॥

"ગુરૂએ સમકિત વગેરે ગુણોનું આરોપણ કરવાની બુદ્ધિથી દીક્ષા આપવી. પણ પોતાની પર્ષદા ( સંઘેડા ) ની પૂર્ત્તિ થશે, એવી બુદ્ધિથી આપવી નહીં."

ગૃહસ્થો! તે મહાનુભાવની આ સૂચના કેવી ઊત્તમ છે? આજ કાલના ગુરૂઓ તે સૂચનાનો અનાદર કરી વર્ત્તે છે, આથી આપણા ધર્મની ઊન્નતિમાં અનેક જાતના અંતરાયો ઉભા થયેલા છે.

ગૃહસ્થો! તે દીક્ષા લેનાર પુરૂષને માટે મુનિએ કેવી કાળજી રાખવાની છે? તે વિષે મહાનુભાવ હરિભદ્રસૂરિના વચનો સ્મરણમાં રાખવા યોગ્ય છે. તેઓ લખે છે કે, "દીક્ષા લેવાને ઇચ્છનારા પુરૂષને પૃથ્વીકાય વગેરે જીવોનું પાલન કરવાના ઊપાયને જાણનાર કરવો. આથી તેનામાં દયાતત્ત્વના અંકુરો પ્રગટ થાયછે. વળી

તેનામાં ભાવની વૃદ્ધિ કરવી એટલે દીક્ષાના ફળની પ્રરૂપણા વગેરે કરનારા વચનોએ કરી ઉત્કર્ષ કરવો; અર્થાત્ તેને દીક્ષા લીધાનું મોટું ફળ કહી દેખાડવું; જેથી તેનામાં ભાવની વૃદ્ધિ થાયછે. જ્યારે તેનામાં ભાવની વૃદ્ધિ થાયછે, એટલે તે ચારિત્ર ધર્મના નિયમો પાળવાને ઉત્સાહી બને છે. તે પછી ગુરૂએ તે દીક્ષિત પુરૂષને કરવા યોગ્ય એવા અનુષ્ઠાનનો ઉપદેશ કરવો. જેમાં ગુરૂની પાસે રહેવાનું, અને ગુરૂની ભક્તિ તથા બહુમાન કરવાનું શિક્ષણ આપવું. પછી તેની શક્તિ પ્રમાણે તેની પાસે ત્યાગ તથા તપ કરાવવો. શક્તિ ઉપરાંત ત્યાગ કે તપ કરાવવા નહીં. એમ કરવાથી શિષ્યને ચારિત્ર તરફ કંટાળો ઉપજે છે. ઘણા મુનિઓ તેવા કંટાળાથી ચારિત્ર ભ્રષ્ટ થઇ જાયછે. મુનિને કરવા યોગ્ય આચારનું પાલન અને સ્વાધ્યાય છે. જો તે આચાર અને સ્વાધ્યાયમાં ચડીઆતા થાય તો તે ઘણો ઉપકાર કરી શકે છે. તેને માટે એક વિદ્વાન્ આ પ્રમાણે લખે છેઃ—

" स्वाचार स्वाध्यायौ, यतित्व गुण वर्द्धकौ हि संवेद्यौ " ॥

" સ્વાચાર અને સ્વાધ્યાય—એ બંને યતિપણાના ગુણોને વધારનારા છે, એમ અનુભવથી જાણવું. "

સ્વાધ્યાયમાં આગળ વધેલા શિષ્યને પછી ગુરૂએ "ક્ષેત્રાદિક શુદ્ધિ કરતાં ચૈત્યવંદનાદિકની શુદ્ધિ વડે શીલ—આચારનું આરોપણ કરવું. " અહિં ક્ષેત્રની શુદ્ધિ માટે ગુરૂએ ઘણો વિચાર કરવાનો છે. ક્ષેત્રશુદ્ધિ એટલે કોઇ એવું પવિત્ર ક્ષેત્ર દીક્ષા આપવાને માટે પસંદ કરવું, કે જેથી શિષ્યમાં આચારનું બળ વધે. તેને માટે શાસ્ત્રમાં લખેછે કે, " શેલડીયા ડાંગેરનું વન, પદ્મ સરોવર, પુષ્પવાળો વનખંડ, પ્રદક્ષિણા વેહેતો જળનો પ્રવાહ અને જિન ચૈત્ય—એ દીક્ષા આપવાને માટે શુદ્ધ ક્ષેત્રો છે." આવી રીને ક્ષેત્ર શુદ્ધિથી દીક્ષિત થયેલા શિષ્યમાં શીલનો પ્રભાવ વધે છે. અનાસક્તપણે, અસંગપણે શત્રુ અને મિત્રમાં સમભાવ રાખવો તે શીલ કહેવાય છે. આવા શીલથી યુક્ત એવો શિષ્ય ચારિત્ર ધર્મને સારી રીતે દીપાવે છે. અને તે ખરેખરો યતિ કહેવાય છે. યતિને માટે મહાનુભાવ હરિભદ્ર સૂરિ આ પ્રમાણે લખે છે—

" एवं यः शुद्ध योगेन परित्यज्य गृहाश्रमम् ।
संयमे रमते नित्यं स यतिः परिकीर्त्तितः ॥ १ ॥

" જે એવી રીતે શુદ્ધ યોગ વડે ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરી નિત્યે સંયમમાં રમે છે, તે યતિ કહેવાય છે. "

"જે પુરૂષ સારા ઉપાયો વડે પોતાના ચારિત્ર ધર્મમાં પ્રવૃત્તિ કરે તો તેનામાં એવું યતિપણું સંભવે છે. કારણ કે, પંડિત પુરૂષો સાધવા યોગ્ય એવા કાર્યની સિદ્ધિને ઉપાય વિના ઇચ્છતા નથી.

જે પુરૂષ ઉપર કહેલા શાસ્ત્રીય નિયમોથી ચાલે નહીં, અને શાસ્ત્રને બાધ લાગે એવી ચેષ્ટા કરે, તે શુદ્ધ જૈન લિંગધારી હોય તો પણ તે ગૃહસ્થ ન કહેવાય, તેમ યતિ પણ ન કહેવાય—એ ઉભય ભ્રષ્ટ કહેવાય છે."

મહાનુભાવ હરિભદ્ર સૂરિના આ વાક્યો સ્મરણમા રાખવા યોગ્ય છે. ગૃહસ્થો! આજ કાલ એવા શુદ્ધ યતિઓ મળતા નથી, પ્રાયે કરીને આડંબરધારી યતિઓજ જોવામા આવે છે. આવા સમયમાં તમારે ઘણી સાવધાની રાખવાની જરૂર છે. વેષધારી અને આડંબરી ગુરૂઓ જેને તેને દીક્ષા આપવા ઉભા થાય છે, તેમને તમારે અટકાવવા જોઇએ. જો તમે દાક્ષિણ્યતા કે ખુશામત કરવાની નઠારી ટેવ ધારણ કરશો તો આખરે આર્હત્ ધર્મનું પવિત્ર ગુરૂતત્ત્વ તદન નિર્બળ અને લુપ્તપ્રાય થઇ જશે. તેને માટે એક મહાત્માએ આ પ્રમાણે શોકોદ્ગાર કરેલો છે—

" पंचमार प्रभावेण नश्यत् हीनवली भवत् ।
गुरूतत्त्वं विलोक्याहं शोचाम्येव महर्निशम् " ॥ १ ॥

પાંચમા આરાના પ્રભાવથી નાશ પામતા અને હીનબળી થઇ જતાં ગુરૂ તત્ત્વને જોઇ હું આવી રીતે રાત દિવસ શોક કરૂં છું." ૧

ગૃહસ્થો! આ તે મહાત્માના શોકોદ્ગારનું સુભાષિત સાંભળી કયા વીર પુત્રના હૃદયમા પરિતાપ ઉત્પન્ન નહીં થાય? તમારા માંહેલા કે જેઓના હૃદયમાં આર્હત ધર્મનો પ્રેમ પ્રવર્ત્તતો હશે, તેઓને આ સુભાષિત સાંભળતાં પરિતાપ થયા વિના રહેશે નહીં. ગૃહસ્થો! આ મારો ઉપદેશ ધ્યાનમા રાખજો. અને તેને ક્રિયામાં મુકી તે પ્રમાણે વર્ત્તવા સતત ઉદ્યુક્ત રહેજો. તમે બધા શ્રી વીર પ્રભુના પુત્રો છો. તમારામાં ધર્મનું વીર્ય હોવું જોઇએ. એ વીર્યને ફેરવી તમે તમારૂં જૈનપણું બતાવજો. અને તમારામા ગૂઢ રહેલી વીર્ય-શક્તિને ફેરવજો."

આ પ્રમાણે કહી તે તેજસ્વી મુનિએ પોતાની વાણી વિરત કરી. તેઓ મૌન ધારણ કરી શાંતિ પ્રસારતા વિરામ પામી ગયા.

આ વખતે દેવચંદ્રજી મુનિ કે જેઓ તે મહાત્માની વાણી સાંભળી સ્તબ્ધ થઇ ગયા હતા અને તેમના હૃદયમાં વારંવાર ઉત્પન્ન થતી વિવિધ કષાયની લાગણી-

ઓને દબાવી રહ્યા હતા, તેમના હૃદયમાં વાણીનો આવેશ પ્રગટ થઇ આવ્યો, પરંતુ તે તેજસ્વી મુનિના પ્રભાવથી તેઓ તે આવેશને જોઇએ તેવી રીતે પ્રગટ કરી શક્યા નહીં. તેઓ આ પ્રમાણે બોલ્યા—"મહારાજ, તમોએ જે ઉપદેશ આપેલો છે, તે શાસ્ત્રના આધારથી યુક્ત હોવાથી માન્ય છે. પરંતુ મારા હૃદયમાં જે ભાવના પ્રથમ થીજ પ્રગટ થઇ છે, તે ભાવના શિથિલ થઇ નથી. મેં મારા અનુભવ પ્રમાણે જે નિશ્ચય કર્યો છે, તે નિશ્ચયની દૃઢતાને શિથિલ કરવાને તમારો ઉપદેશ સમર્થ થઇ શક્યો નથી, એમ મારે કહેવું જોઇએ. કારણકે, તમારા ઉપદેશમાં દેશકાળને અનુસરતા વચનો ન હતા હું દેશકાળને અનુસરી વર્ત્તનારો છું. તે છતાં તમારા કેટલાએક ઉપદેશો ગ્રહણ કરવા યોગ્ય છે, એમ તો મારે કહેવું જોઇએ."

આ પ્રમાણે મુનિ દેવચંદ્રજી કહેતા હતા, તેવામાં જેમના હૃદયમાં તે તેજસ્વી મુનિએ અસર કરેલી છે, એવા સંઘના આગેવાનો તરત ઉશ્કેરાઇ ગયા. તેઓ સર્વેના પરિણામ ફરી ગયાં. તેઓ આ પ્રમાણે બોલ્યા—"મહારાજ! તમારે હવે કાંઇપણ બોલવાની જરૂર નથી. આ મહાત્મા તેજસ્વી મુનિએ જે વચનો કહેલા છે, તે અમારે સર્વને માન્ય છે. અમે હવે તેમનાજ શ્રાવક થયા છીએ. તે અમારા પૂજ્ય અને માનનીય ગુરૂ થયા છે. જો તમે આ મહાત્માનું કાંઇ પણ અપમાન કરશો, તો તમારૂં પોતાનું અપમાન થશે. તમારી ઇચ્છા હોય તો તમે આ નગરમાં રહો અથવા ન રહો. પણ જ્યાંસુધી તમારામાં આ મહાત્માના જેવી વૃત્તિ થશે નહીં, ત્યાં સુધી અમે તમોને ગુરૂ તરીકે માનવાના નથી."

સંઘના આગેવાનોના આ શબ્દો સાંભળી મુનિ દેવચંદ્રજી ચકિત થઇ ગયા. સંઘના સર્વ આગેવાનોને પોતાની વિરૂદ્ધ થયેલા જોઇ, તેઓ ગંભીર વિચારમાં પડી ગયા. તેમના મુખ ઉપર મલિન છાયા પ્રસરી રહી અને ચારે તરફ ગ્લાનિ છવાઇ ગઇ. તેઓ મોન ધરીને બેશી રહ્યા.

ક્ષણવાર પછી તેમણે પોતાના શિષ્યોની સામે જોયું, ત્યાં સર્વ શિષ્યો તેમની તરફ અભાવની દૃષ્ટિએ જોવા લાગ્યા. મહાત્મા તેજસ્વી મુનિના વચનો ઉપર જેમને પૂર્ણ શ્રદ્ધા ઉત્પન્ન થયેલી છે, એવા તે મુનિઓનાં પરિણામ પણ ફરી ગયાં. તેમના હૃદયમાં તે તેજસ્વી મહાત્મા તરફ પૂજ્ય ભાવ ઉત્પન્ન થઇ આવ્યો. તેઓએ મુનિ દેવચંદ્રજીને આ પ્રમાણે કહ્યું, "મહારાજ, તમે અમારા વંચક ગુરૂ છો. આજ સુધી તમોએ અમોને અંધકારમાંજ રાખ્યા છે. હવે આ મહાત્માના ઉપદેશથી અમો પ્રકાશમાં આવ્યા છીએ. આજથી અમે તમારા શિષ્યપણાથી મુક્ત થઇ-

એ છીએ. અમો હવે આ મહાત્માના પવિત્ર શરણનો આશ્રય કરી અમારા મનુષ્ય જીવનને સાર્થક કરીશું. ”

આટલું કહી તેઓ તે તેજસ્વી મુનિને ઉદ્દેશીને બોલ્યા–“ હે પવિત્રાત્મન્, હે ધર્માત્મન્, તમોએ અમારા આત્માનો ઉદ્ધાર કર્યો છે. મુનિપણાની પવિત્ર દીક્ષા પ્રાપ્ત કર્યા છતા પણ અનંત સંસારને વધારવાની અમારી પ્રવૃત્તિ આપે અટકાવી છે. અને અમારા આત્માને પવિત્ર માર્ગનું દર્શન કરાવ્યું છે. આપના અપાર અને અનુપમ ઉપકારથી આક્રાંત થયેલા આ પામર જીવોને વિશેષ ઉપદેશ આપી કૃતાર્થ કરો. હવે આપજ અમારા પરમ ગુરૂ અને ઇષ્ટ છો. ”

આ પ્રમાણે કહી તેઓમાંથી જેઓ જરા સાક્ષર હતા, તેઓએ આ પ્રમાણે સ્તુતિ કરી—

नमस्ते धर्म रूपाय, जीवोद्धारपराय च
कृपा कूपार रूपाय गुरवे गुरु धर्मिणे ॥ १ ॥

ધર્મરૂપ, જીવોનો ઉદ્ધાર કરવામાં તત્પર, દયાના સાગર રૂપ અને ગુરૂ ધર્મને ધારણ કરનારા તમો ગુરૂને નમસ્કાર હો. ૧

આ પ્રમાણે સ્તુતિ કર્યા પછી તેઓ આ પ્રમાણે બોલ્યા–“પરમપૂજ્ય ગુરૂ,આપની ઉપદેશ વાણીથી અમો આપની સમક્ષ પ્રતિજ્ઞા લઇએ છીએકે, આજથી અમો બધા આપના ઉપદેશ પ્રમાણે વર્ત્તીશું અને મુનિઓના ધર્મને માટે જે જે નિયમો આપને મુખે સાંભળ્યા છે, તે તે નિયમો અમે યથાશક્તિ પાળવાને તત્પર રહીશું.”

તે વખતે શ્રાવક ગૃહસ્થોમાંથી કેટલાએક વિદ્વાન શ્રાવકોએ આ પ્રમાણે સ્તુતિ કરી—

तेजसां निधये हर्त्रे अज्ञान तमसां नृणाम् ।
उपदेशामृत भृते गुरवे सर्वदा नमः ॥१॥

‘ તેજના નિધિ, મનુષ્યોના અજ્ઞાન રૂપ અંધકારને હરનાર, અને ઉપદેશ રૂપ અમૃતને ધારણ કરનાર એવા ગુરૂને સર્વદા નમસ્કાર છે.” ૧

સ્તુતિ કર્યા પછી તેમણે જણાવ્યું, “ ભગવન્, આપના સુબોધક ઉપદેશે અમારા હૃદયને પ્રતિબોધિત કરી દીધા છે, આપના ઉપદેશ પ્રમાણે વર્ત્તવાને અમો

યાવજ્જીવિત વર્ત્તવા તત્પર રહીશું. સાંપ્રતકાળે જે મુનિઓનો મોટો ભાગ ઉન્માર્ગગામી થયેલો છે તેમને હવે અમે કોઇ જાતનું ઉત્તેજન આપશું નહીં. અમારામાંના કેટલાએક કે જેઓ મુનિઓની ખુશામત કરનારા છે, તેઓ આપની પાસે પ્રતિજ્ઞા કરે છે કે, "હવેથી તેઓ કદિપણ તે અયોગ્ય મુનિઓની ખુશામત કરશે નહીં. અને તેમની ઉપર મમત્વ રાખશે નહીં."

મહારાજ, હજુ કૃપા કરી આપ અમોને વિશેષ પ્રતિબોધ આપો કે જેથી અમોને અમારા ખરા શુદ્ધ કર્ત્તવ્યનો બોધ થાય. તે સાથે આપ મહાત્માને અમો પ્રાર્થના કરીએ છીએ કે, આપ કૃપા કરી સર્વ દેશોમાં વિચરો અને અમારો ગૃહસ્થ વર્ગ કે જે પોતાના કર્ત્તવ્ય અને આચારથી વિમુખ થઇ ગયેલો છે, તેમને તેમના શુદ્ધ આચાર અને શુદ્ધ કર્ત્તવ્યનો માર્ગ બતાવો. સ્વધર્મ, સ્વકર્ત્તવ્ય અને સ્વાચારના નાશથી ઉખર થઇ ગયેલા ગૃહસ્થ શ્રાવકોના ક્ષેત્રોની સુધારણા આપના વિહારથી અવશ્ય થશે."

આ પ્રમાણે કહી તેમણે ઉંચા ધ્વનિથી આ પ્રમાણે પુનઃ સ્તુતિ કરી.

" नमो मुनिगरिष्ठाय, वरिष्ठाय महात्मनाम् ।
धर्मिष्ठाय सदिष्टाय गुरवे धर्म भानवे " ॥१॥

" મુનિઓમાં મોટા, મહાત્માઓમાં શ્રેષ્ઠ, ધર્મિષ્ટ, સત્ પુરૂષોના ઇષ્ટ અને ધર્મમાં સૂર્ય રૂપ એવા ગુરૂને નમસ્કાર હો. ૧

આ સ્તુતિ કર્યા પછી પેલા દીક્ષા લેવા તૈયાર થયેલા ચાર છોકરાઓ અંજલિ જોડીને બોલ્યા. " મહારાજ ! અમે તદ્દન અજ્ઞાન બાળકો આપનો ઉપદેશ સાંભળી પવિત્ર થયા છીએ. આપે જે પ્રમાણે કહ્યું, તે બરાબર અમારા ધ્યાનમાં આવ્યું છે. અમો વૈરાગ્યની બાબતમાં કાંઇપણ સમજતા નથી. માત્ર આ મહારાજના કહેવાથી અમો દીક્ષા લેવા તૈયાર થયા છીએ. આ મહારાજે અમોને દીક્ષા લેવામાં મોટી લાલચ આપી હતી. અમે અજ્ઞાની બાળકો એ લાલચથી લોભાઇને દીક્ષા લેવા તૈયાર થયા છીએ. અમે મુર્ખતાથીજ અમારા માબાપોનો ત્યાગ કરી છુપી રીતે નીકળી ગયા હતા. હવે આપના પ્રતિબોધથી અમે સર્વ વાત સમજી ગયા છીએ. હવે અમે અમારા પિતાઓની સાથે પાછા ઘેર જઇશું અને તેમની સારી રીતે સેવા કરીશું. અત્યાર સુધી અમોએ જે જે અપરાધો કર્યા છે, તેને માટે ક્ષમા માગીએ છીએ." આ વખતે તેઓમાંથી એક છોકરો બોલી ઉઠયો—" મહારાજ, હું આપની પાસે

સત્ય વાત કહું છું. મેં તો એવું કામ કર્યું છે કે જે જાણીને આપને મારા ઉપર તિરસ્કાર છુટશે. હું મારા આ પિતાથી છુપી રીતે નાશી આવ્યો છું. અને મારા ઘરમાંથી મારી માતાનું એક આભૂષણ ચોરી લાવ્યો છું. આ વખતે મને હૃદયમા ઘણો પસ્તાવો થાય છે, હું હવે ફરીવાર કદિપણ આવું અકૃત્ય કરીશ નહીં. આપ કૃપા કરી મને ક્ષમા આપશો."

તે છોકરાના આ શબ્દો સાંભળી એક શેઠીઆએ પૂછ્યું, "ભાઇ, તું જે આભૂષણ ચોરી લાવ્યો છું, તે ક્યાં છે?" છોકરે કહ્યું, "આ મહારાજના કહેવાથી મેં એક શ્રાવકને ઘેર મુકેલ છે જેનું દ્રવ્ય મારા દીક્ષા ઉત્સવમાં વાપરવાનું છે." તે છોકરાના આ શબ્દો સાંભળી મુનિ દેવચંદ્રજી શ્યામ મુખ થઇ ગયા અને તેઓ નીચું મુખ કરી રહ્યા. બીજા પણ મુનિઓ અને ગૃહસ્થો આ વૃત્તાંત સાંભળી ઘણું આશ્ચર્ય પામી ગયા અને તેમને દેવચંદ્રજી મુનિ તરફ ભારે તિરસ્કાર ઉત્પન્ન થઇ આવ્યો. આ વખતે શાંત મૂર્તિ તેજસ્વી મુનિ ક્ષણવાર મૌન ધરી રહ્યા. થોડીવાર પછી તેમણે ગંભીરતાથી કહ્યું, "મહારાજ દેવચંદ્રજી! તમારે ઘણુંજ શરમાવું જોઇએ. જૈનોના સાધુઓનું આવું વર્ત્તન અમારાથી સહન થઇ શકે તેમ નથી. આ ઉપરથી અન્ય દર્શનીઓના મનમાં એવોજ ખ્યાલ આવે કે, જૈનોના મુનિઓ છોકરાઓ પાસે ચોરી કરાવે છે, અને તે ઉપરથી અનેક જાતની નિંદા ભરેલી વાતો ચાલ્યા કરે. મહારાજ! હવે ફરીવાર આવું કૃત્ય કરતાં વિચારજો."

તે તેજસ્વી મુનિના આ વચનો સાંભળી મુનિ દેવચંદ્રજીના હૃદયમા ભારે ખેદ થઇ આવ્યો. તે તદન ભગ્નચરણ થઇ ગયા. તે વખતે તેને આ જીવવું નકામું થઇ પડ્યું. શ્રાવકો, અને સાધુઓ પોતાનાથી વિરૂદ્ધ પડ્યા, તેથી તેને કોઇ જાતનું આલંબન રહ્યું નહીં. તે હૃદયમા આ પ્રમાણે વિચારવા લાગ્યા—"અરે, આ વખતે મારા કોઇ પૂર્વના કર્મ ઉખળી આવ્યા. હું આ પૃથ્વી ઉપર શરણ રહિત થઇ ગયો. આજદિન સુધી જામેલી મારી પ્રતિષ્ઠાનો ક્ષણમા નાશ થઇ ગયો. હું અત્યારે નિરાધાર અને અનાથ થઇ ગયો. હવે આ વખતે મારા બચાવનો ઉપાય કોઇ પણ નથી. અત્યારે તો આ તેજસ્વી મુનિનુંજ શરણ લેવું યોગ્ય છે. આ મહાત્મા દયાળુ લાગે છે તેમને નમી પડવાથી તેઓ મને અવલંબન આપ્યા વગર રહેશે નહીં."

આ પ્રમાણે વિચારી મુનિ દેવચંદ્રજી પોતાના આસન ઉપરથી બેઠા થયા અને તે તેજસ્વી મુનિના ચરણમા આવી નમી પડ્યા. તેમને નમતા જોઇ તે કૃપાળુ મહાત્માએ કરાવલંબન આપી તેમને બેઠા કર્યા, અને પુનઃ તેમના આસન ઉપર બેસાડવા માંડ્યા, પણ તે મુનિ આસન પર બેઠા નહીં, અને અંજલિ જોડી આ પ્રમાણે

બોલ્યા —" ભગવન્, આ પાપી મુનિના સર્વ અપરાધો ક્ષમા કરો. આ પંચમકાળે મારો ગ્રાસ કરેલોછે, મારામાં મુનિ ધર્મનો એક અંશપણ તેણે રહેવા દીધો નથી. આ વેષધારી મુનિનો ઉદ્ધાર કરો, અને મને પુનઃ દીક્ષા આપી આપનો શિષ્ય કરો. આપની ઉપદેશ વાણી મારા પૂર્વના કુકર્મનો અંત લાવી છે. મારી અજ્ઞાનતા અને મૂર્ખતાનો હવે નાશ થઇ ગયો છે. હું આપને મારા પૂજ્ય ગુરૂ ધારૂંછું. આપ મારા મસ્તક ઉપર હાથ મુકો અને મને પોતાનો ગણી મારા આત્માનો ઉદ્ધાર કરો. હું આપનો શિષ્યાનુશિષ્ય થઈને રહીશ." મુનિ દેવચંદ્રજીના આ વચનો સાંભળી સર્વ સમાજ આશ્ચર્ય પામી ગયો. દેવચંદ્રજી જેવાં કપટી અને યુક્તિબાજ મુનિ આમ અકસ્માત્ પલટાઇ ગયા, એથી સર્વના મનમાં અતિશય આશ્ચર્ય ઉત્પન્ન થઇ આવ્યું. તે વખતે તે સર્વેએ મળી આદીશ્વર પ્રભુનો જય ધ્વનિ કર્યો.

મુનિ દેવચંદ્રજી પુનઃ વિનયથી બોલ્યા—" મહારાજ ! જ્યારથી આપના પવિત્ર દર્શન થયાં છે, ત્યારથી મારા મનમાં આપનું સ્વરૂપ ઓળખવાની તીવ્ર ઇચ્છા પ્રગટ થઇ છે, પરંતુ મારા દુઃસ્વભાવને લઇને આપની સાથે કેટલોક વાદ વિવાદ કરવામાં હું પડી ગયો, તેથી એ વિષેનું નિરાકરણ કરી શક્યો નથી, તો તેને માટે મને ક્ષમા આપશો. હવે કૃપા કરી આપ આપના સ્વરૂપનો સત્ય વૃત્તાંત જણાવો અને મારી જિજ્ઞાસા તૃપ્ત કરો."

મહાત્મા તેજસ્વી મુનિ દેવચંદ્રજીના આવા ભાવ ભરેલા વચનો સાંભળી હૃદયમાં સંતુષ્ટ થઇ ગયા. તેના મનમાં ખાત્રી થઇ કે " આ મુનિની પરિણતિમાં ફારફેર થઇ ગયો છે. તેણે પોતાના પૂર્વના પરિણામનો ત્યાગ કરી દીધો છે હવે આ મારા ઉપદેશનો પાત્ર બન્યો છે." આ પ્રમાણે વિચારી તે તેજસ્વી મુનિ બોલ્યા— " મુનિ ! તમારા પરિણામની ઉચ્ચ સ્થિતિ જોઇ હું અતિશય સંતુષ્ટ થયો છું. હું તમોને હૃદયથી આશીષ આપું છું કે, તમે આવા પરિણામને સર્વદા ધારણ કરનારા થાઓ. ગૃહસ્થો ! તમે પણ જે ભાવના પ્રગટ કરી છે, તે ભાવનાને અવિચળ રાખજો અને તમારી પ્રવૃત્તિને ઉચ્ચતામાં આરોપિત કરજો." આટલું કહેતાંજ તે તપસ્વી તે સ્થળેથી અદૃશ્ય થઇ ગયા.

જ્યારે તે તેજસ્વી મહાત્માને જોયા નહીં, એટલે સર્વે ચકિત થઇ આમ તેમ જોવા લાગ્યા. તેમના હૃદયમાં અનેક તર્ક વિતર્કો પ્રગટ થવા લાગ્યા. મુનિ દેવચંદ્રજી અને બીજા મુનિઓ અતિશય સંભ્રાંત થઇ હૃદયમાં અનેક જાતના ઉહાપોહ કરવા લાગ્યા. ક્ષણવાર સુધી સર્વેની આવી સ્થિતિ રહી, તેવામાં નીચે પ્રમાણે અદૃશ્ય ધ્વનિ પ્રગટ થયો.

"મુનિઓ અને ગૃહસ્થો ! તમે ચકિત થશો નહીં. તે તેજસ્વી મહાત્મા ખરેખરા મુનિ ન હતા. તે વિકુર્વેલી મારી સચેતન પ્રતિમા હતી. હું-શાસનદેવી, તેવું રૂપ વિકુર્વીને તમોને પ્રતિબોધ દેવા આવી હતી. તમારા હૃદય ઉપર મારા ઉપદેશની અસર થયેલી જોઇ મેં મારૂં વિકૃતિ રૂપ સંહરી લીધું છે. હવે તમે આશ્ચર્યથી મુક્ત થઇ મેં આપેલા ઉપદેશ પ્રમાણે પ્રવર્ત્તજો."

આ શબ્દો સાંભળી તેઓ બધા વિશેષ સાનંદાશ્ચર્ય બની ગયા. તેઓમાંથી વિદ્વાન્ વર્ગે આ પ્રમાણે સ્તુતિ કરી.

" नमस्ते शासनाधारे नमस्ते धर्मदायिनि ।
नमस्ते कर्मसंहर्त्रि, शासनेशे नमो नमः " ॥ १ ॥

"શાસનના આધાર રૂપ, ધર્મનું દાન કરનાર અને કર્મનો સંહાર કરનારા હે શાસનદેવી, તમોને નમસ્કારહો."

આ પ્રમાણે સ્તુતિ કરી તેઓ બોલ્યા—"હે મહાદેવી ! આપે તેજસ્વી મુનિનું રૂપ ધરી અમોને જે ઉપદેશ આપ્યો, તે આપની પ્રવૃત્તિ જોઈ અમે સાનંદાશ્ચર્ય થયા છીએ. આપની તે ઉપકાર વૃત્તિનું વર્ણન અમારાથી થઈ શકે તેમ નથી. આપ મહાદેવીનું આવું અદ્ભુત ચારિત્ર અમારી મનોવૃત્તિને ચિત્રમય કરી દે છે. હવે કૃપા કરી આપના દિવ્ય રૂપના દર્શન આપો; જેથી અમો આવા વિપરીત સમયમાં પણ મહાભાગ્યના પાત્ર બનીએ. આવા ઘોર સમયમાં આપનું વિકુર્વેલું રૂપ પણ જોવાને લોકો ભાગ્યશાળી બનતા નથી, તો આપે કૃપા કરી તેવું પવિત્ર અને તેજસ્વી રૂપ અમોને બતાવ્યું, એથી અમો અમારા પુણ્યના બળ ઉપર પૂરી પ્રતીતિ રાખીએ છીએ. શાસનમાતા, હવે આપ દિવ્ય દર્શન આપી અમારા ભાગ્યમાં અને પુણ્યમાં વધારો કરો. અમોને પૂરે પૂરી આશા છે કે, આપ અમારી આ પ્રાર્થનાનો અંગીકાર કરશો."

તે સર્વના આવા વચનો સાંભળી શાસન દેવી અતિશય તુષ્ટમાન થઇ ગયાં. તત્કાળ તે મહાશયાએ સર્વની સમક્ષ પોતાનું દિવ્ય સ્વરૂપ પ્રગટ કર્યું. આ વખતે તે ઉપાશ્રયની દશે દિશાઓ પ્રકાશમય બની ગઇ હતી.

મહાદેવી શાસનદેવીની દિવ્ય મૂર્તિના દર્શનથી સર્વ સભ્યો સાનંદાશ્ચર્ય થઇ ગયા. અને તેજ વખતે ભાવભરિત હૃદય વાળા વિદ્વાન્ વર્ગે તેમની આ પ્રમાણે પુનઃ સ્તુતિ કરી.

" महेश्वरि सदानंद कारिणि जवतारिणि ।
नमस्ते शासनाधारे सुखदे शासनेश्वरि " ॥ १ ॥

સદા આનંદને કરનારી, આ સંસારથી તારનારી, શાસનના આધાર રૂપ હે મહેશ્વરી શાસનદેવી તમને નમસ્કાર છે. " ૧

આ સ્તુતિ કરી તેમણે મહેશ્વરી શાસન દેવીને પ્રણામ કર્યો.

આ સમયે દિવ્ય રૂપ ધારિણી, શાસન દેવી પુનઃ બોલ્યાં-"હે મુનિઓ અને ગૃહસ્થો ! તમારી ભાવ ભરિત ઇચ્છા પૂર્ણ કરવાને માટે મેં તમોને મારા દિવ્ય દર્શન આપ્યા છે. હવે હું અહીંથી બીજે સ્થળે પ્રવાસ કરવા જાઉં છું. આ સમયે અહિં સ્થિર થવાનો મને અવકાશ નથી. પુનઃ કોઇ પ્રસંગે તમોને મારા ઉપદેશનો લાભ બીજી રીતે પ્રાપ્ત થશે. આ સમયે તમારામાં જે ભાવના જાગ્રત થઇ છે, તે ભાવનાને તમે સર્વદા ધારણ કરજો અને મારા ઉપદેશની ઉત્તમ અસરને તમારી મનોવૃત્તિમાંથી ખસેડશો નહીં. તેમ કરવાથી ભગવાન વીરશાસનનો ઉદય થશે અને સર્વ સંઘનો અભ્યુદય થશે. સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા—એ મારા પ્રભાવિક શાસનના ચાર સ્તંભ છે. એ રમણિય સ્તંભ ઉપરજ શ્રી વીરપ્રભુના શાસન રૂપ સુંદર મેહેલ રચાએલો છે. તેથી ચતુર્વિધ સંઘે તે શાસનના રક્ષણને માટે સર્વદા સાવધાન રહેવું જોઇએ; અને તન, મન તથા ધનથી તેનું રક્ષણ કરવું જોઇએ. તમે સદાકાળ તેની રક્ષા કરવામા તત્પર રહેજો અને તમારા શુદ્ધ કર્ત્તવ્યને બજાવી શ્રી વીરભગવાનના જયવંતા જૈન શાસનની સેવા કરજો."

આટલું કહી તે મહાશયા આ પ્રમાણે એક સુભાષિત બોલ્યાં.

" जयतात् जैन संघोऽत्र जयतात् जैन शासनम् ।
जयतादार्हतो धर्मो जयताच्छुद्धजावना " ॥ १ ॥

" આ લોકમાં જૈન સંઘ જય પામો, જૈન શાસન જય પામો, આર્હત ધર્મ જય પામો અને શુભભાવના જય પામો. " ૧

આ પ્રકારે ઉચ્ચાર કરતાં અને પુષ્પની વૃષ્ટિ વર્ષાવતાં, શ્રી શાસનદેવી તે સ્થળેથી અદૃશ્ય થઇ ગયાં. તેમની દિવ્ય મૂર્ત્તિની પ્રભા વિદ્યુત્‌ની જેમ ઝળકારો મારી અંતર્હિત થઇ ગઇ. આ વખતે સર્વ સામાજિકો એ દિવ્ય મૂર્ત્તિના અદર્શનથી ખેદાતુર બની ગયા. જે દિશામાં એ દિવ્ય પ્રભા અદૃશ્ય થઇ હતી, તે દિશા તરફ તે-

ઓ ઘણીવાર સુધી જોઈ રહ્યા, પણ તે દિવ્ય મૂર્ત્તિ તેમની દૃષ્ટિ સમીપ પુનઃ પ્રાપ્ત થઈ નહીં. તેમની દર્શનેચ્છા પરિપૂર્ણ થઈ નહીં. થોડીવાર પછી તેઓ નિરાશ થઈ ગયા. પછી તે દિશાને ઉદ્દેશીને આ પ્રમાણે એક સ્તુતિમય પદ્ય બોલ્યાઃ—

“ पंचमोद्भूतदोषाणा मपहाराय शांतये ।
धृतावतारां धर्मीवां नमामः शासनेश्वरीम् ” ॥ १ ॥

“ પંચમ કાળમાં ઉત્પન્ન થયેલા, દોષોને દુર કરવા માટે અને શાંતિને માટે અવતારને ધારણ કરનારા શ્રી શાસન દેવીને અમે નમીએ છીએ. ” ૧

તે પછી તે મુનિઓ અને ગૃહસ્થો સદ્વર્ત્તન કરવામાં પ્રવર્ત્યા હતા અને મુનિ દેવચંદ્રજી પણ પોતાના પરિવાર સાથે સ્વધર્મનિષ્ઠ બન્યા હતા.




